જ્ઞાનવર્ધક પુસ્તકમાળાનું સાતમું પુસ્તક.

# જર્મનીની ઉન્નતિ શાથી થઈ?

અનુવાદક

ગોવર્દ્ધનદાસ કહાનદાસ અમીન.

સીનોર.

સોલ એજન્ટ

જીવનલાલ અમરશી મહેતા;

મેનેજર –" જ્ઞાનવર્ધક પુસ્તકમાળા ", અમદાવાદ.



કિંમત રૂ. ૧-૧૦-૦.

આવૃત્તિ ૧ લી.] ઈ. સ. ૧૯૧૬. [પ્રત ૧૧૦૦

પુસ્તક ત્રીજું.



પ્રકાશકઃ

**ગોવર્દ્ધનદાસ કહાનદાસ અમીન,**

મુ. સીનોર. (રાજ્ય વડોદરા.)

અમદાવાદઃ
ધી ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

# પ્રકરણોની અનુક્રમણિકા.

"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"ના નવા ગ્રાહક થનારને

# હાલ શા શા લાભ મળે છે?

**પ્રવેશ ફીના આઠ આના** એક વખત ભરીને આ પુસ્તકમાળાના કાયમના ગ્રાહક થનારને **નીચેનાં પુસ્તકો અર્ધી કિંમતે મળે છે.**

**ફરજીયાત લેવાનાં.**

૧—૦-૦ **ચોખેરવાલી.** પ્રથમખંડ (સર ટાગોર કૃત નવલકથા)

૦—૮-૦ **પશુમાંથી દેવ.** (મહાત્મા જેમ્સ એલન ઉપરથી.)

૧-૧૦-૦ **જર્મનીની ઉન્નતિ શાથી થઈ?**

ચોખેરવાલી, ખંડ બીજો. કે ચક્રવર્તી અશોક.(નવલકથા.).

**ઐચ્છિક દાખલ મળવાનાં.**

૨-૮-૦ **દીવાને સાગર.** (સાગરની કવિતાનો સંગ્રહ.)

૧-૪-૦ **કુમુદચન્દ્ર.** (નવલકથા.)

૧-૦-૦ **પ્રવાસીના પત્રો.**

૦-૮-૦ **બાળઉછેર** અને બાળરક્ષણ (ખાસ સ્ત્રીઉપયોગી.)

**આ ઉપરાંત** સન ૧૯૧૫ ની સાલનાં ફરજીયાત તથા ઐચ્છિક મળીને રૂ. ૭-૦-૦નાં પુસ્તકોનો આખો સેટ રૂ. ૩-૮-૦માં મળે છે. (છૂટક નહિ.)

"**જ્ઞાનસુધા**" માસિકનું વાર્ષિક લવાજમ વિ૦ પી૦ પોસ્ટેજ સાથે રૂ. ૧-૪-૦ છે તેને બદલે રૂ. ૧-૦-૦ પુસ્તકમાળાના ગ્રાહક પાસેથી લેવાય છે.

**સસ્તું અને સારૂં વાંચન જોઈએ તો** જ આ પુસ્તકમાળાના ગ્રાહક થવું. વધારે મોહક વખાણની જરૂર નથી, અને કદાચ જરૂર હોય તોપણ તેમ કરીને લલચાવવાની ઇચ્છા નથી. એક વખત પુસ્તકો નજરે જોવાથી જ અમારા કામની ઘટતી ખાત્રી થશે.

**અર્ધા આનાની ટીકીટ** મોકલનારને નિયમો તથા તમામ પુસ્તકોની યાદી મફત મોકલાય છે. લખો-નીચેના સરનામે **અમદાવાદ કે મુંબઈ**—

**મેનેજર-જીવનલાલ અમરશી મહેતા;**

ઠે. જૂની હનુમાનગલી નં. ૧૫૨. મુંબઈ. પો. નં. ૨.

ઠે. પીરમશાહ રોડ; **અમદાવાદ.**

# ભાષાન્તરકારની પ્રસ્તાવના.

હિન્દુસ્થાનમાં યુવાન કે વૃદ્ધ, સ્ત્રી કે પુરુષ, અજ્ઞાન કે સજ્ઞાન, અભણ કે ભણેલ સર્વે કોઈ જર્મનીના નામથી અજાણ હોય એ હવે માની શકાય તેમ નથી. બે વર્ષ પૂર્વે જર્મનીનું નામ અને કહો કે તેના વિષે બે શબ્દો પાશ્ચાત્ય કેળવણી પ્રાપ્ત કરનારાઓ જ જાણુતા હતા. અને તેમાં પણ તેનું વિશેષત્વ સમજનારા તો ઘણા જ થોડા હતા. પરંતુ, હાલ ચાલતી યુરોપી મહાન્ યાદવાસ્થળીના પરિણામે કોઈ થોડું તો કોઈ વધારે પરંતુ કંઇક પણ જાણુતા થયા છે. ઉદ્યોગ ધંધામાં પછાત ભારતવાસીઓને જગત્‌માં જર્મની શું કરતું હતું તેની ખબર પણ નહોતી; અને કદાચ આ મહા યુદ્ધ થયું ન હોત તો હજી કેટલાંએ વર્ષો સુધી તેને નહિ ઓળખનારા—નહિ જાણુનારા—ઘણા મળી આવત. પ્રસ્તુત યુદ્ધથી એટલી તો ખાત્રી થઇ છે કે, જર્મની એ જગત્‌માં એક માયાવી—રાક્ષસરૂપ છે. ભારતના પુત્રોને માયાવી રાક્ષસ વિષે ઘણી ખબર છે; પરંતુ તેવા પ્રાચીન કાળમાં વર્ણવાયલા રાક્ષસો આજે પણ છે એવું ઘણા થોડા માનતા હતા. ઠીક. પણ જે જર્મની વર્તમાન સમયે જગત્‌ને ચકિત કરી રહ્યું છે—અરે, જે જર્મનીને બહાદુર અને બળવાન મિત્રરાજ્યો—ઇંગ્લાંડ, ફ્રાન્સ અને રૂશિઆ જેવાં મહાન્ રાષ્ટ્રો—પણ ભયંકર શત્રુના નામે સંબોધે છે તે જર્મની એવું તે કેવું છે કે સર્વે સ્થળે તેનું નામ વ્યાપ્ત થઇ ગયેલું છે! અને એક વખતે જંગલી સ્થિતિ ભોગવનારૂં, અને વળી પછી તત્વજ્ઞાનમાં ઝપાટો મારનારૂં જર્મની આજે રક્તપાનનું લોભી બની રાક્ષસરૂપમાં પરિણત થવાને કયા કારણનો ભોગ થઈ પડયું છે? એ અવશ્ય વિચારવા જેવું છે.

અવલોકનકારને જણાય છે કે, ભૌતિકશાસ્ત્રની પ્રગતિના પરિણામે જર્મનીની વર્તમાન સ્થિતિ છે. ત્યાંના તત્ત્વવેત્તાઓએ જે તત્ત્વજ્ઞાન ઉપસ્થિત કર્યું હતું તે ભૌતિકવાદીઓના આંદોલનો આગળ નિર્બળ જણાયું છે. આપણાં ધર્મશાસ્ત્રો જેને 'માયા' કહે છે અને જે 'માયા' મહાન્ મુનીઓને ચલિત કરે છે તે 'માયા'એ જર્મનીને પોતાની જાળમાં સંપૂર્ણ રીતે ગુંથી લીધું છે. ભારતવાસીઓ એક વખતે માયાદિ સર્વે પરવશ કરનારી જે કૃતિઓને વશ રાખતા હતા તે જ 'માયા'એ આજે ભારતવર્ષને જેમ અધોગતિમાં હોમી દીધું છે તેવો જ જર્મનીનો સમય આવ્યો છે. 'માયા'ના બળે જર્મનીને ધનના લોભમાં નાખ્યું, ધનના લોભે ઉદ્યોગ હુન્નરાદિની પ્રવૃત્તિમાં ખેંચ્યું, અને ઉદ્યોગની પ્રવૃત્તિએ વેપારને પૂર્ણ સ્વતંત્રતા આપવા પ્રદેશલોભની મહત્વાકાંક્ષાને જન્મ આપ્યો.

કુદરતી સિદ્ધાંત છે કે, રાક્ષસી મહત્વાકાંક્ષા કદી પણ ચીરસ્થાયી રહેતી નથી. પુરાણ, શાસ્ત્ર વગેરે ગ્રંથોમાં એવાં અનેક દષ્ટાંત મળી આવે છે. પુરાણના રાક્ષસો પ્રભુની મહાન્ શક્તિઓને સ્વેચ્છાનુસાર વર્તાવતા, પરંતુ તેમની અનુચિત મહત્વાકાંક્ષાઓ પ્રથમ વિજય અપાવ્યા છતાં અંતે તેમનો નાશ કરાવવામાં કારણભૂત થયેલી છે. જર્મની વિષે પણ અવશ્ય તેમજ ઘટી શકે.

આપણે ભારતવર્ષનો જ વિચાર કરીશું તો સમજાશે કે આર્ય પ્રજા એક વખતે સર્વ જગતના ગુરૂરૂપે હતી. અનેક ધર્મનો જન્મ ભારતવર્ષમાં થયો છે અને જગતનાં જુદાં જુદાં રાષ્ટ્રોને ભારતપુત્રોએ જ ધર્મદિક્ષા આપી છે. તત્ત્વજ્ઞાનના અખંડ ઝરાનો ઉગમ ભારતભૂમિમાંથી જ થયો છે, અને તેના જ્ઞાનામૃતથી જગતના તૃષિત માનવો વારંવાર તૃપ્ત થયા છે. જગતના બીજા માનવો જ્યારે જંગલી અવસ્થામાં નગ્ન ફરતા હતા ત્યારે આર્યો કપાસ ઉત્પન્ન કરી તેનાથી વસ્ત્ર તૈયાર કરવાની કળા જાણતા હતા; એટલું જ નહિ પણ વસ્ત્ર કેવી રીતે પહેરવાં તે સુદ્ધાં આર્યોએ અનેક રાષ્ટ્રોને શીખવ્યું હતું. જ્યોતિષ, બીજગણિત, અંકગણિત, ભૂમિતિ ઇત્યાદિ શાસ્ત્રોની પ્રાથમિક શોધ આર્યોએ જ કરી હતી. મનુ જેવા સ્મૃતિકારો, વાલ્મિક જેવા કવિ, પાણિની જેવા વૈયાકરણી, બાણ જેવા કાદંબરીકાર અને કાલિદાસ જેવા નાટકકારોનો અવતાર આ જ ભૂમિમાં થયો હતો. જગતના સાહિત્ય, અલંકાર અને વર્ણનોની શ્રેષ્ઠતાએ એક વખત ભારતવર્ષ પહોંચેલું હતું. પણ એ સર્વેનો ક્રમે ક્રમે વિચાર કરતાં છેવટે અવદશાની પ્રાપ્તી થયેલી છે. તેમ થવાનું કારણ શું હશે ? ઉઘાડુંજ છે કે જેમ જેમ કુદરતી નિયમોનું ઉલ્લંઘન થતું જાય તેમ તેમ તેની શિક્ષા ભોગવવી પડે. જર્મની માટે એવો જ સમય કેમ ન આવ્યો હોય ?

ગમે તેમ હોય, પણ કહેવું જોઇએ કે વ્યાવહારિક દૃષ્ટિએ ( જગત્ બહુધા એ જ સ્થિતિમાં છે.) જર્મનીના આધિભૌતિક ઉન્નતિ માટેના પ્રયત્નો અતિ વિચારણીય છે. તેમજ ભૌતિક સ્થિતિમાં તેણે જે માર્ગનું અવલંબન કર્યું છે તે અનેક રીતે અનુકરણીય છે. તેથી તેણે જે કાર્ય કર્યું છે અગર તો પોતાની ઉન્નતિ માટે તેણે જે કર્તવ્ય માન્યું છે તે પ્રત્યેક પ્રજાએ ઉદ્યોગમાં શ્રેષ્ઠત્વ મેળવવા જાણવા જેવું છે. અને તેથી આ પુસ્તક ગુજરાતી વાચકોને કંઈ પણ લાભ આપી શકે એ દૃષ્ટિથી લખવામાં આવ્યું છે. આ પુસ્તક રા. રા. નારાયણ કૃષ્ણ આગાશે, બી. એ., એલએલ. બી. કૃત " **आधुनिक जर्मनीची उत्क्रांति** " નામે મરાઠી પુસ્તકના અનુવાદ રૂપે છે. મરાઠી પુસ્તકના લેખકે મી. ડૉસનના " The Evolution of Modern

Germany" એ પુસ્તકનો મુખ્યત્વે આધાર લીધો છે. તેમજ તેઓ જણાવે છે કે "એ પુસ્તકની છેલ્લી આવૃત્તિ ૧૯૧૪ માં પ્રસિદ્ધ થઇ છે. ઇ. સ. ૧૯૦૮ માં પ્રથમ ગ્રંથ લખાઇ પ્રકટ થયા પછીની આવૃત્તિમાં ગ્રંથકારે કંઇ ફેરફાર કર્યો નથી. એ કારણથી મિ. ડોસને આપેલી માહિતી ઇ. સ. ૧૯૦૮ પહેલાંની છે એ સ્પષ્ટ છે. મૂળ અંગ્રેજી ગ્રંથકારની પ્રસ્તાવનાનો સારાંશ આ પછી જ આપ્યો છે તે પરથી પ્રસ્તુત ગ્રંથ લખવાનો તેમનો કયો હેતુ હતો તે પણ સ્પષ્ટ જણાય છે.

"આધારભૂત ગ્રંથનો ક્રમ ક્યાંઇ પણ છોડવામાં આવ્યો નથી. છેવટનું પ્રકરણ માત્ર આખું જ 'જર્મની' નામે એક જર્મન અમેરિકન ગૃહસ્થે લખેલા ગ્રંથમાંથી લીધું છે."

આ પુસ્તક લખવામાં મરાઠી પુસ્તકના લેખકે તે સંબંધી મરાઠી માસિક '**મનોરંજન**,' '**નવયુગ**' વગેરેના લેખોનો આધાર લેવા ઉપરાંત નીચેનાં ત્રણ ઇંગ્રેજી પુસ્તકોનો આધાર મુખ્યત્વે લીધો છે. આ પુસ્તકો વાંચવાને લેખક એ ભાષાભિજ્ઞોને ખાસ ભલામણ કરે છે.

1 Germany—The Welding of a world-Power by wolf Von Schierbrand ( 1903 ).

2 Germany and its Evolution in Modern Times, by Lichtenberger ( 1913 ).

3 Germany and German Emperor, by G. H. Periss ( 1914 ).

રાજદ્વારી ચર્ચાથી છેકજ અલગ એવું આ પુસ્તક ગુજરાતી વાચકોના કરકમળમાં સત્વરે પડેલું જોવાની મારી તીવ્ર ઇચ્છા હતી, કારણ કે હું પ્રથમ જણાવી ગયો તે પ્રમાણે આ પુસ્તકમાંની માહિતી મને ઘણી ઉપયોગી જણાઈ હતી. એ ઇચ્છા પૂર્ણ કરવા માટે તેના કર્તા **રા. રા. નારાયણ કૃષ્ણ આગાશે, બી. એ., એલ્એલ્. બી.** પાસે તેનું ભાષાંતર કરવાની પરવાનગી માગતાં તેમની ઇચ્છાનુસાર ધર્માદા કાર્યમાં અમુક રકમ આપવાનું જણાવી પરવાનગી આપી તે માટે હું તેમનો અત્યંત આભારી છું. સંમતી મળતાં પુસ્તકનો અનુવાદ પૂર્ણ કરવામાં આવ્યો. તે ગુજરાતી વાચક આલમના હસ્તમાં સારૂં સ્થાન મેળવે એ હેતુથી **રા. જીવનલાલ અમરશી મહેતા** "જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"ના વ્યવસ્થાપક તરફ મોકલી આપ્યું અને તેમણે તે સ્વીકારી ગુજરાતી વાચકવર્ગને આભારી બનાવ્યો છે.

કાગળોના ભાવ લગભગ ત્રણુ ગણા વધી ગયા છે, અને તે જ પ્રમાણે દરેક વસ્તુ મોંઘી થયેલ છે છતાં સરસ કાગળ તથા સુંદર પાકા પુંઠા સાથે આ કિંમતી ગ્રન્થ "**જ્ઞાનવર્ધક પુસ્તકમાળા**" ના ગ્રાહકોને બાર તેર આના જેટલી જુજ કિંમતે તેના વ્યવસ્થાપક આપે છે, તે–મારા સમજવા પ્રમાણે–આવા વખતમાં સાધારણ સાહસ નથી. તેની કદર તો ખરા કદરદાન હશે તે જ કરશે.

આ સ્થાને આ કાર્ય પૂર્ણ કરવામાં મને મદદ કરનાર મારા સ્નેહી **રા. મણિલાલ મગનલાલનો** તેમજ કાળજીપૂર્વક અને તાકીદે સુન્દર રીતે છાપવા માટે 'ડાયમંડ જ્યુબિલિ' પ્રેસનો પણ આભાર પ્રદર્શિત કર્યા સિવાય હું રહી શકતો નથી. છેવટે, આ કાર્ય પૂર્ણ કરવામાં જે પરમકૃપાળુ **પરમાત્માએ** આન્તર પ્રેરણા કરી છે, તે વાચકવર્ગને આવાં ઉપયોગી કાર્યો સ્વીકારવાની મહત્વાકાંક્ષા પ્રેરે એવી અનન્યભાવે પ્રાર્થના કરી આ પ્રસ્તાવના પૂર્ણ કરીશ.

**સિનોર.**
જન્માષ્ટમી—વિક્રમાર્ક ૧૯૭૨. } **ગો. ક. અમીન.**

**તા. ક.**—આ પુસ્તકમાં છેલ્લું મૂકેલું પ્રકરણ "જર્મનીનો પૂર્વ ઇતિહાસ અને અન્ય માહિતી" છે. તેમાં જર્મની સંબંધી પૂર્વની તથા બીજી સામાન્ય જાણવાજેવી માહિતી હોવાથી ખરી રીતે તે પ્રથમ જ મૂકવા જેવું છે. માટે તે પ્રથમ વાંચી લેવા સુજ્ઞ વાચકોને ભલામણ છે.



# મૂળ અંગ્રેજી ગ્રન્થની પ્રસ્તાવનાનો સારાંશ.

પ્રસ્તુત પુસ્તક લખવાની શરૂઆત ઘણાં વર્ષ પૂર્વે થઈ હતી, પરંતુ દરમીયાન કેટલીક અનિવાર્ય હરકતો ઉપસ્થિત થવાથી તે પૂર્ણ કરવામાં વિશેષ સમય ગયો છે. આ સમયમાં પુષ્કળ નવું જાણવાનું મળ્યું અને તેથી પુસ્તકમાં કરેલાં વિધાન અને કરેલાં અનુમાનની સત્યાસત્યતા જોવાની અચાનક તક મળી, અને એ દૃષ્ટિથી પુસ્તક પૂર્ણ કરવામાં સમયનો જે વ્યય થયો છે તે એક રીતે લાભકારક જ થયું છે.

પ્રસ્તુત પુસ્તકના નામ પરથી જ લેખકનો હેતુ શો છે તે સ્પષ્ટ સમજાય તેમ છે. કર્તાનો મુખ્ય હેતુ પચાસ વર્ષ પૂર્વે જર્મનીનું દૃષ્ટિએ પડતું પ્રસ્તુત રૂપાંતર કેવી રીતે થતું ગયું તે બતાવવાનો છે. આ રૂપાંતર સાંપત્તિક સ્થિતિમાં વિશેષ થયું છે, તેથી એ વિષયનો વિચાર આ પુસ્તકમાં વિશેષ થયો છે. પ્રસંગાનુસાર જર્મન સામ્રાજ્યના અંતર્ગત પ્રદેશમાં અને અન્યત્ર કેવો પ્રસાર થતો ગયો છે તેનું પણ વિવેચન કર્યું છે. આ સ્થાને કહેવાની આવશ્યકતા નથી તોપણ ઇષ્ટ જણાય છે કે બ્રિટિશ રાજ્યમાં જે સાંપત્તિક પ્રશ્નોનો ચોતરફ વિચાર ચાલે છે, તે પ્રશ્નનો નિર્ણય સંતોષકારક રીતે કરવાના કાર્યમાં આ પુસ્તકની માહિતીનો ઉપયોગ થાય એ હેતુથી તે (માહિતી) સંકલિત કરવામાં આવેલી નથી. પુસ્તકના જુદા જુદા વિષયો સાધારણ જ્ઞાનવાળો મનુષ્ય સમજી શકે, એવી પદ્ધતિથી લખવાનો પ્રયત્ન કર્યો છે. કેટલાંક સ્થળોએ આંકડાની વિશેષ માહિતી આપવાની જરૂર જણાયાથી તે આપી છે; અને લેખક માને છે કે, તે જાણવામાં આવશે તો જ જર્મનીની વેપાર અને ઉદ્યોગધંધામાં પ્રગતિ કેવી રીતે થતી ગઇ તે લક્ષમાં આવશે.

ઉદ્યોગધંધો અને મજુરી એ બે બાબતો સંબંધી જર્મનીની અયોગ્ય સ્તુતિ કે નિંદા કરવાનો આ પુસ્તકનો આશય નથી. એક વેપારી દેશ તરીકે જર્મની આપણને જેવું દેખાય છે તેવું જ બતલાવવાનો યત્ન કર્યો છે. વેપારમાં વિજય મેળવવા માટે જર્મનોએ કેટલો પરિશ્રમ કર્યો અને અપૂર્વ ઉત્સાહથી કેવા મહાન્ ઉદ્યોગો કર્યા, તે વાંચનાર પ્રજા જાણે અને આટલા અલ્પકાળમાં જર્મનીની જે ઉન્નતિ થઇ છે, તેનું ખરૂં રહસ્ય શું છે તે તેમના ધ્યાનમાં પૂર્ણપણે આવે, એ પુસ્તકકર્તાનો ઉદ્દેશ છે. તેમને ઉતારી પાડવાનો કે નિરૂત્સાહી બનાવવાનો નથી. જર્મનીની ઐાદ્યોગિક ઉન્નતિ થઇ છે તે ગુપ્તમાર્ગે થોડી જ થઇ છે ? તેણે જે માર્ગ અને ઉપાયનું અવલંબન કર્યું છે તે માર્ગ અને ઉપાય સર્વે માટે સમાન રીતે ખુલ્લા છે, જેની ઇચ્છા થાય તેણે તેનો

સ્વીકાર કરવાનો છે. જગતના બજારમાં જર્મનીએ જે અગ્રસ્થાન મેળવ્યું છે, તેનાં કારણો શાસ્ત્ર, શિક્ષણ, દીર્ઘોદ્યોગ અને નાની મોટી સર્વ બાબતોમાં સરખું લક્ષ એ છે. અનુભવાન્તે સિદ્ધ થયું છે કે જે રાષ્ટ્રોએ વિશેષ નહિ તો એમાંની એક જ બાબત તરફ ભલેને દુર્લક્ષ કર્યું હોય તોપણ તે જર્મનો આગળ તેમની યાત્રા–ઉપાય પાછળ પાડવામાં કારણભૂત થઇ છે.

લેખકની એવી માન્યતા નથી કે, જર્મનીની ઔદ્યોગિક હરીફાઇ પૂર્ણ સ્વરૂપને પ્રાપ્ત થઇ છે. ઉલટું તે અલ્પસમયમાં વિશેષ બળવાન થશે એવું અનુમાન છે. એ અનુમાન ખરૂં છે, એવું દર્શાવનારાં અનેક કારણો છે. તેમાંનું એક એ છે કે, જર્મન ઉદ્યોગધંધા હજી બાલ્યાવસ્થામાં છે. બીજું કારણ એ છે કે, યૂરોપના કોઈ પણ અન્ય રાષ્ટ્રે વેપારમાં અદ્યાપિ સુધી જર્મની જેટલું લક્ષ આપ્યું નથી. જર્મન રાષ્ટ્રના સર્વ વિચાર તથા ઉદ્યોગ ઐક્યપૂર્વક એ દિશામાં વહે જાય છે. આ કથનનો એવો અર્થ નથી કે, જર્મન કારખાનાદાર અથવા વેપારી પોતાના પ્રતિસ્પર્ધીના કરતાં ગુણમાં શ્રેષ્ઠ છે. તેનો જે ગુણ છે તે એ છે કે, પોતાનું સર્વ લક્ષ તે પોતાના ધંધામાં રાખે છે. બીજામાં તેટલી એકાગ્રતા જણાતી નથી. કેટલાકની તો એકાગ્રતા એ એક પ્રકારનો દોષજ છે, એમ માનવાની પ્રવૃત્તિ છે. તાત્વિક વિચારોમાં મગ્ન થયેલા 'પૂર્વના ટયૂટાનિકસ'ની જગ્યાએ હવે ક્રિયાવાન ટયૂટાનિકસ આવી બેઠેલા છે. અને તેમનો પ્રવાહ આધિભૌતિક સંપત્તિ તરફ હોવાથી તે દિશામાં જ તેમના સર્વ પ્રયત્ન થાય છે. તે ઉપરાંત લોકસંખ્યાની વૃદ્ધિ થતી જતી હોવાથી અને યૂરોપી પ્રજાને નિવાસ કરવાને યોગ્ય એવા વસવાટનો અભાવ હોવાથી, જર્મન ઔદ્યોગિક સ્પર્ધા ભવિષ્યકાળમાં વિશેષ જ બળવાન થશે. અમારૂં આ ભવિષ્ય વસ્તુસ્થિતિને અનુસરતું છે, અને એ વસ્તુસ્થિતિ કયા સ્વરૂપની છે, તેનું વિવેચન પ્રસ્તુત પુસ્તકના સત્તરમા પ્રકરણમાં પૂર્ણ રીતે કરેલું છે.

ઔદ્યોગિક બાબતમાં દીર્ઘ ઉદ્યોગ કરવા તરફ મનની પ્રવૃત્તિ થવાનું બીજું એક આગળ કહેલું કારણ છે; પણ તે તરફ લોકોનું જેટલું જવું જોઇએ તેટલું લક્ષ ગયેલું જણાતું નથી. આ કારણ જર્મનીને પ્રથમ ઉપયોગી થઈ પડયું છે અને ભવિષ્યમાં પણ ઉપયોગી થશે. સરકારે અગર તો મ્યુનિસિપાલીટિએ કયાં લોકોપયોગી કાર્યો સ્વહસ્તમાં લેવાં અને કયાં ન લેવાં, એ ધોરણ જર્મનીએ જેટલું પકડયું છે, તેટલું અન્ય કોઈ પણ દેશે પકડયું નથી. અને ટ્રામ્વે, બંદરો, નદીઓ અને નહેરો પર ચાલતો વ્યાપાર, ઇન્સ્યુરન્સ–વિમા, બેંકિંગ–શરાફી વગેરે લોકોપયોગી અનેક કાર્યો સરકારે અથવા મ્યુનિસિપાલીટિએ ઉપાડી લીધાં છે. તેમાંનાં કેટલાંક સર્વ અને કેટલાંક અંશતઃ

લેવાયલાં છે. જે દેશમાં આ વ્યવસ્થા અસંભવિત જણાય તે દેશમાં ત્યાંની પ્રજાની થાપણુ આ કાર્યમાં રોકવાની જરૂર પડે છે. આથી થાપણુવાળાઓને અન્ય ઉદ્યોગ ધંધા તરફ ધ્યાન આપવાની અનુકૂળતા મળતી નથી. પણ જર્મનીમાં ઉપર કહેલી વ્યવસ્થા થયેલી હોવાથી પ્રજાવર્ગના થાપણુવાળાઓને પોતાનું લક્ષ અન્ય ઉદ્યોગ ધંધા તરફ રાખવાને માર્ગ રહે છે. બ્રિટિશ પ્રજા આ વ્યવસ્થા સંબંધી ભલે જે કહેવું હોય તે કહે, પણ તેમને એટલું તો સ્વીકારવું જ પડશે કે, તે માર્ગથી જર્મનીનો વેપાર જ માત્ર વધ્યો છે એમ નથી પણ તે સાથે તેમના ઉદ્યોગ ધંધા પણ પુષ્કળ વધ્યા છે.

વિરુદ્ધ પક્ષે જર્મનીની હરીફાઇના કારણે જે લોકો ગભરાટમાં પડી ગયા છે, તેમને સંતોષ થવા જેવાં કેટલાંક કારણો અસ્તિત્વમાં આવવા લાગ્યાં છે. અત્યાર સુધી જર્મન મજુરોને ઓછો પગાર આપી વધુ વખત તેમની પાસેથી કામ લઇ શકાતું હોવાથી જર્મન કારખાનાવાળાઓને પોતાનો માલ તૈયાર કરવામાં ઓછો ખરચ આવતો હતો. પરંતુ થાપણુવાળાઓ અને મજુરો વચ્ચે હમણાં જે ખેંચપકડ શરૂ થઇ છે તે ધ્યાનમાં લેતાં, કારખાનાવાળા-ઓના આ સુખી દિવસો હમેશ જેવા ને તેવા ચાલ્યા કરશે એવો વિશ્વાસ રહેતો નથી. જર્મનીનો માલ સસ્તો જ મળે એવી તેની અદ્યાપિ સુધીની ખ્યાતિ છે તે ધીમે ધીમે નષ્ટ કરનારાં ભિન્ન ભિન્ન કારણો ઉપસ્થિત થવા લાગ્યાં છે. તે કારણો એ છે કે, ત્યાંની પ્રજાને પૂર્વની સાદાઇ અપ્રિય થવા લાગી છે, અને પ્રથમ કરતાં જો કે તેમને હવે વધુ ધન મળે છે પણ તેનો વ્યય કરવા તરફ તેમના મનની વિશેષ પ્રવૃત્તિ થઈ છે. પહેલાંની કરકસર અને જાતિસુખની નિરાભિલાષા નષ્ટ થવાથી 'સુધારો' 'સુધારો' કહેવામાં આવે છે તે કદાચિત વિશેષ થયો હશે, પણ એ સુધારાથી સંપત્તિઉત્પાદનમાં મુખ્ય સાધનો જે મજુરોનો પગાર અને વેતન, વ્યાજ અને નફો, એમાં આજ સુધી જે સવલત મળતી હતી તે હવે પછી ક્રમે ક્રમે મળતી બંધ થવા લાગશે.

જર્મન હરીફાઇના પ્રશ્નનો પોતાના દેશબન્ધુના હિતાહિતની દષ્ટિથી ગ્રંથકાર વિચાર કરવા લાગે છે તો એ બાબતમાં વિશેષ ચિત્ત રાખવાનો પ્રસંગ આવે છે, એવું તેને બીલકુલ લાગતું નથી. તેણે પોતાના પૂર્વજોએ ઉદ્યોગ ધંધામાં પૂર્વે કેવો યશ પ્રાપ્ત કર્યો હતો તે લક્ષમાં રાખવું. જે રાષ્ટ્રો આજે આપણાથી ઉચ્ચ સ્થાન મેળવતાં જાય છે, તે રાષ્ટ્રોને ઔદ્યોગિક શિક્ષણનો પહેલો પાઠ બ્રિટિશ ગુરૂએ જ શીખવ્યો હતો. પણ શિષ્યે ગુરૂનો પરાજય કરવો એ અયોગ્ય છે એમ કહી શિષ્યનું કેવળ કૌતુક કરવામાં જ

બ્રિટિશાઓ આનંદ માની સ્વસ્થ બેસવાનું છોડી દેવું જોઇએ. તેઓ હવેથી પૂર્વેનું પોતાનું શ્રેષ્ઠ સ્થાન પાછું મેળવવા જો અંતઃકરણપૂર્વક ઉદ્યોગ કરશે તો જોતજોતામાં યશ મેળવી શકશે. આ ઉદ્યોગ કરવામાં પોતાના પ્રતિસ્પર્ધી સાથે શાંતિ ભરેલું વર્તન રાખવું જરૂરનું છે. તેમાં ચીડીયાપણું કે આતતાયી કૃત્ય હોવું ન જોઇએ. એવી શાંત વૃત્તિ રાખી ઉદ્યોગી કાર્યમાં અન્યથી પાછા પડીશું નહિ, એવો દૃઢ નિશ્ચય જો કરવામાં આવે તો પૂર્વકાળમાં શાંતિ અને સુધારાના જે અનેક વિજય બ્રિટિશાએ મેળવ્યા છે, તેવા જ વિજય પ્રસ્તુત હરીફાઇના સમયમાં પણ પ્રાપ્ત કરવાને તેને મુશ્કેલી પડશે નહિ.

---

# જર્મનીની ઉન્નતિ શાથી થઇ?

## પ્રકરણ ૧ લું.

### વિચારક્રાંતિ.

ગયાં પચાસ વર્ષ પહેલાંની જર્મનીની સ્થિતિ તરફ આપણે જોઇએ છીએ તો જણાઈ આવે છે કે, તે દેશના જનસમાજનો વિચારપ્રવાહ તદ્દન સંકુચિત હતો. તેઓ સ્વદેશ, સ્વભાષા, સ્વધર્મ, પોતાના આચારવિચાર અને પોતાના તત્વજ્ઞાનના ચિંતનમાં લીન થઈ ગયેલા હતા. 'સ્વ' એટલે 'પોતે' અને 'પોતાના' એ સિવાય અન્ય કોઈ પણ વિષયનો તેમની બુદ્ધિને પરિચય નહતો. છેલ્લાં પચાસ વર્ષમાં આ સ્થિતિ તદ્દન પલટાઈ ગઈ છે. હાલના જર્મનોમાં એવી ભાવના ઉદ્ભવી છે કે, આપણા દેશની બહાર પૃથ્વીનો ઘણો ભાગ છે, તે ભાગમાં પ્રવેશ કરી આપણા દેશનો વ્યાપાર વધારી સ્વદેશને સધન બનાવવો; એટલુંજ નહિ, પણ અન્ય સાધનની સહાયતાથી બીજા દેશોમાં પોતાનું રાજકીય મહત્વ પણ વધારવું. આ ભાવનાને અનુલક્ષી તેઓએ ઉદ્યોગ પણ સતત ચલાવ્યો છે. પૂર્વની સંકુચિત વૃત્તિનો ત્યાગ કર્યાથી તેમના વિચારોને તદ્દન નવીન માર્ગ મળ્યો છે. પ્રત્યેક જર્મનને એમજ લાગે છે કે, આખા જગતમાં જર્મન નામ અમર કરવું, જગતના મોટા ભાગ પર આપણી સત્તા ચલાવવી, વિદ્યાના બળે વિવિધ પ્રકારની કળા સાધ્ય કરી નવીન નવીન શાસ્ત્રીય શોધોથી સ્વદેશને સર્વ સાધન સંપન્ન બનાવવો.

આ વિચારક્રાંતિ થવાનું મુખ્ય કારણ શું હશે તે જોવાને વિચાર કરીએ છીએ તો સો વર્ષ પહેલાં ઉદય પામેલા કૅન્ટ, ફીસ્ટે, ગેટી અને શીલર એ ચાર ગ્રંથકર્તાઓ આપણી દૃષ્ટિ સમીપ ઉભા રહે છે. આ ચાર ગ્રંથકારોએ પોતાની લેખિનિના બળવડે જર્મન લોકોમાં નવીન ચૈતન્ય ઉત્પન્ન કર્યું હતું. નેપોલિયનના તડાકા-સપાટાથી જર્મનો નિસ્તેજ થઇ તદ્દન નાદાન બની ગયા હતા. આ તેમની નાદાનીયતને નષ્ટ કરી તેમનામાં નવીન બળ અને વીરશ્રી ઉત્પન્ન કરવાનું શ્રેય જો કોઇને આપી શકાય તેમ હોય તો માત્ર ઉપરોક્ત ગ્રંથકારોજ તેના અધિકારી છે. સ્વદેશના અભ્યુદયાર્થે દેશના પ્રત્યેક મનુષ્યે આત્મભોગ આપવો જોઇએ, એવું એ ગ્રન્થકારોનું તત્વ જનસમાજના

હૃદયમાં સ્થિર થયું, અને તેથી નેપોલિયને છિન્નભિન્ન કરેલી સ્થિતિ ધીમે ધીમે પોતાના મૂળ સ્થાને આવવા લાગી. લોકોના શરીરમાં શૌર્યનો નવો વાયુ વિહાર કરવા લાગ્યો, અને તેથી ત્યાર પછી થોડાજ સમયે થયેલા યુદ્ધમાં તેઓ યશ સંપાદન કરી શક્યા. આ ગ્રંથકારોએ માત્ર એટલુંજ કાર્ય કર્યું છે એમ કંઇ નથી. શૌર્યની સાથે વિદ્યાની અભિરુચિ પણ તેઓએ જનસમાજમાં જાગૃત કરી છે. આ અભિરૂચિ ત્યાર પછી એટલી ઉન્નત સ્થિતિએ પહોંચી કે જર્મની વિદ્યાનું નિવાસસ્થાન છે, એમજ જ્યાં ત્યાં કહેવાવા લાગ્યું. આ પ્રમાણે સો વર્ષ પહેલાંના જર્મનીની આધુનિક જર્મની સાથે તુલના કરી જોતાં પૂર્વનો મનુ લુપ્ત થઇ ગયો છે અને નવીન મનુ શરૂ થયો છે, એમ જણાઇ આવે છે. ઓગણીસમી સદીના આરંભનાં પચાસ વર્ષોનો ઇતિહાસ વાંચીએ તો આધ્યાત્મિક વિચારોમાં ત્યાંની પ્રજા મગ્ન થયેલી હતી એવું માલુમ પડે છે. એજ સદીના ઉત્તરાર્ધના ઇતિહાસનું અવલોકન કરીએ છીએ તો તેથી તદ્દન ઉલટી સ્થિતિ દૃષ્ટિએ પડે છે. કાલ્પનિક સૃષ્ટિ નષ્ટ થઇને તેના સ્થાને ઇશ્વિરે સ્થાપેલી દૃશ્ય સૃષ્ટિ આવી બેઠી, અને મનુષ્યજાતિના સુખ માટે પ્રભુએ ઉત્પન્ન કરેલી અખિલ વસ્તુ શી છે અને તેના ગુણધર્મ શા છે એની શોધપ્રતિ વિચારોનો પ્રવાહ વળ્યો. આ વિચારોનો ઘણા થોડા સમયમાં વિકાસ થયો અને આધિભૌતિક સંપત્તિમાં જર્મનીને અગ્રપૂજનનું માન મળ્યું. સો વર્ષ પર જર્મનોએ ભાવનાધિન થઈ કલ્પનાસૃષ્ટિમાં મહાન્ વૈભવ મેળવ્યો હતો, પરંતુ તેથી તેમને આર્થિક લાભનું બીલકુલ દર્શન થયું નહોતું. આજે તેમણે ભારે આર્થિક લાભ પ્રાપ્ત કરી લીધો છે અને જે સૃષ્ટિ આપણે જડચક્ષુથી જોઇએ છીએ તે સૃષ્ટિ પર—કાલ્પનિક સૃષ્ટિ પર નહિ—અધિકાર—સત્તા મેળવવાનું ધ્યેય તેમણે પોતાનાં નેત્ર સન્મુખ રાખ્યું છે.

સો વર્ષપર જર્મનોની સ્થિતિ કેવી હતી, તેનું વર્ણન ત્યાંનાજ એક ગ્રંથકારે કર્યું છે અને તે જાણવા જેવું છે. તે ગ્રંથકાર લખે છે કેઃ—" (પૂર્વ-કાળમાં) જર્મનો રંક અને દુર્બળ હતા. જગતનાં અન્ય મનુષ્યો તેમનો તિરસ્કાર કરતા અને વખત આવ્યે તેમને લૂંટી લેતા. લોકો તેમની સાથે ગુલામી વર્તન રાખતા, તેમનાં ખેતરોમાં પેસી જઇને માલ લૂંટી લેતા અને પ્રસંગવશાત્ તેમની કતલ પણ કરતા. આત્મસંરક્ષણાર્થે તેઓ શત્રુની સામે થતા, પરંતુ એ લોકો એવી રીતે કેમ સતાવે છે અને છળે છે તેનું કારણ શોધી કાઢવાનો તેઓએ કદી પ્રયત્ન કર્યો નહોતો. જગતની સંપત્તિ અન્ય રાષ્ટ્રો પોતપોતામાં વહેંચી લે અને જર્મનોને તે કેવળ નામનું પૂછે પણ નહિ એમ શા માટે હશે, એ વિચારે તેમના હૃદય કે મનને સ્પર્શ પણ

કર્યો નહોતો. ઉદરનિર્વાહ માટે આવશ્યક ઉદ્યોગ કરી બાકીનો સમય પોતાના ઘરમાં શાંત સ્થળે બેસી ગ્રંથકારો, કવિઓ અને તત્વવેત્તાઓના સહવાસમાં ગાળવો, તેમની સાથે આનંદમાં રહેવું કે શોકસમુદ્રમાં ડુબી અશ્રુ સારવાં એવો તેમનો નિત્યનો કાર્યક્રમ હતો. એ લોકો તત્વજ્ઞાનમાં લીન થઇ જતા ત્યારે તેમને પોતાના શરીર—આચ્છાદનની કે ભોજનાદિની પણ શુદ્ધિ રહેતી નહોતી; કહો કે મનોરાજ્યમાં એક વખત પ્રવેશ થતો કે, જગતમાં ચોતરફ શું થાય છે તેનું તેમને લેશમાત્ર ભાનજ રહેતું નહોતું." આ પ્રમાણે તેમની સ્થિતિનું વર્ણન કર્યા પછી એજ ગ્રંથકાર કહે છે, "પણ હવે એ સર્વ બદલાઇ ગયું છે. નિરૂપયોગી તત્વજ્ઞાનને અમે બાજુએ રાખી મુકયું છે. બાલ્યાવસ્થામાં અમે અમારા સમયનો નિરર્થક વ્યય કર્યો છે. પણ હવે અમે યુવાન બન્યા છીએ, અમારૂં હિત શેમાં છે તે અમે સારી રીતે સમજવા લાગ્યા છીએ, અને હવે નવીન ઉદ્યોગોમાં પ્રવૃત્ત થયા છીએ. હવે અમે એવા પાકા નિશ્ચયપર આવ્યા છીએ કે, ગમે તેવાં સંકટો આવે તોપણ તેને ન ગણકારતાં અંતિમ ધ્યેય પ્રાપ્ત કરવું."

જર્મનો સ્વભાવે મહાન્ ઉત્સાહી, ઉદ્યોગપ્રિય અને બુદ્ધિવાન છે. જગતના અન્ય ભાગોમાં આધિભૌતિક સુધારો જોસભેર થવા છતાં તે પાછળ પડે એ શક્ય નહોતું. ઓગણીસમા શતકના આરંભમાંજ કલ્પનાસૃષ્ટિમાંથી છૂટા થઇ બાહ્યસૃષ્ટિમાં અધિક લક્ષ આપવાની ઇચ્છાનાં અંકુર તેમના મનમાં ઉદ્ભવ્યાનાં સ્પષ્ટ ચિહ્ન જણાવા લાગ્યાં હતાં. આ અંકૂર ફૂટે ઘણાં વર્ષ થયાં નહિ તેટલામાંજ તેનું હાલ આપણે જોઇએ છીએ તેવું વિસ્તૃત વૃક્ષ બનશે એવી કલ્પના પણ તે વખતે કોઇએ કરી નહિ હોય! ઇ. સ. ૧૮૭૦માં ફ્રેંચો સાથે થયેલા યુદ્ધમાં જર્મનોનો વિજય થયો; અને એ વિજયજ તેમના અભ્યુદયમાં મુખ્યત્વે કારણભૂત થયો. ત્યારથીજ તેમણે નવી નવી શાસ્ત્રીય શોધો કરી વ્યાપારમાં એક એક પગલું આગળ વધવાની શરૂઆત કરી. આજે તેમનો સર્વ જગત્ સાથેનો વ્યાપાર એટલો વધી પડયો છે, કે તે જોઇ કોઇ પણ મનુષ્યને આશ્ચર્ય થયા સિવાય રહે નહિ! જ્યાં વ્યાપાર ત્યાં લક્ષ્મી એ ન્યાયે જર્મન રાષ્ટ્ર સુસંપન્ન બન્યું છે. ઘણા ઇતિહાસકારોનો મત એવો છે કે ઇ. સ. ૧૮૭૦નો યુદ્ધપ્રસંગ ઉપસ્થિત થયો ન હોત તો જર્મનીને વર્તમાન સ્થિતિ પ્રાપ્ત કરવા માટે હજુ પણ અનેક વર્ષો સુધી રાહ જોવી પડી હોત.

આ યુદ્ધમાં સાંપત્તિક લાભમાં જર્મનીનો પ્રદેશ વધ્યો, જીતાયલા રાષ્ટ્ર તરફથી યુદ્ધના ખર્ચ કે દંડ નિમત્તે ઘણી મોટી રકમ મળી; પણ તેના કરતાં

હજારો ગણો લાભ એ થયો કે, જર્મન પ્રજાના વિચારોમાં મહાન્ ક્રાંતિ થઈ.

આ વિચારક્રાંતિથી ઔદ્યોગિક વિષયમાં જર્મનીની ઉન્નતિ કેવી રીતે થઈ અને પરદેશ સાથે વ્યાપાર કરવામાં તે કેવી રીતે ફાવ્યું તેનું વિવેચન આ પ્રકરણમાં કરવાનું નથી. પ્રસંગાનુસાર તે આગળ કરવામાં આવશે. અહીં તો જર્મનોના આચાર વિચારમાં ખાસ કરીને દૃષ્ટિએ આવતું નવીન વલણ કેવા સ્વરૂપનું છે તેનોજ પરિચય કરાવનારાં ભૂલ રહીત ચિહ્નો વાચકો આગળ મુકવાનો ઇરાદો છે.

જર્મનીમાં વિદ્યાર્થીઓને હાલ જે શિક્ષણ આપવામાં આવે છે તે આ ચિહ્નો પૈકીનુંજ એક ચિહ્ન છે. જે પ્રકારના શિક્ષણથી વિદ્યાર્થીઓનાં હૃદય ભૌતિક વિષયપર આસક્ત થાય તેવું શિક્ષણ શાળાઓ અને કૉલેજોમાં આપવા માટે જર્મનીનું શિક્ષણખાતું વિશેષ ધ્યાન આપે છે. આવું શિક્ષણ આપવાની પહેલ જર્મનીએજ કરી છે અને અન્ય રાષ્ટ્રોમાં તે પ્રથમ અપાતું નહોતું, અને હમણાં પણ અપાતું નથી, એવો અમારા કહેવાનો અર્થ નથી. શિક્ષણની આ પ્રવૃત્તિ થોડા ઘણા પ્રમાણમાં ચોતરફ હતી; પરંતુ હમણાં જર્મનીમાં તે જેવી સ્પષ્ટ જણાય છે તેવી અન્યત્ર જણાતી નથી, એટલુંજ કહેવાનો અમારો આશય છે. નવીન શિક્ષણનું સ્વરૂપ નિશ્ચિત થયા પછી તેની અસર જીમ્નેશિયા ( Gymnasia ) નામથી પ્રસિદ્ધ થયેલી મધ્યમ પ્રતિનું શિક્ષણ આપનારી શાળાઓ ઉપર થઈ. આ શાળાઓને મળતું ઉત્તેજન ઓછું થયું અને નવીન શાળાઓ સ્થાપન થવા લાગી તથા તેની સંખ્યા દિનપ્રતિદિન વધવા લાગી. પ્રશિયાની મધ્યમ પ્રતિની શાળામાં આજ સુધીમાં કદી નહિ અપાયલું એટલું ઈંગ્રેજી ભાષાનું શિક્ષણ અપાય છે. આથી કંઈ એમ સમજવાનું નથી કે, ઈંગ્રેજી ભાષા સારી છે અને તેનું સાહિત્ય ઉચ્ચ દરજ્જાનું છે કે પ્રશિયાના લોકોના મનમાં તેના પર પ્રેમ ઉત્પન્ન થયો છે. આપણે ભુલવું જોઇતું નથી કે, ફ્રેંચ ભાષાને બદલે ઈંગ્રેજી ભાષા ખાસ વિષય તરીકે શીખવવી એવો ઠરાવ ત્યાંની સરકારે કર્યો છે. તેમાં ઈંગ્રેજી ભાષાનું ગૌરવ પ્રદર્શિત કરનારી શબ્દરચના કરી છે એ ખરૂં છે, પણ તે કેવળ શબ્દરચના છે, કંઈ પ્રેમનું ચિહ્ન નથી. જર્મનોએ તેના પર પ્રેમ કરી તેનો અંગીકાર કર્યો નથી, પણ જગતના વ્યાપારમાં ઈંગ્રેજી ભાષાનો ઉપયોગ થાય છે અને જગતના કોઈ પણ ભાગમાં ઈંગ્રેજી ભાષાના જ્ઞાનથી વ્યવહાર જાળવી–ચલાવી શકાય છે, તે વ્યવહારદૃષ્ટિએ વિશેષ સગવડકારક છે, તેથી તે તરફ લક્ષ આપીનેજ તેનો સ્વીકાર કર્યો છે—માન આપ્યું છે.

ઘણા પ્રશિયન પ્રૉફેસરો કહે છે કે પ્રશિયન સરકાર વ્યવહારોપયોગી શાસ્ત્રોનું શિક્ષણ આપતી પાઠશાળાઓને છૂટે હાથે જોઇએ તેટલું ધન આપે છે ત્યારે તત્વજ્ઞાનનું શિક્ષણ આપનારી સંસ્થાઓને માત્ર નામનીજ સહાય્ય મળે છે. આ સંબંધી એક ગ્રંથકાર કહે છે:—"સૃષ્ટિવિજ્ઞાન અને ઔદ્યોગિક શિક્ષણ તરફ વિશેષ લક્ષ આપવાથી માનસશાસ્ત્ર અને કલા તરફ કોઇ વિશેષ નજર રાખતું નથી. કોઈ પણ વ્યવસાયી આધુનિક જર્મન તરફ જોશો તો બાહ્યસૃષ્ટિનું જ્ઞાન મેળવવાનીજ તેની ઇચ્છા છે એમ જણાશે! આત્મજ્ઞાન સંપાદન કરી આત્મસુખ મેળવવાની ઇચ્છા રાખનારા માણસ ઘણાજ થોડા મળે છે! ઉદ્યોગ, વ્યાપાર, ઐહિક સંપત્તિ વગેરેમાં અમે ઉચ્ચ પદ પ્રાપ્ત કર્યું છે; પરંતુ આ સૃષ્ટિ ક્યારે નિર્માણ થઇ, તેનો કર્તા કોણ, તેમાં ક્યાં ગૂઢ તત્વો રહેલાં છે, અને એ તત્વોનું સત્ય રહસ્ય શું છે, એ વિષે વિચાર કરનાર અને તે વિચારથી થતા આનંદનો ઉપભોગ કરનાર ગૃહસ્થ બહુધા દૃષ્ટિએ પડતો નથી એ કેટલું શોચનીય છે?"

જર્મનોને એવો અનુભવ થતો જાય છે કે, રાજ્ય સેવા—નોકરી કરતાં વ્યાપારમાં સાંપત્તિક લાભ સારો મળે છે. આ અનુભવની અસર નાની અને મોટી પદવીના સરકારી નોકરો પર પણ સરખી રીતે થતી જાય છે. વ્યાપારનો ગોળ જીભે અડતાં પહેલાં લોકોને રાજ્યસેવા અધિક હિતકારક લાગતી હતી ને તેથી સારી પદવીએ પહોંચેલા મનુષ્યો જનસમાજમાં મગરૂર રહેતા હતા. સરકારી અધિકારી એટલે 'વરિષ્ઠ પ્રતિના મનુષ્ય' એવી માન્યતા દૃઢ થઇ ગયેલી હતી તેથી સત્તાધિકારીઓ પ્રજાથી દૂર—અતડા રહેતા અને પ્રજા પ્રત્યે તોછડાઈ પ્રકટ કરતા હતા. પરંતુ વ્યાપારનાં સાધન વધવાથી ગમે તેવી સ્થિતિના મનુષ્યને સંપત્તિલાભ પ્રાપ્ત કરવાના અનેક માર્ગ ખુલ્લા થયા જેથી રાજ્ય-સેવાથી દૂર રહેવા છતાં જોતજોતામાં સેંકડો માણસો શ્રીમંત થવા લાગ્યાં. આ પરિવર્તન થયું ત્યારથી સત્તાધિકારીઓનાં નેત્રો ઉપર રહેલો સત્તાનો અને મોટાઇનો નિશો (મદ) ઉતરી ગયો છે અને અન્ય લોકો સાથે તેઓ ખુલ્લા દીલથી અને સમાન દૃષ્ટિથી વર્તવા લાગ્યા છે. રાજ્યસેવકોની પ્રતિષ્ઠા અને માન હજુ પૂર્વ પ્રમાણેજ છે અને એ નોકરીમાં જે એક પ્રકારની મોહિની છે તે રહેલી છેજ, અને તેથી "અમને નોકરી આપો" એવી અરજ કરનારા માણસોની સંખ્યા હજુ ઓછી થઈ નથી, એ વાત ખરી છે; પરંતુ ઉચ્ચ કોટીના મનુષ્યો રાજ્યસેવામાંજ રહે છે અને અન્ય સ્થળે રહેતા નથી એવી જે પ્રથમ સ્થિતિ હતી તે હવે રહી નથી.

દેશની ખરી બુદ્ધિમત્તા કોઇને જોવી હોય તો તેણે જુદી જુદી કંપની-ઓ, કારખાનાં કે બેંકો તરફ નજર નાખવી જોઇએ. આ સ્થિત્યંતર શાથી થયું હોવું જોઇએ, એની આપણે શોધ કરીએ છીએ તો તરતજ એ વાત ધ્યાનમાં આવે છે કે, વ્યાપારાદિ ધંધામાં જેટલું દ્રવ્ય પ્રાપ્ત કરી શકાય છે તેટલું પગાર રૂપે સરકાર પોતાના નોકરોને આપવાને શક્તિમાન હોતી નથી. આ કારણથીજ ત્યાંના લોકોની રાજ્યસેવા તરફની વૃત્તિ મોળી પડી ગઈ. રાજ્યસેવામાં હોંશિયાર માણસો રહે એ આશયથી સરકાર મોટી પદવી, ખીતાબો કે સોનાનાં પદકોની લાલચ લોકોને બતલાવે છે; પરંતુ તેવી પદવી-ઓ કે પદકોથી સેવા સ્વીકારનારાઓનાં ખીસ્સાં કંઈ ગરમ થતાં નથી! મોટી મોટી સરકારી જગ્યાઓનાં રાજીનામાં આપી ખાનગી ધંધામાં જોડા-યલા લોકોનાં દૃષ્ટાંતો જોવા બેસીએ તો અનેક મળી શકે તેમ છે. પૂર્વે જે ગૃહસ્થો મોટા અધિકારવાળા સ્થાને હતા તે આજે કોઈ કંપનીના મેનેજીંગ ડાયરેક્ટર તો કોઇ સાદા ડાયરેક્ટરની જગ્યોએ જણાય છે; કોઈ ટ્રામ્વે કંપની-નો કાર્યભારી છે, તો કોઇ લોખંડી કારખાનાનો મેનેજર છે. આવાં અનેક દૃષ્ટાંતો આપી શકાય, પણ તેનાથી પૃષ્ઠો ભરીએ તે કરતાં વાચકોજ તેની કલ્પના કરી લે એજ વાસ્તવિક છે.

વર્તમાનકાળમાં અન્ય પ્રજાઓ કરતાં ઉચ્ચ સ્થિતિએ પહોંચવાની જે ઇચ્છા જર્મનોમાં ઉત્પન્ન થયેલી છે તેનું મુખ્ય કારણ ઉપર ઉપરથી વિચાર કરનારા અંગ્રેજોના અભિપ્રાય પ્રમાણે એ છે, કે ત્યાંના ઔદ્યોગિક ધંધા કરનારા અને અન્ય વ્યાપારીઓએ જગતનો વ્યાપાર પોતાના કબજામાં લીધો છે. પરંતુ આ વિષયનું સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરનારાઓ ફક્ત વ્યાપાર તરફજ ન જોતાં ચોતરફ પોતાની નજર ફેરવે છે. તેમના આ નિરીક્ષણમાં જર્મનીમાં પ્રકટ થયેલા નવીન તેજનો પ્રભાવ અન્ય અનેક બાબતોમાં પણ પડતો હોવાનાં સ્પષ્ટ ચિહ્નો દૃગ્ગોચર થાય છે. શરીરમાં જુસ્સો હોવો એજ ખરો પુરુષાર્થ છે, એ વિચાર જર્મનોમાં વિશેષ માન્ય થતો જાય છે, એ તે ચિહ્નોમાંનું એક ચિહ્ન છે. ગયા શતકના ઉત્તરાર્ધના આરંભમાં ત્રણ યુદ્ધમાં પ્રશિયાએ વિજય મેળવ્યો તેનુંજ આ પરિણામ છે, એ નિર્વિવાદ છે. એકાદું રાજ્યકાર્ય સિદ્ધ કરવા માટે તેટલા સમય પુરતા શરીરસામર્થ્ય ઉપર ધૈર્ય કે આધાર રાખવામાં આવે તો તે સ્વાભાવિક છે. ગતકાળમાં જર્મનીએ દેશમાં ને દેશમાં કહો અથવા પરદેશમાં કહો, પણ જે જે રાજ્યકાર્ય કર્યું છે તે તે પોતાના બાહુબળ ઉપર લક્ષ આપીનેજ કર્યું છે. આ રાજ્યકાર્ય કરનારો

સુપ્રસિદ્ધ મુત્સદ્દી પ્રિન્સ બિસ્માર્ક હતો. "રાજકીય પ્રશ્ન એ શક્તિનો પ્રશ્ન છે" એ મતનો તે પ્રવર્તક હતો. તે હમેશ આ વિચાર પોતાના હૃદય સાથે જડી રાખતો હતો. યુદ્ધમાં તેણે શક્તિનો ઉપયોગ કર્યો એ ઠીક હતું, પરંતુ યુદ્ધ સિવાયની અન્ય બાબતોમાં તે શક્તિની માત્રાનો ઉપયોગ કરતો એનું સમર્થન કેવી રીતે કરવું?

અમુક શાસ્ત્રનો અમુક સિદ્ધાન્ત છે એવું પ્રતિપાદન કરનાર માણસનું કહેવું બિસ્માર્ક શાંતિપૂર્વક કદી પણ સાંભળી શકતો નહતો. કોઈ વિચારનું મનમાંજ ચિંતવન કરી તેમાં લીન રહેનારા મનુષ્યને તે જોવાને પણ ખુશી નહોતો. કાર્ય કરવાનો નિશ્ચય થતાં તે કાર્ય દૃઢતાથી સિદ્ધ કરવુંજ એ તેનો સિદ્ધાન્ત હોવાથી લોકોના મન પર તેની શી અસર થશે અને તેમની અનેક દિવસની સમજ તથા વિચારોનો પોતાના હાથે અનાદર થશે કે કેમ તેની તેણે કદી દરકાર રાખી નથી. આવા પ્રકારનો નિશ્ચય એ બાહુબળની પ્રતિમૂર્તિજ હોય એ સ્પષ્ટ છે. પ્રિન્સ બિસ્માર્કની આ કૃતિનું સમર્થન કરનારા અને તેના મતનો અનુવાદ કરનારા લોકો આજે જર્મનીમાં કેટલાએ છે! તેનું ડહાપણ કે તેનું ઉચિત કે અનુચિત ધોરણ બધાને પ્રિય ન હોય, પણ તેના મતનો અનુવાદ કરવાને આ લોકોને શી હરકત છે! થોડા દિવસ પર એક પ્રસિદ્ધ લશ્કરી જર્મન અધિકારીએ એવા ઉદ્‌ગાર કાઢ્યા હતા કે, "અમારા મુત્સદ્દીઓમાંથી મુત્સદ્દીપણું ઓછું થશે તો તે અમે કેવળ અમારા શરીર-સામર્થ્યથી ભરી કાઢીશું." ખરા રાજ્યકારણમાં જર્મન મુત્સદ્દી આવી લશ્કરી ભાષાનો ઉપયોગ કરતો નથી એ ખરૂં છે, પણ એ બન્નેની જાતિ તો એકજ છે એમાં કંઇ ભિન્ન મત નથી.

આધિભૌતિક સામર્થ્યનું આટલું પૂજન કરવાથી સ્વાભાવિક રીતેજ એવું પરિણામ આવ્યું છે કે, પૂર્વે કદી પણ નહોતી એટલી સત્તા સરકારના હાથમાં આવી છે. એ તો સ્પષ્ટ છે કે સરકારના હાથમાં જેમ અધિકાર કે સત્તા વિશેષ તેમ પ્રજાની સત્તા કે અધિકાર ઓછાંજ હોય. આથી પ્રત્યેક બાબતમાં પ્રજાને સરકારની સામે જોવું પડે એવી સ્થિતિ આજે પ્રાપ્ત થઇ છે. સરકાર ઉપર જેમ જેમ વધારે આધાર રાખવામાં આવે છે તેમ તેમ તેનું અધિકારક્ષેત્ર પણ વૃદ્ધિ પામતું જાય છે. એનું દૃષ્ટાંત કોઇને જોવું હોય તો તેમણે જર્મનીના પ્રચંડ સૈન્યપ્રતિ નજર કરવી. સંભવિત હરેક ઉપાયે સામર્થ્ય અને બળ વધારવાની જર્મન ઇચ્છાનુ મૂર્તસ્વરૂપ આ પ્રચંડ સૈન્યમાં

પ્રકટ થાય છે. સર્વત્ર એજ માન્યતા થઈ છે કે જર્મન સૈન્ય* એજ જર્મન રાષ્ટ્ર! જમીન પર યુદ્ધ કરનારા અજીત સૈન્યને નેવી બળ–દરીઆઈ બળ આપવું જોઇએ એવો જે પોકાર સર્વ બાજુએથી સંભળાય છે, તેનું બીજ જર્મન સામર્થ્ય વધારવાની ઇચ્છામાંજ છે. લશ્કરી સામર્થ્ય વધારવાની આટલી જોસભેર તૈયારી ચાલુ હોવા છતાં તેનો ભય અન્ય રાષ્ટ્રોએ રાખવાનું લેશ માત્ર કારણ નથી એમ કહી કેટલાક ગ્રંથકારો એવું પ્રતિપાદન કરે છે કે, અમારૂં રાષ્ટ્ર જેવું શાંતિપ્રિય છે તેવું અન્ય કોઈ પણ નથી. વ્યાપારમાં જર્મનીએ વર્ચસ્વ મેળવવું એવી અમારી ઇચ્છા છે, પણ તે પૂર્ણ કરવા માટે અન્ય રાષ્ટ્રો સાથે યુદ્ધ કરવાનું અમને કંઈ કારણ નથી. રાજ્યમાં પ્રચંડ સૈન્ય હોવું જોઇએ એટલા માટેજ તે રાખેલું છે; તે કંઇ અન્ય રાષ્ટ્રો સામે ઉપયોગ કરવાના હેતુથી રખાયલું નથી, એવા વિચારો આ ગ્રંથકારોએ પોતાનાં પુસ્તકોમાં ગુંથ્યા છે!§ શાહુકારો અને ખેડુતો, કારખાનાવાળાઓ અને

---

* જર્મન સમાજમાં સૈનિક સ્થિતિ કેટલી વધી ગઇ છે તેનું વર્ણન 'જર્મની' નામક ગ્રંથમાં ઘણું ખૂબી ભરેલું કરેલું છે. તેમાં કહ્યું છેઃ—

One of the most striking features of German life is the presence every where of the regular soldiery and the great place the army holds in the thoughts and affections of the nation. Neat and tidy in apperance, you will see in every town officers strutting the streets with a look of conscious dignity, jingling their spurs and clanking their sabres......... The daily press in Germany, while often ignoring political topics that seem to touch the masses more closely, is for ever devoting much space and time to a discussion of the different phases of army life, and their readers demand this .........No where else in the world is the army so much identified with the nation, and no where else is respect and tender regard for the army so deep-seated and general.

P. P. 216-17.

§ તેમનું આ કથન ક્ષણભર ખરૂં માનીએ તોપણ વ્યવહારમાં તેની શી અસર થાય છે તે જોવા જેવી છે. વ્યાપારની ઉન્નતિ માટે ભલેને હોય પણ પ્રચંડ સૈન્ય અને દરિયાઈ કાફલાની રાષ્ટ્રમાં જરૂર છે, એમ લોકોને લાગવાથી આ બે કામ માટે ગમે તેટલું ધન ખર્ચવા માટે પાર્લામેંટમાં બીરાજતા પ્રનિનિધિઓ આગળ-પાછળનો વિચાર ન કરતાં સરકારના વિચારને સંમતિ આપવા લાગ્યા. પાર્લામેંટની અન્ય અનેક બાબતોમાં પણ સરકારનું વર્ચસ્વ પગલે પગલે અનુભવાય છે.

મજુરોમાં જોઇએ છીએ તો ત્યાં પણ સરકારનું આ પ્રત્યક્ષ ઉદાહરણ જણાય છે. તે લોકોમાં પણ 'બળીયાના બે ભાગ' એજ પ્રકાર ચાલે છે.

**જૉન રસ્કિન એક સ્થળે કહે છે કે,** કોઇ રાષ્ટ્ર કયું ધ્યેય સાધ્ય કરવામાં પ્રયત્નશીલ છે તે જોવું હોય તો તેની શિલ્પવિદ્યા તરફ જોવું. **જર્મની**માં પ્રસ્તુત સમયમાં પ્રચલિત થયેલી શિલ્પવિદ્યાની કસોટીથી જો આપણે રસ્કિનનો મત તપાસીએ તો તે અક્ષરશઃ સત્ય છે એમજ અનુભવાય. **જર્મની**ના ઉત્તર પ્રદેશનાં શહેરો જુઓ કે ખુદ રાજ્યધાની **બરલીન** તરફ જુઓ! છેલ્લાં ત્રીસ વર્ષમાં આ શહેરોમાં જે નવાં મકાનો બંધાયાં છે તે સર્વમાં મકાનના માલીકનું સામર્થ્ય બતલાવવા તરફજ એન્જીનીયરોએ સર્વ લક્ષ આપ્યાનું જણાય છે. અઢારમી સદી કે તેથી પણ પહેલાં બંધાયલો પણ હાલમાં અવશિષ્ટ રહેલો **બરલીન** શહેરનો ભાગ જોઇએ છીએ તો કારીગરોની કુશળતા જોઈ આપણું મન આશ્ચર્યચકિત થઇ જાય છે. એથી ઉલટ, હાલમાં બંધાયલી સરકારી ભવ્ય ઇમારતો, પ્રાર્થનામંદિરો કે પૂલો જુઓ. એની બાંધણી કેટલી વિશાળ અને વાંકીચુકી છે? આ વિશાળતાને લીધે મકાનના માલીકની શ્રીમંતાઇ જોનારના લક્ષમાં આવે છે, પણ તેથી તેનું મન પ્રસન્ન ન થતાં કોઈ પ્રકારના જબરજસ્ત ભાર નીચે દબાઇ ગયા જેવી સ્થિતિ અનુભવે છે. કારીગરની કુશળતા કે કલ્પનાશક્તિનું આ મકાનોમાં નામનિશાન પણ જણાતું નથી.

**જર્મન** રાષ્ટ્રની સુધારણા આજકાલ સર્વાંગે થઈ છે અને ભવિષ્યમાં એથી પણ વિશેષ થતી જશે એમાં કંઇ શંકા નથી. પંચમહાભૂત ઉપર સત્તા ચલાવી **જર્મનો**એ તેને વશ કરી લીધી છે. જગતના ઘણા ભાગપર **જર્મન** સત્તા સ્થાપિત કરવાની આકાંક્ષા તેમના મનમાં ઉદ્‌ભવી છે, વ્યાપારાદિ ઔદ્યોગિક ધંધામાં અન્ય પ્રજાઓ કરતાં તેઓ આગળ વધ્યા છે. અન્ય રાષ્ટ્રો માથું ઉંચું કરે નહિ એવી ઇચ્છાથી સૈનિક બળ વધારવાનો તેમણે અતિ પ્રયત્ન કર્યો છે, અને સમુદ્રપર પોતાની સર્વોપરિસત્તા સ્થાપન થાય એ ઉદ્દેશથી સમુદ્ર તરફ આશાપૂર્વક દૃષ્ટિ કરી બેઠા છે; એ સર્વ સર્વાંગ સુધારાનાં લક્ષણ નથી એમ કોણ કહી શકે? પણ આ સુધારાના મૂળમાં શું રહેલું છે તેનો વિચાર કરીએ છીએ તો શું જણાય છે? આધુનિક **જર્મની**ને ગૌરવોન્માદ વાયુ લાગુ પડયો છે અને તેની ધૂનમાં તે અન્ય રાષ્ટ્રોનો ઉત્કર્ષ સહન કરી શકતું નથી. સર્વ રાષ્ટ્રો પોતાના અંકુશમાં રહે અને સર્વત્ર પોતાનો વિજય થાય એમજ તે જપ્યા કરે છે. ટુંકામાં ઉપર વર્ણવેલા સુધારાનું મૂળ 'વિજીગીષા'—

યશેચ્છા એ એકજ શબ્દમાં છે. યશેચ્છા એ આધુનિક જર્મનીનું મુખ્ય સૂત્ર છે.

સર્વ જગતને આંજી નાખે તેવો જર્મનીનો આ સુધારો એ ખરો સુધારો છે કે નહિ તેનો આપણે વિચાર કરવો જોઇએ; અને તેવો વિચાર કરવામાં જર્મનીએ પોતાની સન્મુખ કયું ઉચ્ચ ધ્યેય રાખ્યું છે તે જોવાની આવશ્યકતા છે. દલગીરીથી કહેવું પડે છે કે એ ધ્યેયનો પ્રકાર પૂર્ણ વિચારાંતે પણ અનુભવમાં આવતો નથી. શારીરિક અને ભૌતિક સામર્થ્ય જર્મની પાસે ઘણું છે, પરંતુ આ સામર્થ્ય સાથે લોકોનાં મન વિશેષ સુસંસ્કૃત બનાવવાનું અથવા તેમની નીતિ અને બુદ્ધિનો વિકાસ કરવાનું સામર્થ્ય તે દેશમાં જોઇએ તેટલું આવેલું હોય એમ જણાતું નથી. આ બે સામર્થ્ય એકસ્વરૂપી નથી એમ દર્શાવનારાં દૃષ્ટાંતો સુધારાના ઇતિહાસમાં સ્થળે સ્થળે મળી આવે છે. પહેલા પ્રકારનું સામર્થ્ય એ કેવળ પશુવૃત્તિનું લક્ષણ છે અને બીજા પ્રકારનું સામર્થ્ય વિશેષ મહત્ત્વનું છે. શારીરિક સામર્થ્યને જો બુદ્ધિસામર્થ્યનો ટેકો મળતો નથી તો તે લાંબો સમય ટકી શકતું નથી. રોમે પોતાના સૈન્ય પર એટલે શરીરબળપર રાજ્ય કર્યું, પરંતુ સૈન્યની છિન્નભિન્નતા થતાની સાથે રોમની સત્તા ધૂળમાં મળી ગઇ. ગ્રીસ પાસે મોટું સૈન્ય નહતું, પણ સૈન્યની સહાય્ય જ્યાં ઓછી થઈ ત્યાં ગ્રીક પ્રજાએ ઉચ્ચ ધ્યેય ચક્ષુ સમીપ રાખી પોતાની બુદ્ધિના સામર્થ્યવડે લોકોનાં મન જીત્યાં અને એવી સત્તા નીચે ત્યાર પછી રોમનોને પણ માથું નમાવવું પડયું!

અત્યારે જર્મનીની સ્થિતિ બરોબર રોમ જેવી છે. સુમારે પચાસ વર્ષ પૂર્વે જર્મન નેતાઓ આગળ રોમ અને ગ્રીસનાં ઉદાહરણ તાજાં હતાં. તેમાંનું કયું દૃષ્ટાંત તેઓ ગ્રહણ કરે છે તે જોવા તરફ જગતનાં નેત્ર લાગી રહ્યાં હતાં; પણ ખેદની વાત એ છે કે ગ્રીક લોકોને બાજુએ રાખી તેઓએ રોમન લોકોનુંજ અનુકરણ કરવાનું ઠરાવ્યું હોય એમ હાલ તો જણાય છે. હવે ભવિષ્યમાં શારીરિક ઉન્નતિ સાથે માનસિક ઉન્નતિ કરવાના પ્રયત્નમાં તેઓ પ્રવેશ કરશે કે કેમ એ કાલાન્તરે નિશ્ચિત થવાનું છે. શ્રેષ્ટ પ્રતિનું તત્વજ્ઞાન, મનુષ્યના મનને રંજન કરનાર અને શાંતિ આપનારાં કાવ્યો અને શ્રેષ્ઠ સાહિત્યની બક્ષીસ પ્રાચીન જર્મનીએ જગતને આપેલી છે અને તેથી જગત્ પર તેના અનંત ઉપકાર થયા છે; પણ એવા પ્રકારની કંઈ બક્ષીસ નવીન જર્મની જગતને હવે પછી આપશે એ કહેવું મુસ્કેલ છે. ધાન્યથી ભરેલા કોઠારો કે માલથી ભરેલી વ્યાપારી પ્રચંડ આગબોટો અથવા નવીન નવીન શાસ્ત્રીય શોધો કરી વધારેલી અપાર સંપત્તિ એ કંઈ એવા પ્રકારની બક્ષીસ

૬૫૫૫

નથી કે તે માટે કોઈ પણ માણસ જર્મનીને વિશેષ ધન્યવાદ આપે. "જેને જર્મન સુધારો કહેવામાં આવે છે તે ક્યાં છે ?" એવો પ્રશ્ન હમણાંના એક જર્મન ગ્રંથકારે કરેલો છે, તેનું રહસ્ય આમાંજ છે.

જર્મન પ્રજાના મનપર હમણાં કયા પ્રકારની સત્તા વધારે જામતી જાય છે, તેનું અત્યાર સુધી કરેલું વિવેચન વાસ્તવિક હશે તો તેમના આયુષ્ય-ક્રમમાં અને સ્વભાવમાં પ્રકટ થતી ક્રાન્તિની બરોબર મીમાંસા થઇ શકે તેમ છે. જડસૃષ્ટિ પર તેઓ પ્રભુત્વ સ્થાપન કરી શકે, પરંતુ મનસ્સૃષ્ટિપર તેઓ તેમ કરી શકે નહિ. તેનું ખરૂં કારણ એજ છે કે, શારીરિક અને આધિભાતિક સામર્થ્ય ઉપરજ તેમણે સર્વ આશા બાંધેલી છે. પંચમહાભૂતોને સ્વ-સત્તામાં રાખવાનું સામર્થ્ય તેમનામાં છે તેટલું અન્ય કોઇનામાં નથી. એમની કાર્ય કરવાની પદ્ધતિ નમુનેદાર છે. જર્મનીમાં તૈયાર થયેલું યંત્રસાહિત્ય સર્વોત્કૃષ્ટ હોય છે એમ કંઈ નથી, પણ તે યંત્રની સહાયતાથી જે કામ કરવામાં આવે છે તે ઉત્તમપ્રતિનું હોય છે, એ નિર્વિવાદ છે, તથાપિ આ અચેતન યંત્રો છોડી મનુષ્યરૂપી સચેતન યંત્રને તે હાથ લગાડે છે કે ત્યાં તે અથડી પડે છે તેનું કારણ શું ? એનું કારણ પણ ઉપર કહેલી મનોવૃત્તિ સિવાય અન્ય નથી. જર્મનીની કૉલેજો અને યુનિવર્સિટીઓમાંથી મહાન્ પંડિતો નીકળે છે, ઔદ્યોગિક શાળાઓમાંથી છેલ્લી ઘડી સુધીનું યાંત્રિક જ્ઞાન ધરાવનારા અને તે યંત્રો ચલાવનારા તૈયાર થાય છે, પરંતુ વિદ્યાર્થીઓને સુશીલ બનાવવામાં કે તેમનામાં એકાદો વિશિષ્ટ સદ્ગુણ ઉત્પન્ન કરવામાં આ યુનિવર્સિટી કે વિદ્યાલયોનો બીલકુલ ઉપયોગ થતો નથી. દેશની પ્રચલિત રાજ્ય-વ્યવસ્થા જ આ દોષને માટે જવાબદાર છે એમ કહેનારા અનેક સુશિક્ષિત લોકો ત્યાં છે. આ રાજ્યપદ્ધતિ ખરાબ કેમ છે, તેનામાં દોષ ક્યા છે અને તે કેવી રીતે નાબુદ કરી શકાય એ સંબંધી સ્પષ્ટ કલ્પના આ સુશિક્ષિતોને હજુ થયેલી નહિ હોવાથી તેમની તકરાર હજુ ઘણી અસ્પષ્ટ અને સંદિગ્ધ છે, એ ખરૂં છે; પરંતુ કેળવાયેલા મનુષ્યનો દેશના રાજ્યકાર્યભારમાં જેટલો હાથ હોવો જોઇએ તેટલો વર્તમાન રાજ્યપદ્ધતિના ધોરણે રહેતો નથી, અને તેથી રાજ્યનું નાવ ઉલટી દીશાએ ઝુકતું જાય છે એમ તેમને લાગે છે. તોપણ હાથમાં સત્તા નહિ હોવાથી સ્વસ્થાનેજ ગણગણાટ કરી બેસી રહેવા સિવાય અન્ય કંઇ તેઓ કરી શકતા નથી.

જર્મનોમાં અનુકરણીય ગુણ ઘણા છે અને તે ગુણાનુરૂપ જગતમાં પ્રગતિ થાય એવી ઇચ્છા ધરાવનારા જર્મનીની બહાર પણ અનેક મનુષ્યો

છે. તેમના વિચાર પ્રમાણે આ લોકોના હાથેજ એક મોટી ભૂલ થઇ છે. તેનું કારણ એ છે કે, પૂર્વનાં પોતાનાં રાષ્ટ્રીય આદર્શોને તદ્દન તીલાંજલિ આપી એક સરખી રીતે ઐહિક સંપત્તિનીજ પાછળ તેઓ પડયા છે. ઐહિક સંપત્તિનો તેમનો નિદિધ્યાસ જ્યારે ત્યારે ઓછો થશે એટલે સાત્વિક વૃત્તિનો ઉદય થશે અને રાજસી વૃત્તિનો નાશ થશે. કેટલાંક વર્ષ પછી આ સુપરિણામ આવેલું આપણને જણાશે એવી પ્રબળ આશા છે. જર્મન રાષ્ટ્ર સુધારણાની દષ્ટિએ હજુ બાલ્યાવસ્થામાં છે. બાલ્યાવસ્થાની ઉચ્છૃંખલતા હજુ તેનામાં છે. આ ઉચ્છૃંખલતા નષ્ટ થઈ બુદ્ધિને જરા સ્થિરતા મળશે અને પૂર્ણ અને ગંભીર વિચાર કરવાનું સામર્થ્ય તેમનામાં આવશે, એટલે જર્મની સર્વ પ્રકારે નમુનેદાર રાષ્ટ્ર બનશે એવી આશા રાખવી અસ્થાને નથી.

# પ્રકરણ ૨ જું.

## ઉદ્યોગાનુસાર જર્મનીના ત્રણ વિભાગ.

ડૉઇશલેન્ડ અથવા જર્મની અને જર્મન પ્રજા એ સંબંધનો એક સર્વ સાધારણ સિદ્ધાન્ત ઠરાવવાનું કાર્ય ઘણું કઠિન છે. જર્મની એ એક શબ્દમાં જુદા જુદા ૨૬ પ્રાંતોનો સમાવેશ થાય છે અને એ પ્રાંતોમાં જુદા જુદા લોકો રહે છે. એ પ્રાંતોમાં ભૂગોળની દષ્ટિએ ઘણો ફરક છે. તેમનો રાજકીય ઇતિહાસ ભિન્ન ભિન્ન સ્વરૂપનો છે, જાતજાતમાં અનેક પેટાભેદ છે અને ઘરની રહેણી કરણી તથા જ્ઞાન સંપાદન કરવાના માર્ગ પણ જુદા જુદા છે.

આ ભિન્નતાના કારણે સર્વ સાધારણ સિદ્ધાન્ત ઠરાવવાનું કાર્ય જો કે ઘણું કઠિન છે તોપણ યોગ્ય સાવધાની રાખીએ તો તેમ કરવું કંઇ તદ્દન અશક્ય નથી. અમને લાગે છે કે જર્મન રાષ્ટ્રના વિભાગ કરીએ તો આ કામ ઘણું સરળ થશે. આ વિભાગ બરોબર થશે એમ અમે માની શકતા નથી, તોપણ જર્મની અને જર્મન પ્રજા એની યથાર્થ કલ્પના આપણે કરવી હોય તો એવી એકાદી યોજના કરવી ઉચિત છે અને તેમ કરવાથી ઉપર કહેલા પ્રકારોમાં કંઇ પણ મર્યાદા રાખી શકાશે.

અમારા વિચાર પ્રમાણે અમે જર્મનીના ત્રણ વિભાગ કરીએ છીએ. લૉરેન, બેડન, બવેરીઆ અને સાક્સેન. એ પ્રાંતોની સરહદ પરથી પશ્ચિમમાંથી પૂર્વ તરફ એક રેષા દોરવી. આ રેષાથી જર્મનીના ઉત્તર જર્મની અને

દક્ષિણ જર્મની એવા બે ભાગ પડે છે. ફ્રાન્સ અને બેલ્જીયમ નજીકના રાઇનિ પ્રોવિન્સથી પૂર્વ તરફ રશિયન પોલેંડની સરહદ સુધી સર્વ પ્રશિયા પ્રાંત, એ સિવાય મેકલેન્સબર્ગસ, ઓલ્ડેનબર્ગ અને બ્રુન્સવિક, એટલો પ્રદેશ ઉત્તર જર્મનીમાં આવે છે. આલ્સાસ, લૉરેન અને સાક્સેનનાં ત્રણ રાજ્યો, બાવેરીઆ, વ્યૂર્ટેમ્બર્ગ તેમજ ગ્રેંડ ડચી ઑફ બેડન એટલો પ્રદેશ દક્ષિણ જર્મનીમાં આવે છે. આ બેની વચ્ચે રહેલાં થુરીજીયન સ્ટેટ્સને એ બે પૈકી કોઈ પણ ભાગમાં ન ગણતાં સ્વતંત્ર રહેવા દીધાં છે અને તેમ કરવાનાં કેટલાંક કારણો છે.

પૂર્વ પશ્ચિમ રેષા ઉપર બીજી એક લાંબી રેષા દોરવાથી ખાસ પ્રશિયાના બે ભાગ પડે છે. આ પૈકી પશ્ચિમ તરફના અને પૂર્વ તરફના ભાગો માટે પૂર્વની સંજ્ઞાજ કાયમ રાખી પશ્ચિમ એલબા પ્રાંત અને પૂર્વ એલબા પ્રાંત એમ અનુક્રમે નામ આપીશું. પહેલા ભાગમાં હેનોવર, હેસી–નોસા, રાઇન-લૅંડ અને વેસ્ટફાલિયા એ પ્રદેશો આવે છે, અને બીજા ભાગમાં ખેતીને ઉપયોગી થનારો પ્રશિયાનો નીચાણનો ભાગ અને મેકલેબર્ગ્સના બે પ્રાંતનો સમાવેશ થાય છે. એલ્બ નદીના પૂર્વ તરફના આ ભાગને જર્મન રાષ્ટ્રનો ધાન્યકોઠાર કહીએ તો ખોટું નથી. કારણ કે એક વર્ષમાં જેટલા ઘઉં અને રાયની ( Rye નામક ધાન્ય છે ) જરૂર પડે છે તે પૈકી લગભગ બે તૃતીયાંશ જેટલા આ પ્રાંતમાં પાકે છે.

અમે આ ત્રણ વિભાગ કર્યા છે તે ઘણી રીતે અનેક બાજુથી દોષવાળા છે તે અમે જાણીએ છીએ; પરંતુ આ વ્યવસ્થાથી જર્મન રાષ્ટ્રમાં જે ભિન્ન ભિન્ન પ્રકારના લોકો છે તેમના સ્વભાવ, વ્યવસાય અને હિતના સંબંધ પરત્વે સામ્યતા અને વિરુદ્ધતા કયા પ્રકારે છે તેનો સાંગોપાંગ વિચાર કરી તેમાંથી ઘણા મહત્વના સિદ્ધાન્ત કાઢવાનું કામ સરળ થશે એવું અમારૂં માનવું છે.

પ્રથમજ આપણને એવું જણાઈ આવશે કે, અમે જે પશ્ચિમ તરફથી પૂર્વ તરફ એક આડી રેષા કાઢી છે તે રેષાથી જર્મનીના રાજકીય દૃષ્ટિએ તદ્દન બે જુદા જુદા ભાગ પડે છે. ઉત્તર ભાગમાં (હુમ્બર્ગ અને બ્રેમેન એ બે પ્રાંત સિવાય ) કૉન્ઝરવેટીવ પક્ષના લોકોનું બળ અધિક છે. જર્મનીનો ઇતિહાસ મુખ્યત્વે કરીને આ પક્ષના લોકોના મતાનુસાર સિદ્ધ થયો છે. એટલુંજ નહિ પણ હાલમાં દેશમાં જે વ્યવસ્થા પ્રચલિત છે, તે એમને અનુકૂળ છે.

ઘણા લોકોની એવી સમજ છે કે પ્રશિયા એજ જર્મની, અને આવી સમજણથી પ્રશિયાની રાજકીય, સામાજીક અને ઔદ્યોગિક સ્થિતિ સંબંધી

અવલોકન કરી તેઓ જર્મની સંબંધી જે અનુમાનો કાઢે છે તે ભૂલભરેલાં અને આક્ષેપને પાત્ર હોય તો એમાં કંઇ નવાઈ નથી. પ્રશિયાની સંપત્તિ અપૂર્વ છે, સુધારામાં તેનું પગલું આગળપડતું છે, ત્યાંની રાજ્યવ્યવસ્થા ઉત્તમ પ્રકારની છે અને લશ્કરી પદ્ધતિ નમુનેદાર છે એ સર્વ ખરૂં; પણ રાજકીય બાબતમાં પ્રશિયા હજુ ઘણું પાછળ છે. એના કરતાં દક્ષિણનાં નાનાં નાનાં સંસ્થાનો આ બાબતમાં તો ઘણાં આગળ વધેલાં છે.

ઉત્તર જર્મની અને દક્ષિણ જર્મની એ બન્ને સ્થળે સુમારે પચાસ વર્ષ ઉપર કેટલાક અંશે લોકમતને અનુકૂળ રાજ્યવ્યવસ્થા અમલમાં હતી, પણ તે બન્નેમાં તે સમયે જે એક મહત્વની ભિન્નતા રહી ગઇ તે હજુ સુધી કાયમ છે. આજે લગભગ સાઠ વર્ષથી પ્રશિયામાં પાર્લામેંટની સભા છે, પણ તેથી કાંઇ નિરંકુશ સત્તાવાદનું જોર ઓછું થયું નથી. તેમના મત પ્રમાણે પ્રજાએ પાર્લામેંટ પોતાના સામર્થ્યથી રાજા પાસેથી મેળવી છે એમ કંઇ નથી; પણ રાજાએ ખુશીથી પ્રજાને બક્ષીસ આપી છે. રાજા સ્વસંતોષથી પ્રજાને જેટલા હક્ક આપે તેટલાથી સંતોષ માનવો, અને રાજાની ઇચ્છા વિરુદ્ધ વર્તન કરવું નહિ એ પ્રશિયન રાજનીતિનાં મુખ્ય તત્વો છે, અને આ તત્વો રાજા તથા પ્રજા સારી રીતે સમજે છે. રાજા એ રાજ્યવ્યવસ્થાનો સૂત્રધાર છે તેથી પ્રશિયાની રાજ્યવ્યવસ્થામાં એક પ્રકારની કઠોરતા ઉદ્ભવી મૃદુતા નષ્ટ થઇ છે. પચાસેક વર્ષ ઉપર રાજાએ આરંભમાં કૃપાળુ થઈ પોતાની સત્તાનો કંઇક અંશ માત્ર પ્રજાને આપ્યો હતો, તેટલીજ સત્તા આજે તેના હાથમાં છે. એનું પરિણામ એ આવ્યું છે કે, રાજા અને પ્રજા એકબીજા વિષે શંકાશીલ છે. રાજાને લાગે છે કે, પ્રજા આપણી પાસે વળી બીજા વિશેષ હક્ક માગશે, ત્યારે પ્રજા માને છે કે જે થોડા હક્ક આપણને પ્રાપ્ત થયા છે તે પણ રાજા કોઈ વખત આપણી પાસેથી ખુંચવી લેશે. રાજ્ય સામે લડવામાં પ્રજાને જેટલી સહાય્ય જોઇએ તેટલી નથી. કારણ કે જે લોકોનું રાજ્યદરબારમાં માન છે તે લોકો કૉન્ઝરવેટીવ પક્ષના છે, અને તે હમેશ રાજાના પક્ષમાં રહે છે. માત્ર દક્ષિણમાં આથી ભિન્ન સ્થિતિ છે. ત્યાં પ્રથમથીજ લીબરલ પક્ષની સત્તા વિશેષ છે. રાજાની સત્તા અંકુશિત થાય અને પ્રજાના હાથમાં તે સત્તા આવે એ તેમનું ધ્યેય છે અને તે સાધ્ય કરવાના માર્ગમાં તેઓ પડેલા છે.

આ પ્રમાણે ઉત્તર અને દક્ષિણ જર્મનીના લોકોમાં પ્રચલિત રાજકીય વિચારમાંજ ભિન્નતા છે એમ કંઈ નથી; પણ ઉભયની સંસ્કૃતિમાં પણ એવા

પ્રકારની જુદાઈ છે. ઉત્તર તરફના લોકો હૃદયથી કઠોર, સ્વભાવે રૂક્ષ અને બેશરમ છે, ત્યારે દક્ષિણના લોકોમાં સુજનતા રહેલી છે અને તેમનો સ્વભાવ આનંદી, મળતાવડો અને દિલાવર છે. તેમની રહેવાની પદ્ધતિ આડંબરવાળી કે ઠાઠમાઠવાળી નથી. ઇશ્વિરે આપેલું આયુષ્ય આનંદ અને સુખમાં વ્યતિત કરવા તરફ તેમનું મન પ્રેરાએલું હોય છે.

ઉત્તર જર્મનીના અમે બે વિભાગ કર્યા છે તે વાંચકના સ્મરણમાં હશેજ. આ બે ભાગમાં પણ ઉપર પ્રમાણેજ ભિન્નતા છે, અને તે સ્પષ્ટ રીતે નજરે આવે તેમ છે. આ ભિન્નતા ઉપર પ્રમાણે એકજ તરફની એટલે રાજકીય બાબતમાંજ છે એમ નથી, પણ સાંપત્તિક બાબતમાં પણ તેનું અસ્તિત્વ સ્પષ્ટ જણાય છે. એલ્બ નદીની પશ્ચિમે આવેલો પ્રાંત જર્મનીમાં સુપ્રસિદ્ધ થયેલા ઉદ્યોગ ધંધાનું મુખ્ય સ્થળ છે; ત્યારે એલ્બ નદીનો પૂર્વ ભાગ જોઇએ છીએ તો એકલા પ્રશિયાની નહિ પણ સમસ્ત જર્મન દેશની ધાન્યભૂમિ છે. ત્યાં કારખાનાં વગેરે કંઈ નથી. આ ભાગમાં ધાન્ય સિવાય 'બીટ' નામનો કંદ પાકે છે અને તેમાંથી ખાંડ તૈયાર થાય છે. વચ્ચે વચ્ચે ચરાઉ જંગલો પણ ઘણાં છે. વિશેષ કરીને આપણે જેમ જેમ પૂર્વ તરફ એટલે રશિયન સરહદ સુધી જઇએ છીએ તેમ તેમ આવાં જંગલો ઘણાં દૃષ્ટિએ પડે છે, અને તેના પ્રમાણમાં ગોરક્ષક તથા ભરવાડનો ધંધો ત્યાં તેજવાળો છે. પૂર્વ ભાગમાં અને પશ્ચિમ ભાગમાં ધાર્મિક સંબંધમાં વિશેષ ભેદ સ્પષ્ટ થતો નથી. ચોતરફ પ્રોટેસ્ટંટ અને કેથોલીક સેળભેળ થયેલા છે. કોઇ સ્થળે પ્રોટેસ્ટંટ વિશેષ તો કોઈ સ્થળે કેથોલીક વિશેષ. પ્રશિયામાં રોમન કેથોલિકોની સંખ્યા વધારે છે, તે એટલે સુધી કે જર્મનીની એકંદર જનસંખ્યાના એકતૃતીયાંશ જેટલા કેથોલિક એ રાજ્યમાં છે.

પ્રશિયન રાજ્યના આ બે વિભાગમાં સાંપત્તિક દૃષ્ટિએ જે ભિન્નતા જણાય છે તેની અસર ત્યાંના મોટા મોટા શહેરોની જનસમાજ પર થયેલી છે. પૂર્વ ભાગમાં લોકવસ્તી થોડી છે અને ગામો તથા શહેરો એક બીજાથી દૂર-છેટે વસેલાં છે. પ્રશિયામાં કુલ ૨૮ મોટાં-એક લાખથી વધુ વસ્તીવાળાં-શહેરો છે. તે પૈકી ૯ પશ્ચિમ ભાગમાં અને ૪ પૂર્વ ભાગમાં હોઈ બાકીનાં કેટલાંક ઉત્તર અને કેટલાંક દક્ષિણ તરફ તથા કેટલાંક બરલીન રાજ્યધાની પ્રમાણે મધ્યભાગમાં વસેલાં છે. પૂર્વભાગમાં ઉદ્યોગ ધંધો ઓછો છે અને તેથીજ ખાસ કરીને ત્યાંની વસ્તી ઓછી છે. પશ્ચિમ ભાગમાં લોખંડ અને કોલસાની ઘણી ખાણો છે. તે ખાણોમાં કામ કરવા માટે પુષ્કળ મજુરે

પૂર્વમાંથી પશ્ચિમ તરફ જાય છે. આ ક્રમ ગયા પચીસ વર્ષથી તેજ પ્રમાણે ચાલ્યા કરે છે. આ સિવાય વિશેષમાં પૂર્વમાં મૃત્યુનું પ્રમાણ ઘણું છે અને પ્રમાણમાં જન્મસંખ્યા વધતી નથી. લોકવસ્તી ઘટી જવાનાં ઉપર કહેલાં મુખ્ય કારણોના પ્રમાણમાં હમણાં કહેલાં બે કારણો ગૌણ પ્રતિનાં છે. મોટાં મોટાં કારખાનામાં કે ખાણોમાં કામ કરી વિશેષ મજુરી મેળવવાની લાલચ મજુર વર્ગમાં પ્રબળ થવાથી પૂર્વ ભાગની ખેતીને ઘણું નુકશાન થવા લાગ્યું છે; કારણ કે, ખેતીમાં જરૂર જેટલા મજુરો દિવસે દિવસે મેળવવાનું મુશ્કેલ થતું જાય છે. આવીજ સ્થિતિ બીજાં કેટલાંક વર્ષ ચાલુ રહેશે તો એકંદર રાષ્ટ્રને આવશ્યક ધાન્ય પુરૂં કેવી રીતે કરવું એ એક અગત્યનો પ્રશ્ન ઉભો થશે. ઈ. સ. ૧૯૦૦ ની સાલના જે આંકડા પ્રસિદ્ધ થયા છે તે ઉપરથી જણાય છે કે તે એક વર્ષમાંજ ૨,૪૫૦ કુટુંબના ૧૦,૨૭૦ મજુર લગ્ન થતા પૂર્વેજ પૂર્વ પ્રશિયામાંથી નીકળી પશ્ચિમ પ્રશિયામાં ઉદ્યોગ માટે ગયા હતા. આ પ્રમાણ ત્યાર પછી ઘણું વધ્યું હોવું જોઈએ એમાં કંઈ શંકા નથી.

પૂર્વ અને પશ્ચિમમાં બીજો એક મહત્વનો ભેદ એ છે કે, પૂર્વ તરફની ખેતી ક્ષેત્રના પ્રમાણમાં ઘણા મોટા પ્રમાણ ઉપર છે અને પશ્ચિમમાં થોડી ઘણી જે છે તે તદ્દન નાના પ્રમાણમાં છે. જમીનની વ્યવસ્થાની પદ્ધતિ પણ તે તે પ્રાંતોમાં જુદી જુદી છે. આપણા હિન્દુસ્તાનમાં જેમ મોટા મોટા જમીનદાર–જાગીરદારો છે, તેમ પૂર્વ ભાગમાં ઘણા છે અને તેઓ તદ્દન સ્વતંત્ર છે. આથી પ્રશિયન રાજ્યના આ ભાગના લોકોને નાગરિકત્વના જેટલા રાજકીય હક્ક વાસ્તવિક રીતે મળવા જોઈએ તેટલા મળ્યા નથી; એટલુંજ નહિ પણ સાધારણ સ્થાનિક સ્વરાજ્યના હક્ક પણ અતિ સંકુચિત છે! ઈંગ્લાંડમાં અને અન્ય સ્થળોએ લશ્કરી નોકરી કરવાની શરતે મુખ્ય જાગીર-દાર તરફથી પેટા જાગીરદારને લશ્કરી જાગીર આપવાની "ફ્યુડલ સિસ્ટમ" નામની જે એક પદ્ધતિ હતી તેનોજ નમુનો પ્રશિયાના આ ભાગમાં છે, જે "મૅનોરિયલ સિસ્ટમ" એ સંજ્ઞાથી ઓળખાય છે. આ પદ્ધતિ અસ્તિત્વમાં હોવાથી મોટા મોટા જાગીરદારો પોતાના પેટા જાગીરદારો તથા તેમના હાથ નીચેની પ્રજા તરફ ઘણું ખરાબ વર્તન ચલાવે છે; અર્થાત્ એ લોકો ઘણી ખરાબ સ્થિતિમાં છે અને સુધારાના કાર્યમાં ઘણા પાછળ છે. આ સ્થિતિ સુધારવાને સ્ટીન નામના ગૃહસ્થે ઘણો પ્રયત્ન કર્યો હતો. આ ગૃહસ્થે આ વિષયપર અનેક લેખ લખ્યા અને આ ગર્ભ શ્રીમંતો પોતાના હાથ નીચેના લોકો સાથે કેવું ગુલામી વર્તન ચલાવે છે તેનો ચિતાર જનસમાજની દૃષ્ટિ

સમક્ષ ખડો કર્યો. **સ્ટીનના** આ પ્રયત્નથી સરકારનું ધ્યાન જલદી તે તરફ ગયું અને આ પદ્ધતિ બંધ કરવા **પ્રશિયન ડાયટે** ( Diat ) એટલે પાર્લામેંટે કેટલાક કાયદા પ્રસાર કર્યા. આ કાયદાનો અમલ થવા લાગ્યો ત્યારથી ખેડુતો ગુલામગીરીમાંથી છૂટી, સ્વાતંત્ર્યસુખનો થોડો અનુભવ લેતા થયા છે, પરંતુ તેટલાથી નાગરિકના સર્વ હક્ક તેમને પ્રાપ્ત થયા છે એમ કહી શકાય તેમ નથી. 'મેનોરિયલ સિસ્ટમ'નાં મુળીઆં આ કાયદાએ ઉખેડી નાંખ્યા નથી; તેથી પ્રજા અને જાગીરદાર એ ઉભયની પ્રગતિ હાલના સુધારાના યુગમાં પણ સાધારણજ થઇ છે.

પૂર્વ પ્રશિયાના રાજ્યકાર્યભારમાં જુની પદ્ધતિ હજુ ચાલુ છે. દૃષ્ટાંત તરીકે જોઈશું તો ઉપર કહેલા જાગીરદારોને તેમની પોતાની જાગીર પુરતા દિવાની, મુલ્કી અને ફોજદારી અધિકારો મળેલા છે. આ સ્થિતિ સુધારવા માટે ઇ. સ. ૧૮૫૦ માં પાર્લામેંટ સમક્ષ એક બીલ રજુ થયું હતું; પરંતુ તેને આ લોકોએ પસાર થવા દીધું ન હતું. ઇ. સ. ૧૮૯૨ માં એક કાયદો હા, ના, થતાં પસાર થયો, પરંતુ તેમાં આ જાગીરી પ્રદેશોને રાજકાર્યભારના સ્વતંત્ર ઇલાકા સમજવામાં આવ્યાથી આપણે જેને ખરૂં સ્થાનિક સ્વરાજ્ય કહીએ છીએ તે આ પ્રદેશના લોકોને મળ્યું નથી.

પ્રશિયન રાજ્યનો પૂર્વ તરફનો પ્રાંત સાંપત્તિક અને સામાજીક સ્થિતિમાં આવી રીતે પાછળ પડેલો છે તેનાં બીજાં પણ અનેક કારણો છે. અહીંની ખેતી મોટા પ્રમાણપર, એટલે એકજ માલીક પાસે હજારો એકર જમીન હોવાથી એ લોકોમાં જગતથી અતડા રહેવાની પ્રવૃત્તિ વિશેષ જણાય છે અને તેથી તેમને ઘણી હાનિ થાય છે. જમીનના માલીકો અને જમીન ખેડનારા ખેડુતો શહેરોથી દૂર રહેલા હોવાથી શહેરનિવાસીઓની સામાજીક, સાંપત્તિક, ઔદ્યોગિક અને રાજકીય પ્રગતિ કેવી રીતે થતી જાય છે તે તરફ તેમનું લક્ષ જતું નથી. આટલું અજ્ઞાન જ્યાં રહે છે ત્યાં સ્વસુધારણાના પ્રયત્ન કેટલે સુધી થતા હશે તેની કલ્પના વાંચકોએજ કરી લેવી. પોતાના તંતુમય જાળામાં કેન્દ્રસ્થાને બેસતો કરોળીઓ જેમ પોતાને તેટલી જગ્યાનો રાજા સમજે છે તેમ આ મોટા મોટા જમીનદારો પોતાના પ્રદેશના પોતાને રાજા માને છે. લોકોપર હકુમત ચલાવવાની પોતાને સત્તા છે, પોતાની ઇચ્છા વિરુદ્ધ હાથ નીચેના માણસો જઇ શકે નહિ, એટલુંજ નહિ પણ કરેલા હુકમ વિરુદ્ધ તેઓ ચેં કે ચું પણ કરી શકે નહિ એવો નવાબી અમલ તેઓ પ્રવર્તાવે છે. આવી રીતે સત્તા નીચે દબાઈ ગયેલા લોકોની સામાજીક ઉન્નતિ

થાય નહિ, અને બુદ્ધિ વિકાસ પામે નહિ, તેમાં આશ્ચર્ય નથી. એલ્બ અને વિશ્ચુલા એ બે નદીની વચ્ચેના પ્રદેશપર ઘણાં વર્ષ પહેલાં સ્લાવ જાતિના લોકોની સત્તા હતી. તે કાળમાં ત્યાંના લોકોની સ્થિતિ સારી હતી; પરંતુ જર્મન લોકોની સત્તામાં આ પ્રદેશ ગયો ત્યારથી તેમની જે અવનતિ શરૂ થઈ છે તેમાં લેશમાત્ર પણ ફેરફાર થયો નથી! અહીં એક વાત કહેવાની જરૂર છે તે એ કે, આ પ્રાંતની હવા પશ્ચિમ પ્રાંતના જેવી સારી નથી અને જમીન પણ ત્યાંની જમીન જેવી ફળદ્રૂપ નથી. આ બે કારણથી જમીનમાંથી જેટલો પાક મળવો જોઇએ તેટલો મળતો નથી. પાકના પ્રમાણમાં જમીનની મહેસુલનું ઉત્પન્ન પણ ઓછું જ એટલે પશ્ચિમ તરફની મહેસુલના ઉત્પન્નના એક તૃતીયાંશ જેટલું છે. ખેતીની આ નિકૃષ્ટ સ્થિતિ સુધારવા માટે પ્રશિયન સરકારે આજ સુધી અનેક પ્રયત્ન કર્યા છે, પરંતુ તેમાં ઇષ્ટ ફળ મળ્યું નથી.

રાજકીય બાબતમાં જર્મનીનો દક્ષિણ ભાગ ઉત્તર ભાગ કરતાં ઘણો આગળ છે. ઉત્તર ભાગનો વિચાર કરીએ છીએ તો એવું જણાય છે કે, પશ્ચિમ તરફનો ભાગ પૂર્વ ભાગ કરતાં આ કામમાં ઘણોજ આગળ છે. એલ્બ નદીના પૂર્વ તરફના ખેતીપર નિર્વાહ કરનારા પ્રદેશમાં પ્રશિયાના કૉન્ઝરવેટીવ લોકો ઘણા છે. પાર્લામેંટમાં પ્રતિનિધિ ચૂંટી મોકલવાનો અધિકાર એટલો તો સંકુચિત કરેલો છે કે, ગરીબ લોકો તો પાર્લામેંટમાં આવી શકતાજ નથી, તેમ પોતાની તરફનો પ્રતિનિધિ મોકલવાની ઇચ્છા થાય તો તે પણ તેમનાથી મોકલી શકાય તેમ નથી. આથી પાર્લામેંટમાં સર્વ સત્તા શ્રીમંતોના હાથમાં છે અને તે પ્રગતિના વિરોધીઓ કહીએ તો કૉન્ઝરવેટીવો છે. લીબરલ અને કૉન્ઝરવેટીવ એ બે પક્ષ વિલાયતમાં છે તે સુપ્રસિદ્ધ છે. ત્યાંના લીબરલો પ્રગતિને અનુકૂળ છે, અને કૉન્ઝરવેટીવો પ્રગતિને પ્રતિકૂળ નથી તોપણ તેઓનું કહેવું એવું છે કે સુધારો ધીમે ધીમે કરવો. એક પક્ષ બીજાને પકડી રાખે છે તેથી રાજ્યકાર્યભાર કેવો સુવ્યવસ્થિત ચાલે છે તે આપણે જોઇ શકીએ છીએ. જર્મનીના કૉન્ઝરવેટીવો સુધારાના પૂર્ણ દ્વેષી છે અને ચાલતા ગાડાને અટકાવવાનો ગુણ તેમનામાં વિશેષ છે. આવા સ્વભાવની વ્યક્તિઓ પ્રશિયાના પૂર્વ ભાગમાં જેટલા છે તેટલી જર્મનીના અન્ય ભાગમાં તો શું પણ આખા યુરોપમાં મળે તેમ નથી!

પાર્લામેંટની ઘણી જગ્યાઓ આ નવાબોએ હસ્તગત કરી છે અને તે જગ્યા પર બેસી પ્રજાના કલ્યાણની એકાદ બાબત આગળ આવે છે કે કેવળ

સ્વાર્થબુદ્ધિથી તેને તોડી પાડવાનું કાર્ય કરે છે, વગેરે બાબતોનો ઉલ્લેખ પ્રથમ થયો છેજ. કદાચિત્ ધારીએ કે શિક્ષણ સંબંધમાં તેઓ કંઇ ઉદારતા બતાવતા હશે, પણ તેવું એ નથી. સો વર્ષ પૂર્વે તેમનામાં જ શિક્ષણ વિષે જે સંકુચિત સમજ હતી તે આજે પણ છે. આ સમજ પ્રમાણે પ્રસ્તુત કાળમાં શિક્ષણ આપવાની વ્યવસ્થા કરવામાં આવે તો ઉત્તર જર્મની અને પૂર્વ પ્રશિયા એ પ્રાંતોની ગ્રામ્ય શાળાઓમાં ( Rurel Classes ) વિદ્યાર્થીઓ લખતાં વાંચતાં શીખે અને સાધારણ હિસાબ રાખી શકે તેના કરતાં વિશેષ જાણતા થાય, તેમજ ખેડુતોનાં બાળકોને ઉદાર શિક્ષણ અપાય તો તેમના મનમાં નવીન તરેહની મહત્વાકાંક્ષાઓ ઉત્પન્ન થાય અને તેઓ સામે થાય એ ભય તેમને છે. આ કારણથીજ પૂર્વના ખેડુતો ક, ખ, ગ સિવાય વિશેષ કંઇ શીખી શક્યા નહતા. તેવીજ રીતે તેમના ભાઇઓ અને બાળકો ભણી શકે નહિ તોજ ઠીક એવી તેમની સ્વાર્થી સમજ છે. આ સમજ બાજુએ રાખી ગ્રામ્યશાળાઓના શિક્ષણક્રમમાં સરકારે પુષ્કળ સુધારા કર્યા છે. પ્રશિયામાં શિક્ષણની વ્યવસ્થા જેટલી ઉત્તમ છે તેટલી જગતના કોઇ પણ દેશમાં નથી, એવી બડાઈ તેઓ મારે છે. આ બડાઇ અયોગ્ય છે એમ અમે કહી શકતા નથી. અમે એટલુંજ કહીશું કે, પ્રશિયામાં ઉત્તમ ગણાયલું જે શિક્ષણ છે તેવું શિક્ષણ અન્ય દેશમાં મળતું નથી. આમ હોવા છતાં પણ ગ્રામ્યશાળાઓના શિક્ષણકાર્યમાં અદ્યાપિ ઘણી ખામી છે, અને ત્યાં જે શિક્ષણ આપવામાં આવે છે તે ઉચ્ચ કોટીનું હોતું નથી, એવો અમારો મત છે. પ્રશિયામાં ખેડુતો માટે સ્થપાયલી ઘણી શાળાઓ આપણી જુની પુરાણી અવ્યવસ્થિત શાળાઓ જેવી છે. ઇંગ્લાંડમાં અને વિશેષ કરીને આયર્લાંડમાં ઇ. સ. ૧૮૭૦ સુધી આવા પ્રકારની શાળાઓ હતી પણ તે હવે નામશેષ થયેલી છે, અને તેનું ઘણું શ્રેય મી. મેથ્યુ આર્નોલ્ડ નામના ગૃહસ્થને ઘટે છે. તેમણે વર્ણવેલી આયર્લંડની શાળાઓની સ્થિતિ આજે ઉત્તર જર્મનીમાં આપણને જોવા મળે છે. વિદ્યાર્થીઓની સંખ્યાના પ્રમાણમાં શિક્ષકનો અભાવ, ભાગ્યાંતૂટ્યાં શાળાગૃહો, હોંશિયાર પણ ઓછા પગારના શિક્ષકો, ખર્ચમાં કંજુસાઇ કરનારા વ્યવસ્થાપકો અને દ્રવ્યના અભાવના કારણે પ્રયોગશાળા, પુસ્તકાલય વગેરે સાહિત્યોનો અભાવ : એ સર્વ કારણોને લીધે વિદ્યાર્થીઓને અલ્પ શિક્ષણ મળે એ સ્વાભાવિક છે. એ માટે પ્રશિયન સરકારને દોષિત ઠરાવી શકાય તેમ નથી. આ સ્થિતિ સુધારવા સરકાર બનતા ઉપાયો યોજે છે; પરંતુ લોકપ્રતિનિધિ તરફથી તેને જોઇએ તેવી સહાય્ય મળતી નથી તેથી તે ઉપાય ફળદાતા થતા નથી. એલ્બ નદીના પૂર્વ ભાગ-

માંથી જે પાર્લામેંટ–ડાયટ–માં પ્રતિનિધિઓ આવે છે તે પોતાની પુરાણ-પ્રિયતા છોડી, સરકારના પ્રયત્નને ઉત્કૃષ્ટ બનાવવાની ઇચ્છા કરે તો જોતજોતામાં આ સ્થિતિ નષ્ટ થાય તેમ છે.

અત્યાર સુધી કરેલા વિવેચન પરથી **પૂર્વ પ્રશિયાના** સર્વ ધનાઢ્ય જમીનદારો સુધારાની વિરુદ્ધ છે એવી વાંચકોની કદાચિત સમજ થાય, પરંતુ તેમ ન થાય તે માટે છેવટે અહીં કહીશું કે આ બાબતમાં ઘણા અપવાદ પણ છે. તેમાંના કેટલાક માણસો એવા છે કે, તેમને વર્તમાન સુધારા ઉપસ્થિત કરવા માટેના માર્ગ સર્વ રીતે પસંદ છે. ખેતીની તથા તે સાથે ખેડુતોની સ્થિતિ સુધરે એ હેતુથી શાસ્ત્રીય પદ્ધતિથી ખેતી કરવામાં તેઓ સંપૂર્ણ અનુકૂળ છે. આવા લોકોની સંખ્યા વધી ચોતરફ તેમનું વજન પડશે તો **પૂર્વ પ્રશિયાને** સુસ્થિતિ પ્રાપ્ત થયા સિવાય રહેશે નહિ, અને ભલેને કાળાંતરે તે થાય પણ છેવટે તે પ્રાપ્ત થશેજ એવો અમોને પૂર્ણ વિશ્વાસ છે. જમીનદારોને તેમના પોતાના પ્રદેશમાં જે રાજકીય મહત્વ છે તે પ્રથમ નષ્ટ થવું જોઇએ. તેમ થશે એટલે જમીનદાર અને તેમના ખેડુતોને સમાન હક્ક પ્રાપ્ત થશે. અપાર સંપત્તિ, વિશિષ્ટ સ્વરૂપના રાજકીય હક્ક અને લોકોથી અતડા રહી વર્તવાની ટેવ એ ત્રણ કારણથી જમીનદારોમાં ઘણા દોષ ઉત્પન્ન થયા છે. આ દોષને દૂર કરી રાજકીય બાબતમાં અન્ય લોકો સાથે સમાનતાથી ચાલવાનો તેઓ આરંભ કરશે તો ત્યાર પછી તેમની નૈતિક અને આર્થિક સ્થિતિ સુધરવામાં વિશેષ સમય જશે નહિ.

## પ્રકરણ ૩ જું.

### જર્મનીનો ઔદ્યોગિક યુગ.

ઇ. સ. ૧૮૭૧ માં **ફ્રાન્સ** સાથે થયેલા યુદ્ધમાં **જર્મનીનો** વિજય થયો ત્યારથી દેશના ઔદ્યોગિક ધંધાની અને વ્યાપારની વૃદ્ધિ સપાટાબંધ થવા લાગી. એજ સાલમાં **જર્મન** સામ્રાજ્યની સ્થાપના થઈ અને ત્યારથી રાજકીય બાબતમાં અને વ્યાપાર કાર્યમાં **જર્મનો** વિશેષ ઝળકવા લાગ્યા. આજ વખતે **જર્મની** એ એક રાષ્ટ્ર છે એવી ભાવના તેમના મનમાં ઉપસ્થિત થઈ. ઐક્ય-શક્તિ વધી અને તેના બળવડે તેમનામાં મોટાં મોટાં કાર્યોમાં પ્રવૃત્ત થવાની શક્તિ ઉપસ્થિત થઈ. **જર્મનીની** વૃદ્ધાવસ્થા નષ્ટ થઇ ગઇ. **યયાતિએ** વૃદ્ધાવસ્થામાં યુવાવસ્થા પ્રાપ્ત કરી હતી તેમ **ઓગણીસમી** સદીમાં **જર્મનોના**

અંગમાં તારૂણ્ય તરવરવા લાગ્યું. યુવાનીના ઉત્સાહ અને આવેશની અસર તેમના વર્તન ઉપર થવા લાગી. પડોશી રાષ્ટ્ર વિષે તેમના હૃદયમાં જે ધબકારા થતા હતા તે એકદમ લુપ્ત થઇ ગયા અને હરીફાઇની શરૂઆત થઇ. બાળકની ચેષ્ટાઓ તરફ વૃદ્ધો જેમ આશ્ચર્યભરીદૃષ્ટિથી જુએ છે પણ વિશેષ લક્ષ આપતા નથી તેમજ પડોશનાં વૃદ્ધ રાષ્ટ્રોએ આરંભમાં કર્યું. જર્મનીને યુદ્ધમાં ઘણા ઘા પડ્યા હતા. વિવિધ રોગોએ કરીને અસંખ્ય યુવકો અકાળે મૃત્યુના મુખમાં પડ્યા હતા. એવી રીતે જર્મનીની ચોતરફથી દુર્દશા થઇ હતી. અલ્પકાળમાં લડાઇમાં પડેલા ઘા સૃષ્ટિક્રમાનુસાર રૂઝાયા અને "ઉદ્યોગ ધંધાની વૃદ્ધિ જોસભેર થાય છે તો યુદ્ધમાં ગમે તેવી પ્રાણહાનિ થયા છતાં તેની અસર નાબુદ થાય છે" એ માલ્થસનો સિદ્ધાંત જર્મનીએ ટુંક વખતમાંજ સત્ય કરી બતાવ્યો. ફ્રાન્સ સાથે થયેલા યુદ્ધની પહેલાં સાત આઠ વર્ષે આસ્ટ્રીયા સામે જર્મનીને રણક્ષેત્રમાં ઉતરવું પડ્યું હતું. તે લડાઇમાં કરેલી લશ્કરી તૈયારી જર્મનીએ જેવી ને તેવી ચાલુ રાખી હતી અને તેનો ફ્રાન્સ સાથેના યુદ્ધમાં ઘણો ઉપયોગ થયો હતો. ફ્રાન્સ સાથેનું યુદ્ધ જર્મનીના અસ્તિત્વ સાથેજ સંબંધ ધરાવતું હતું, પણ તે યુદ્ધમાં વિજયશ્રીએ જર્મનવીરના ગળામાં માળા આરોપી. તે વિજયથી ફૂલાઇ ન જતાં યુદ્ધ પછી તરતજ ઉદ્યોગભૂમિમાં પોતાના પરાક્રમનો ઉપયોગ કરી તેમાં વિજયશ્રી પ્રાપ્ત કરવા માટે તે કાયિક, વાચિક અને માનસિક પ્રયત્ન કરવા લાગ્યા. લોકો પાસેનું જે ધન આજ સુધી ભોંયરામાં કે જમીનમાં પડી રહ્યું હતું તે બહાર નીકળવા લાગ્યું. આ ધનના આધારવડે નવાં નવાં કારખાનાં નીકળી ધનિકોને પ્રથમ કરતાં ઘણો લાભ થવા લાગ્યો. વિશેષ સાહસી અને જોખમી કામ સ્વીકારવાની જેને તેને ચટપટી લાગી રહી. જે ગામો અને શહેરો અત્યાર સુધી અંધારામાં પડી રહ્યાં હતાં તે ધીમે ધીમે પ્રકાશમાં આવવા લાગ્યાં અને ત્યાંની જનસંખ્યા તથા સંપત્તિ વર્ષાકાળમાં વહેતી નદી પ્રમાણે વેગથી વધવા લાગી. ફક્ત બર્લિનનુંજ ઉદાહરણ લઇએ તો જણાય છે કે, સુમારે ૧૦૦ વર્ષ પૂર્વે ત્યાંની જનસંખ્યા એકલાખ સાઠ હજાર જેટલી હતી. તે ઈ. સ. ૧૯૦૫ માં વીસલાખ ચાળીસ હજાર જેટલી થઇ છે. બર્લિનમાં સંપત્તિનો વરસાદજ વરસે છે. શહેરોની આ પ્રગતિ સાથે ત્યાંની જગ્યાઓની કિંમત પણ અતિશય વધી પડી, જેથી રંક પ્રજાને ઘણી હરકત પડવા લાગી. શહેરમાં અને શહેરની આજુબાજુ પણ અન્ય સ્થળોના પ્રમાણમાં ઘરભાડું એટલું વધવા લાગ્યું છે કે, મધ્યમ અને ગરીબ સ્થિતિના લોકોને સ્થિતિ અનુસાર પડી રહેવા માટે ઘરો ભાડે કેવી રીતે મળી શકશે એ એક વિકટ પ્રશ્ન થઈ પડ્યો છે.

શહેરની સંપત્તિની વૃદ્ધિના પ્રમાણમાં જનસંખ્યા પણ વધી પડી અને ગયાં પચાસ સાઠ વર્ષમાં જે લોકસંખ્યા વધી તેનો ઘણો ભાગ ઉદ્યોગ ધંધામાં આગળ પડેલા પ્રાંતોમાં ગયો. ઇ. સ. ૧૮૫૫ અને ૧૯૧૫ એ બે સાલના જનસંખ્યાના જે આંકડા પ્રસિદ્ધ થયા છે તે પરથી સ્પષ્ટ જણાય છે કે, કૃષિપ્રધાન પ્રાંતોમાં જે સંખ્યા વધી છે તેના કરતાં અનેક ગણી વ્યાપારી પ્રાંતોમાં વધી છે.

જર્મનીમાં ઔદ્યોગિક યુગનો પ્રારંભ થયો ત્યારથી કોલસા, લોખંડ અને અન્ય ખનિજ દ્રવ્યોનું ઉત્પન્ન અતિ મોટા પ્રમાણ પર થવા લાગ્યું છે. જર્મન કારખાનાવાળાઓને સઘળો કોલસો જર્મનીજ પુરો પાડે છે. માત્ર નામનો—નેવું લાખ ટન કોલસો ઇંગ્લાંડથી લાવવો પડે છે. કોલસાના ધંધામાં પણ ઇંગ્લાંડ તરફ જોવું ન પડે તેવા પ્રયત્નો ત્યાંના વ્યાપારીઓ કરતા રહ્યા છે. કોલસાના વ્યાપાર કરતાં લોખંડનો વ્યાપાર ઘણો ચાલે છે, અને તે પ્રમાણે લોખંડનાં કારખાનાંની સંખ્યા પણ વધતી જાય છે. અન્ય ધાતુ એટલે ત્રાંબું, જસત, સીસું અને પોટેશસૉલ્ટ પ્રથમ કરતાં વિશેષ ઉત્પન્ન થાય છે. પરંતુ આ વસ્તુઓની નીકાશ કરતાં આયાત હજુ વિશેષ છે.

જે ધંધા તરફ ગ્રેટબ્રિટનનાં સંયુક્ત રાજ્યોના લોકોનું વિશેષ લક્ષ ખેંચાયું છે તે તરફ એટલે આગબોટો બાંધવા તરફ હમણાં હમણાં જર્મનીનું લક્ષ વિશેષ રોકાયું છે. જર્મનોની ઇચ્છા એવી છે કે આગબોટો બાંધવામાં આવશ્યક માલ પરદેશમાંથી ન લાવતાં સ્વદેશમાંજ ઉત્પન્ન કરવો. આ ઉદ્યોગમાં તેમને દરવર્ષે વિજય મળતો જાય છે. સરકારી રીપોર્ટમાં આ સંબંધી લખ્યું છે કે, "આગબોટો બાંધવા માટે જરૂરનાં લોખંડી પત્રાં દેશમાં ને દેશમાં મળવાની સવડ થવાથી તેના માટે પરદેશ પર અને તેમાં પણ ખાસ કરીને ઇંગ્લાંડ પર અવલંબી રહેવાના પહેલાં જેટલા પ્રસંગ હવે આવતા નથી એ વિશેષ આનંદદાયી વાત છે."

પચીસ ત્રીસ વર્ષ પર સર્વત્ર એવી માન્યતા હતી કે જગતમાં કોઈ પણ સ્થળે સારી આગબોટો તૈયાર થતી હોય તો માત્ર ઇંગ્લાંડમાંજ. ત્યાંની ગોદીમાંથી કદી પણ ખરાબ આગબોટ બહાર આવી શકેજ નહિ અને ટાઇન (Tyne) તથા કલાઇડ (Clyde)માં આગબોટો તૈયાર કરનારા લોકોના હાથ જગતમાં કોઈ કદી પણ પકડી શકશે નહિ. આથી મોટી મોટી આગબોટો સ્વદેશમાં તૈયાર કરી જોવાનું જર્મન કારખાનાવાળાઓએ પ્રથમ જ્યારે ઠરાવ્યું ત્યારે આ મુશ્કેલીભરેલું કામ આપણા હાથે કેવી રીતે સિદ્ધ થશે,

આ કાર્યમાં જરૂરનું અઢળક દ્રવ્ય ક્યાંથી અને કેવી રીતે મળશે, એની તેમને મોટી ચિંતા થઈ પડી હતી. પણ આ ફીકર ધનવાન લોકોની સહાનુભૂતિથી અને કારીગરોની કુશળતાથી સત્વર દૂર થઈ. આજે તો એવી સ્થિતિ પ્રાપ્ત થઈ છે કે, પોતાને જરૂરની સર્વ આગબોટો જર્મનો પોતેજ તૈયાર કરે છે; એટલું જ નહિ પણ અન્ય દેશના લોકો માગે છે તો તેમને પણ બનાવી આપે છે. "આગબોટો બાંધવાનો ધંધો જર્મની ચલાવી શકે નહિ તો લડાયક આરમાર રાખવાની હિંમત જર્મનીએ કદી રાખવી નહિ." એવા ઉદ્દગાર ઍડમિરલ સ્ટૉરોએ સુમારે પાંત્રીસ વર્ષ પર કાઢ્યા હતા તેમાં તેનું ખરૂં દૂરદર્શીપણું જણાઇ આવે છે. આ ધંધાની જેમ જેમ પ્રગતિ થતી ગઈ તેમ તેમ જર્મનીનું સમુદ્ર પરનું બળ વધવા લાગ્યું એ વાંચકોને કહેવાની આવશ્યકતા હોય એમ અમને લાગતું નથી. "લડાયક આગબોટો તૈયાર કરવાનું તમને કહેવામાં આવે તો એક વર્ષમાં તમે કેટલી બનાવી શકશો?" એમ ઇ. સ. ૧૯૦૬માં નેવી લીગે ઉત્તર અને બાલ્ટિક સમુદ્રના બંદરોની ખાનગી કંપનીઓને પૂછ્યું. ત્યારે તે કંપનીઓએ ઉત્તર આપ્યો હતો કે અમારાં ૬ મોટાં કારખાનાંમાંથી દરવર્ષે ૧૫ લડાયક આગબોટો તૈયાર કરી આપીશું!' આ ઉપરથી આ ધંધાની કેવી પ્રગતિ હશે અને કારખાનાવાળાઓને કેટલો ફાયદો થતો હશે તેની વાંચકોએજ કલ્પના કરી લેવી. જર્મનીનાં સર્વ રાષ્ટ્રોનું લક્ષ નાવિક સામર્થ્ય વધારવા તરફ ગયું છે. તેમણે સમુદ્ર પરનું ઇંગ્લાંડનું અબાધિત સ્વામિત્વ ખેંચી લેવાનો પૂર્ણ નિશ્ચય કર્યો હોય એમ સ્પષ્ટ જણાય છે.

ઉક્ત ઉદ્યોગો પ્રમાણે જર્મનીમાં વિદ્યુતનાં કારખાનાં પણ સ્વાભાવિક રીતે વધતાં જાય છે. આ ધંધો કરનારી મુખ્ય કંપનીઓની સંખ્યા થોડી છે. એ પૈકી એક કંપનીની થાપણ પચાસ લાખ પૌંડ છે અને રીઝર્વ ફંડ તથા લોકોને ધીરેલી રકમ મળી ચાળીસ લાખ પૌંડ સીલીક છે. આ ઉપરથી આ કંપનીઓ કેટલી શ્રીમંત છે તે સહજ જાણી શકાય તેમ છે. વિદ્યુતટ્રામ અને લાઇટ રેલ્વે કરવી, મ્યુનિસીપાલિટીને વીજળીક બળ પુરૂં પાડવું અને વિદ્યુતયંત્ર તૈયાર કરવાં, એ સર્વ કામ આ કંપનીઓ કરે છે. જર્મનીની બહાર પોતાનો વ્યાપાર વધારવાના હેતુથી પોતાની દેખરેખ નીચે કેટલીએ નાની નાની કંપનીઓ આ મોટી કંપનીઓએ ઉભી કરી છે અને તેનાથી આ વ્યાપાર વધારવામાં તેમને ઘણી અનુકૂળતા થઈ પડી છે.

આજ પ્રમાણે રાસાયનિક દ્રવ્યો, સુતરાઉ તથા રેશમી કાપડ, કાગળ અને ખાંડ તૈયાર કરવાનાં કારખાનાં ઘણાં થયાં છે, અને ત્યાં તૈયાર થતો

માલ આખી પૃથ્વીપર જાય છે. સ્થળ સંકોચના કારણે આ સર્વની માહિતી અહીં આપવાનું અશક્ય છે, જેથી તેનો માત્ર નામ નિર્દેશ કરી બીજા વિષય તરફ વળીએ છીએ.

થોડી થાપણવાળી નાની ઘણી કંપનીઓ હોય તે કરતાં મોટી થાપણ-વાળી મોટી કંપની અને થોડી હોય તોપણ તે વિશેષ લાભકારક છે, એવો જર્મનોને અનુભવ થયા પછી તેઓ નાની કંપનીઓ તોડી નાખી મોટી કંપનીઓ સ્થાપન કરવા લાગ્યા છે. આ ઉપરથી જર્મનીમાં એક પણ નાની કંપની નહિ હોય એવી કલ્પના વાંચકોએ કરવી નહિ. નાની કંપનીઓ પણ છે જ અને તે સિવાય કેવળ હસ્તકૌશલ્યપર ઉદરનિર્વાહ કરનારા પણ થોડા નથી. તેમના આવા નાના કારખાનામાં હસ્તથી કાર્ય કરનારો એક મુખ્ય માલીક હોય છે અને તેના હાથ નીચે પાંચ છ નોકર અને કામ શીખવા રહેલાં ૩–૪ છોકરાં હોય છે. હાલની પરિસ્થિતિમાં મોટી મોટી મીલો અને કારખાનાંને ટક્કર મારવાનો તેમનો પ્રયત્ન ચાલુજ છે. એ પણ સ્પષ્ટ છે કે, તેમની હોંશીયારી અને કામના પ્રમાણમાં તેમને બદલો મળતો નથી, પણ તેટલાથી હતાશ ન થતાં પોતાના હસ્તકૌશલ્ય-નું કાર્ય તેમણે ચલાવ્યાં કર્યું છે તેથી તેમને ધન્યવાદ ઘટે છે. આજે લગભગ પચીસ લાખ પુરુષ અને સ્ત્રીઓ આવા ધંધા પર જીવન ચલાવે છે. વિદ્યુત્ અને વરાળશક્તિથી ચાલતાં યંત્રોની સામે થવાનો તેમનો પ્રયત્ન તેમના માટે દયા ઉત્પન્ન કર્યા સિવાય રહેતો નથી. કારણ કે આજ નહિ તો કાલે પણ તેમને હાર મળશે એ વિધિલેખ નષ્ટ થવાનો નથી. યાંત્રિક શક્તિના મારા આગળ હાથના ધંધા–ઉદ્યોગ મૃત્યુ પામે એ આર્થિક અને સામાજીક સુખની દૃષ્ટિએ જોતાં હિતાવહ છે કે નહિ એ એક પ્રશ્ન છે. પણ તે વિચાર અહીં અસ્થાને છે.

યાંત્રિક શક્તિથી સાધારણ નાના ધંધા નષ્ટ થાય એ કુદરતી છે; પરંતુ કેટલાંક કારખાનાં આ નિયમના અપવાદ તરીકે છે એટલે તેનાથી હાથથી ચાલતો ધંધો નષ્ટ ન થતાં પોષાય છે. ચપ્પુ, છરીઓ વગેરે લોખંડી હથિયારો અને અન્ય પરચુરણ વસ્તુઓ કરવાનાં જે કારખાનાં વિદ્યુતશક્તિથી ચાલે છે, તે કારખાનામાં હસ્તકૌશલ્યની જરૂર હોય છે. તેથી કારખાનાના આધાર ઉપર પણ ઘણા હાથ કામના ઉદ્યોગો ચાલે છે અને તેના પર ઘણાં કુટુંબોનો નિભાવ થાય છે. રેશમના વણાટનો જ્યાં ઉદ્યોગ ચાલે છે ત્યાં પણ થોડા ઘણા પ્રમાણમાં આ પ્રકાર જોઈ શકાય છે.

આધુનિક સાંપત્તિક હરીફાઈમાં હાથકામના ધંધા પોષાય એવા અનુકૂળ કાયદા જો સરકારે કર્યા નહોત અને ખાસ ધંધાવાળાઓ જો પોતાના કાર્યને વળગી રહ્યા નહોત તો આજે જર્મનીના સર્વ હસ્ત ઉદ્યોગો રસાતળ પહોંચી ગયા હોત. ઈ. સ. ૧૮૬૨ માં પ્રશિયામાં હજારે ૨૮.૯ સ્વતંત્ર હસ્ત ઉદ્યોગ કરનારાનું પ્રમાણ હતું તે હવે ૧૮ જેટલે આવી ગયું છે. રૂનું સૂતર બનાવવું, કાપડ વણવું, પીપ, ટબ અને ખીલા બનાવવા તથા બટનો તૈયાર કરવાં એ ઉદ્યોગો તો અત્યાર પહેલાં મૃત્યુ પામ્યા છે; અને કુંભાર, સરાણીયા, લુહાર અને કેટલેક અંશે સુથાર અને ચમાર વગેરેના ધંધા પણ દિનપ્રતિદિન ક્ષય પામતા જાય છે. હા, હજુ સુધી નાનાં અને મોટાં ઘડિઆળ બનાવનારાઓ ઉપર ધાડ પડી નથી. તેમના ધંધા પ્રથમની માફકજ સરળતાથી ચાલે છે. હસ્તઉદ્યોગો ટકી રહે તે માટે એકજ વર્ગ કે લોકોની પરસ્પર સહાયકારી મંડળીઓ ( Guilds ) સ્થાપન કરવાના કાર્યને સરકારે ઘણું ઉત્તેજન આપ્યું છે; અને તે પ્રમાણમાં આવી મંડળીઓ દિવસે દિવસે સ્થાપન થતી જાય છે; પણ એનાથી હસ્તઉદ્યોગોનો કેટલો બચાવ થશે તે આજે કહી શકાય તેમ નથી. કેટલાંક વર્ષ પછી અનુભવથી જે જણાય તે ખરૂં.

હસ્તઉદ્યોગની દુકાન કે વર્કશૉપ ન કાઢતાં ઘરમાંને ઘરમાં આ ધંધા કરવાનો એક પ્રકાર છે અને તેનો ગ્રામ્યનિવાસીઓમાં ઘણો પ્રચાર છે. આ ધંધો આટલા આઘાતો વચ્ચે ટકી રહ્યો છે એ આશ્ચર્ય જેવું છે. ઘણી વખત એવો અનુભવ થાય છે કે જેમની પ્રકૃતિ નબળી હોય છે તે લોકો ઘણા દિવસ જીવે છે તેમ આ ધંધાનું થયું છે એમ કહેવું પડે છે. હાથથી વણાટ કામ કરવું, ઘડિઆળો બનાવવી, ટોપીઓ કરવી, બ્રૂચ બનાવવા, લાકડાં પર નકશી કામ કરવું અને હજારો પ્રકારની રમવાની પૂતળીઓ તથા અન્ય રમતનાં સાધનો બનાવવાં એ ધંધા આવા સ્વરૂપના છે. આ ધંધા ગામડાંમાં ચાલે છે; તેથી તે કેટલીએ સ્ત્રીઓ, બાળકો, તરૂણો અને વૃદ્ધોના જીવનરૂપ બની રહ્યા છે. જો એ સર્વ નષ્ટ થાય તો આ લોકોને ભૂખે મરવાનો કે રોજી માટે ઘરબાર છોડી બીજા સ્થળે દેશ બહાર જવાનો વખત આવ્યા સિવાય રહે નહિ. હાલમાં તેમની જીવનયાત્રા આનંદપૂર્ણ છે એમ કહી શકાશે નહિ, તો પણ એટલું તો ખરૂં છે કે તેમને ભૂખમરો વેઠવો પડતો નથી.

પોતાના અધિકાર નીચે રહેલા લોકો ભૂખમરાથી બચવા માટે પરદેશમાં જાય તે હિતાવહ નથી, એમ સમજી તે સંસ્થાનો વાળાઓ સંભવિત ઉપાયો યોજી આ ધંધો સંભાળવાનો સ્તુત્ય પ્રયત્ન કરે છે. ક્યા ગામમાં કયો ધંધો ચાલે

છે તે લક્ષમાં લઇ ગામેગામ સરકારે ઔદ્યોગિક શાળાઓ સ્થાપી છે, અને ફરતા શિક્ષકો રાખી લોકોને નવીન પ્રકારનું શિક્ષણ આપવાની વ્યવસ્થા કરી છે. આ સિવાય અણીને વખતે બક્ષીસ રૂપે પણ સરકાર તરફથી દ્રવ્યની સહાય્ય અપાય છે. દૃષ્ટાંત તરીકે, બવેરીઆ સંસ્થાનમાં હાથની સાળો ઘણી છે તેથી સરકારે ઉપર કહ્યા પ્રમાણે ફરતા શિક્ષકોની યોજના કરી છે. આ શિક્ષકો ગામેગામ જાય છે, વણકરો હાથની સાળો પર કેવું વણાટકામ કરે છે તે પર દેખરેખ રાખે છે, જુની સાળોમાં નવીન સુધારો કેવી રીતે થઇ શકે તે સમજાવે છે, અને જે વિદ્યાર્થી રૂપે હોય છે તેમને વણાટ કામનું શિક્ષણ આપે છે. આટલેથીજ તેમનું કામ અટકતું નથી. વણકર લોકો પાસેથી માલ વેચાતો લઇ શહેરોમાં વેચનારાઓ પ્રસંગવશાત્ આ લોકોને ફસાવે છે તે માટે તેઓ ફસાવી શકે નહિ અને શ્રમના પ્રમાણમાં તેમને બદલો મળે એ તરફ પણ આ શિક્ષકો જોતા રહે છે. કયા માલની ક્યાં જરૂર છે અને ક્યાં નથી એ માહિતી એ લોકો તરફથી મળતી હોવાથી વેચાય તેટલો અને પસંદગી પામે તેજ માલ વણકર લોકો બનાવે છે. આથી વિશેષ માલ નીકળી માગણીના અભાવને લીધે ઘેર કોહ્યા કરે એવી સ્થિતિ પ્રાપ્ત થતી નથી.

---

## પ્રકરણ ૪ થું.

---

### જર્મનીનો વેપાર.

જર્મનીના પરદેશીય વેપારના સરકાર તરફથી પ્રસિદ્ધ થયેલા આંકડા આપણે જોઇશું તો ત્યાંના ઉદ્યોગ ધંધા અને કારખાનાંની પ્રગતિ કેટલે દરજ્જે થઇ છે તેની આપણે બરોબર કલ્પના કરી શકીશું. એ સર્વે આંકડા અહીં ઉતારીએ તો કદાચિત વાંચકોને કંટાળાભરેલું થઇ પડે તેથી આયાત અને નિકાશ માલનું પ્રમાણ પચાસ વર્ષ પૂર્વે દરેક માણસ દીઠ કેટલું હતું અને હાલ કેટલું છે તેજ અહીં કહીશું. ઈ. સ. ૧૮૬૦ માં આયાત માલનું અને નિકાશ માલનું પ્રમાણ અનુક્રમે ૧ પૌંડ ૧૨ શિ. ૬ પે. અને ૨ પૌંડ ૧ શિ. ૫ પે. હતું. ૧૯૦૭ માં આ પ્રમાણ અનુક્રમે ૭ પૌંડ ૨ શિ. ૧૦ પે.

અને ૫ પૌંડ ૧૫ શિ. જેટલું થયું છે.* આ થોડા આંકડા ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે, જર્મનીમાંથી પરદેશ જતા માલ કરતાં પરદેશમાંથી જર્મની-માં આવતા માલનું પ્રમાણ વધારે છે. દર વર્ષે કારખાનામાં તૈયાર થયેલો માલ જર્મનીમાંથી પરદેશ ખાતે વધારે જતો થવાથી કાચા માલની માગણી વધવા લાગી તેથી બહાર જતા માલ કરતાં આયાત વધુ હોય એ સ્વાભા-વિક છે. જર્મનીનો વેપાર એકલા યૂરપખંડ સાથેજ ચાલે છે એમ કંઇ નથી. તેનો વેપાર સર્વ જગત્ સાથે ચાલે છે. આટલા વિસ્તૃત વેપારના આંકડા આપીએ તો પૃષ્ઠોનાં પૃષ્ઠ ભરાય. આપણા હિન્દુસ્થાન સાથે જર્મનીનો કેટલા રૂપિઆનો વ્યાપાર ચાલે છે એટલુંજ કહી સંતોષ માનીશું. આ જગ્યાએ વાંચકોએ લક્ષમાં રાખવાનું છે કે આ આંકડા હમણાંના નથી, પણ ઇ. સ. ૧૯૦૫ ના છે.

એ સાલમાં બ્રિટિશ હિન્દુસ્થાનમાંથી ૧૩.૮૯ (દસ લાખ) રૂપિ-આનો માલ જર્મનીમાં ગયો હતો અને જર્મનીમાંથી ૪.૩૦ (દસ લાખ) રૂપિઆનો માલ હિન્દુસ્થાનમાં આવ્યો હતો. આયાત અને નિકાશ માલનું ઉપર કહેલું વ્યસ્ત પ્રમાણ હિન્દુસ્થાન સાથે થતા વ્યાપારમાં પણ છે, તે વાંચકોના લક્ષમાં આવ્યા સિવાય રહેશે નહિ. કોઇ દેશના વેપારમાં આવું પ્રમાણ હોય છે તો તેથી દેશની સંપત્તિ વધે છે કે ઘટે છે એ પ્રશ્નનો વિચાર અર્થશાસ્ત્રીઓએ કરવાનો છે. એનો ઉત્તર આપવાની પંચાતમાં અમે પડીશું નહિ.

---

* વિશેષ માહિતી માટે નીચેનાં કોષ્ટક જોવાં.

**જર્મનીનો વેપાર.** (૧૮૬૦, ૧૯૦૭)

| | ૧૮૬૦ | ૧૯૦૭ |
|---|---|---|
| | પૌંડ. | પૌંડ. |
| ૧ વર્ષની આયાત. | ૫,૪૭,૫૦,૦૦૦ | ૪૪,૩૦,૦૦,૦૦૦ |
| ૧ ,, નિકાશ. | ૭,૦૦,૦૦,૦૦૦ | ૩૫,૬૦,૦૦,૦૦૦ |

**જર્મનીનો વેપાર.** (૧૯૧૧–૧૨–૧૩)

| | ૧૯૧૧<br>દસ લાખ પૌંડ. | ૧૯૧૨<br>દસ લાખ પૌંડ. | ૧૯૧૩<br>દસ લાખ પૌંડ. |
|---|---|---|---|
| ૧ વર્ષની આયાત. | ૪૭૭.૨ | ૫૨૫.૬ | ૫૨૫.૮ |
| ૧ ,, નિકાશ. | ૩૯૮.૫ | ૪૪૦.૩ | ૪૯૫.૬ |
| કુલ. | ૮૭૫.૭ | ૯૬૫.૯ | ૧૦૨૧.૪ |

જર્મનીનો પરદેશ સાથેનો વેપાર વધ્યો છે તેજ પ્રમાણમાં સમુદ્ર-માર્ગે માલ લઈ જવા લાવવાની જર્મન વેપારીઓની આગબોટો પણ વધી છે. સર્વ જગતની વ્યાપારી આગબોટોમાં ઈ. સ. ૧૮૭૪ માં જર્મનીની આગબોટો સેંકડે ૫.૨ હતી તે ૧૯૦૫ માં સેંકડે ૯.૯ જેટલી થઇ છે. જર્મનોએ જે નાના પ્રકારના બહોળા ઉદ્યોગો ચલાવ્યા છે તે સર્વમાં નવીન આગબોટો બાંધવાનો ઉદ્યોગ હાલના જર્મન બાદશાહને ઘણો પ્રિય છે; અને તે ઉન્નત સ્થિતિમાં આવે તે માટે તેનો પ્રયત્ન અસ્ખલિત ચાલ્યા કરે છે. હેમ્બર્ગ અને બ્રેમેનનાં કારખાનાં રાજ્યાશ્રયના પ્રભાવેજ મહાન્ જોરાવર બન્યાં છે. આ કારખાનાંમાં પ્રથમ તૈયાર થયેલી કેટલીક આગબોટોના જલ-પર્યટણનો સમારંભ રાજ્યકુટુંબી પુરુષોના હસ્તે થયેલો છે. એકાદી મોટી આગબોટ, પછી તે ગમે તે કારખાનાની હોય તોપણ તેના પ્રથમ પર્યટણ પ્રસંગે અભિનંદન આપનારો તાર શહેનશાહ તરફથી મળે છે. આગબોટો બાંધનારી એક કંપની તો એવી છે કે, તેના ડાયરેક્ટરોમાં એડમિરાલ્ટીના મોટા મોટા સરકારી નોકરો છે!

વેપારી આગબોટોની આટલી સંખ્યા વધી છે તોપણ હેમ્બર્ગનો એક વેપારી વર્તમાનપત્રકાર શોક કરે છે. તે કહે છે, "ઇંગ્લાંડમાં વેપારી બોટો એટલી નવી નવી થાય છે કે, આપણો દેશ એ કામમાં પાછળનો પાછળજ રહે છે. લોકસંખ્યાના પ્રમાણમાં જોઇએ તો ગયા સોળ વર્ષમાં જર્મનીએ જેટલી વેપારી સ્ટીમરો બાંધી છે તેથી પાંચ ગણી ઇંગ્લાંડે તૈયાર કરી છે. ઇંગ્લાંડનો પરદેશ સાથેનો વેપાર પણ બળવાન થતો જાય છે!" આ બિચારાના વિચાર પ્રમાણે જર્મનીએ હજુ શું કરવું જોઇએ તે તો તેજ જાણે!

સર્વમાં મોટી અને અતિશય વેગથી ચાલનારી આગબોટો ઇંગ્લાંડમાં જેવી છે તેવી જગતના કોઇ પણ દેશમાં હજુ સુધી તો નથી. જર્મની પાસે કેટલીક બોટો એવી છે કે તેનું ટનેજ ( ભાર વહેવાની પાત્રતા ) ઇંગ્લીશ સ્ટીમરોના ટનેજની લગભગ છે. મોટી અને વેગથી ચાલનારી આગબોટો બાંધી સમુદ્રપારનો વેપાર વધારવાના કાર્યમાં જર્મન રાષ્ટ્ર અઢળક ધન ખર્ચે છે. તેજ પ્રમાણે બંદરમાં સુધારો કરવામાં અને નવીન નવીન ગોદીઓ બાંધવામાં પણ અતિશય પૈસો વાપરે છે, અને સમુદ્રકીનારાપર તથા મોટી મોટી નદીઓના કીનારાપર જે બંદરો છે તેની મર્યાદા વધારી મોટી આગબોટો તે બંદરે ઉતરી શકે તેવી વ્યવસ્થા કરવા તરફ વિશેષ ધ્યાન આપવામાં આવે છે. આગબોટો રાખવાના સ્થાન આગળના લાકડાના તથા પત્થર-

ના ધક્કા–ગઢ, તેને અનુકૂળ રેલ્વે, વખારો અને બોટઘરનો માલ ચઢાવવા ઉતારવાનાં યંત્રો વગેરે સાધનો એટલાં સંખ્યાબંધ અને ખૂબી વાળાં છે કે તે જોઈ મનુષ્ય દિગ્મૂઢ બની જાય. જ્યાંથી સમુદ્રમાં જઈ શકાય છે તેવી નદીઓનાં બંદરોને વિશાળ તથા સગવડવાળાં બનાવવાનો પ્રયત્ન પણ થાય છે. મનહિમ નામે રાઇનિ નદીના કાંઠાપર એક શહેર છે અને તે કોલોન-ની દક્ષિણે સરાસરી ૧૬૦ મૈલ પર એટલે અંદરની બાજુએ છે. ત્યાંની મ્યુનિસિપાલિટીએ ઔદ્યોગિક દૃષ્ટિએ આ શહેરનું મહત્વ વધારવા તરફ એટલો પાણીની માફક પૈસો વાપર્યો છે કે, તે જોઇને જર્મનો એકાદ બાબતની ઇચ્છા કર્યા પછી તેને સફળ કરવા શું શું કરશે તે કંઇ કહી શકાય નહિ એમ આપણને લાગે છે. મૅનહિમના લોકોનો અચળ ઔદ્યોગિક પ્રયત્ન અને તે ઉદ્યોગમાં તેમને મળેલો વિજય જોઇ એલ્બ, વેસર અને ઓડર નદી પરનાં હેમ્બર્ગ, બ્રેમેન અને ફ્રેંકફોર્ટ જેવાં શહેરોએ પણ તેનું અનુક-રણ કરી તેનું પદ પ્રાપ્ત કરવાની શરૂઆત કરી છે. દેશનો વેપાર વધારવો હોય તો માલ લાવવા લઇ જવાનાં જળમાર્ગનાં સાધનો જેટલાં વધે તેટલાં વધા-રવાં એ તત્વ જર્મનોના હૃદયપટપર કોતરાઇ ગયું છે અને તેને અનુસરી નદીના પાણીની ઉંડાઈ વધારવાનો તથા નવી નહેરો કાઢવાનો ઉદ્યોગ, ઉપર જણાવેલી ત્રણ નદીના કીનારાપર રહેતી પ્રજા અપૂર્વ ધૈર્યથી કરે છે.

---

## પ્રકરણ ૫ મું.

---

### જર્મનોનું વિશિષ્ટ લક્ષણ અને કાર્યસાધક યુક્તિ.

હાલના સમયે જર્મનીનો વેપાર અને ત્યાંના ઉદ્યોગધંધા તરફ ઇંગ્લિશ લોકોનું વિશેષ લક્ષ ગયું છે. સંગીત, કાવ્ય, નાટક અને તત્વજ્ઞાન એ વિષય પરજ કેવળ લક્ષ આપી સર્વ જગતને યંત્રો, કાપડ અને રૂ, પુરૂં પાડવાનું કામ ઇંગ્લિશ લોકોને સોંપી જર્મનો બેસી રહ્યા હોત તો ઇંગ્લિશ લોકોને એ પ્રિય થયું હોત. પરંતુ કાવ્યશાસ્ત્ર વિનોદમાં સમયનો વ્યય કરવાનું છોડી એ લોકો વેપારી બન્યા તેથીજ હાલની આર્થિક સ્થિતિ તેમને ક્યા ઉપાય-થી પ્રાપ્ત થઈ અને તેની મૂળ પ્રેરણા ક્યાંથી થઇ એ વિષે વિચાર કરવાની ઇંગ્રેજ પ્રજાને જરૂર પડી છે.

પ્રથમતઃ એજ જોવાનું છે કે, જર્મનીમાં હાલમાં જે ઉદ્યોગપ્રિયતા જણાય છે તે ઇંગ્લાંડનું દૃષ્ટાંત ચક્ષુ સમીપ રાખવાથી ઉત્પન્ન થયેલી છે એ

ઘણાના ધ્યાનમાં આવતું નથી. જર્મનો ઇંગ્લિશ પ્રજા સાથે જ્યાં ત્યાં હરીફાઇમાં ઉતરી પડ્યા છે તે ઇંગ્રેજોને અપ્રિય થઇ પડ્યું છે. અપ્રિય થઇને કરવાનું શું ? આપણે જ આપેલું શિક્ષણ આપણને મ્હાત કરે છે તે જોઇ તેમને સ્વસ્થ બેસવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે. કેટલાંક વર્ષો પૂર્વે કલોનગૅઝેટ નામના પત્રે પોતાના વાંચકોને સ્મરણ કરાવતાં લખ્યું છે, કે "રેલ્વે, ગેસવર્ક્સ, ટ્રામ્વે અને યંત્ર સાહિત્યોની દુકાનો જર્મનીમાં શરૂ કરવાનું કામ પ્રથમ ઇંગ્લિશ લોકોએ હાથમાં લીધું હતું. એ કામમાં જરૂર પુરતા—કરોડો રૂપિઆનો ખર્ચ કર્યો હતો અને જર્મનીની સાંપત્તિક સ્થિતિ સુધારવાનો માર્ગ પોતે જ આગળ પડીને ખૂલ્લો કર્યો હતો." આ પત્રકારનો ઉલ્લેખ વસ્તુસ્થિતિને અનુસરીને છે, એમ સપ્રમાણ સિદ્ધ થઇ શકે છે. બર્લિન, હેમ્બર્ગ આદિ પુષ્કળ શહેરોને ઇંગ્લિશોએ પાણીનાં સાધન પુરાં પાડયાં છે. ઇંગ્લિશ ભાષાનો 'ટ્રામ્વે' શબ્દ જેવોને તેવો જર્મન ભાષાએ લીધો છે, એ ઉપરથી જર્મનીમાં પ્રથમ ટ્રામ્વે કોણે શરૂ કરી તે લક્ષમાં આવે તેમ છે. સૂતરાઉ અને ઊનનાં કાપડ વેચનારી કેટલીક મોટી મોટી કંપનીઓનાં નામ હજુ સુધી ઇંગ્લીશ છે. દક્ષિણ જર્મનીમાં રૂના વેપારનું મુખ્ય શહેર જે મુલહોસેન ( Mulhausen ) છે તેના એક મોટા રસ્તાનું નામ મૅન્ચેસ્ટર સ્ટ્રીટ છે.

મૅન્ચેસ્ટર ચૅબર્સ ઑફ્ કૉમર્સ નામની સંસ્થાની એક સભા તા. ૧૩ ડિસેંબર ૧૮૩૮ ના રોજ ભરાઇ હતી. તે સભાની હકીકતનો રીપોર્ટ વિશેષતઃ કોઇના જાણવામાં નથી. તે રીપોર્ટમાં ઉક્ત સભામાં મી. રિચર્ડ કૉબડને કરેલું ભાષણ પ્રસિદ્ધ થએલું છે અને તે ઘણું મહત્વનું છે. તેણે સભામાં શ્રોતાઓને કહ્યું હતું કે ઇંગ્લિશ પ્રજા જર્મનીમાં જઈ સાહસનાં અનેક ઉપયોગી કાર્યો સ્વીકારે છે અને તે સુયંત્રિત રીતે પૂર્ણ કરે છે એ જોઈ જર્મન પ્રજા શાણી થશે, અને કેટલાક કાળ પછી ઇંગ્રેજોના શિક્ષણનો ઉપયોગ તેમનાજ સામો કરવાને તેઓ પાછા પડશે નહિ. કૉબડને આ ઇસારો કર્યા પછી અનેક વર્ષો સુધી ઇંગ્રેજો જર્મનીમાં જઇ ત્યાંના ઉદ્યોગોને ઉત્સાહ અર્પી રહ્યા હતા અને જ્યાં સુધી જર્મનોને ગરજ હતી ત્યાં સુધી તેઓ ઇંગ્રેજ પ્રજાના સાહસ અને બુદ્ધિ પર ગુલતાન થઇ જતા હતા. પણ ગુરૂના ચરણકમળ આગળ બેસી જર્મન લોકોનો શિક્ષણ મેળવવાનો કાળ પૂર્ણ થતાની સાથે ચક્કર ફર્યું. ઇંગ્લિશ શિક્ષકોને જર્મન જેવા શાંત અને ઉદ્યમશીલ વિદ્યાર્થીઓ ઘણા થોડા મળ્યા હશે ! વિદ્યાર્થી અવસ્થા પૂર્ણ થતાની સાથેજ જાતહિંમતપર મહાન્ જોખમવાળાં કાર્યો તેમણે પોતાના હાથ ઉપર

લીધાં અને ગુરૂજીને સ્વદેશમાં પાછા વળાવી દીધા! વિદ્યાર્થીઓને ભણીગણીને પંડિત બનેલા જોઈ ગુરૂ મહારાજે '**शिष्यादिच्छेत्पराजयम्**' આ વાક્યનો અનુભવ લેતાં પોતાનો પગ ખેંચી લીધો! ઇંગ્રેજો પ્રથમ એમ ધારતા હતા કે દેશને માટે જોઇએ તેટલોજ માલ પોતાનાં કારખાનાંઓમાં કાઢી જર્મનો સ્વસ્થ બેસશે; પણ એ ધારણા ભૂલભરેલી ઠરી. કારણ કે, પછી થોડાજ વખતમાં પોતાની જરૂરીયાત પૂર્ણ કરી અન્ય દેશોનો વેપાર હાથપર લેવાની ઇચ્છા તેમના અંગમાં પ્રકટી. આનું પરિણામ એ આવ્યું કે જે બજાર આજ સુધી એકલા ઇંગ્રેજ વ્યાપારીઓનાજ હાથમાં હતું તે તેમની પાસેથી ખૂંચવી લેવા એક પ્રતિસ્પર્ધી તરીકે છાતી કાઢી જર્મની બજારમાં ઉભું રહેવા લાગ્યું. હવે ઇંગ્રેજ કારખાનાવાળાઓ અને વેપારીઓને જગત્‌ના બજારમાંથી હાંકી કાઢી જર્મનોએ તેમની જગ્યા કેવી રીતે મેળવી એ પ્રશ્નનો વિચાર કરવો જોઇએ.

જર્મન રાષ્ટ્ર હમણાં પૂર્ણ ઐશ્વર્યમાં છે. સાંપત્તિક હરીફાઇમાં પ્રથમ સ્થાન મેળવવાનો તે રાષ્ટ્રે સંકલ્પ કર્યો છે અને એ સંકલ્પને અનુસરી ઉદ્યોગ ધંધો અને વ્યાપારને ત્યાંના લોકો સર્વાંશે જીવન અર્પી ચુક્યા છે, અને તેમાંજ જર્મનીની પ્રગતિનું રહસ્ય છે. વેપાર વિષે પૂર્વેનો ઉત્સાહ અને દઢતા—આદર—ઇંગ્રેજોમાં પ્રસ્તુત સમયે છે કે નહિ એ એક વિચારવા જોગ પ્રશ્ન છે. જર્મનીને તો વેપારની ઘેલછા લાગી છે. એકાદ મનુષ્ય વેપારમાં પ્રવેશ કરે તો તેણે પોતાની શરમ અને હરકતને એક ખૂણામાં ફેંકી ધંધામાંજ અહર્નિશ ગુંથાઇ રહેવું જોઇએ. વેપાર કંઇ છોકરાંની રમત નથી. કેટલાક દિવસ ધંધામાં મચ્યા રહેવું અને કેટલાક દિવસ સ્વસ્થ પડી રહેવું એવી રીતે આળસાઇથી કાંઇ ધંધો થતો નથી, અથવા વેપાર એ ચેનમાં પડી રહેવાનું સાધન નથી, એવી વૃત્તિ ત્યાંના વેપારી વર્ગની છે. પોતાના કાર્યમાં યશ સંપાદન કર્યા પછી કોઇ ધંધામાં જર્મન, પછી તે કારખાનાનો માલીક હો કે વ્યાપારી હો; પણ ઉનાળાની પ્રખર હવામાં સમુદ્રપર્યટને નીકળશે કે એકાદ રમ્ય સરોવરના કિનારે જઇ રહેશે અથવા ડુંગર પરના શીતળ હવાવાળા સ્થાને વિશ્રાંતિ લેશે. પણ એક વખત ઉનાળાની રજા લીધા પછી તે શિયાળાની બીજી વખત રજા લેવા કદી તૈયાર થશે નહિ. કેટલાક દેશમાં વીક—એન્ડ રેલ્વે ટીકીટો માટે જે ધમાલ મચતી જાય છે તે તેમના વિચાર પ્રમાણે રાષ્ટ્રની અવનતિનું અને નિર્બળતાનું લક્ષણ છે. જર્મન ગૃહસ્થ વર્ષમાં અગીયાર મહીના પોતાની મીલમાં કે કારખાનામાં કે બેંકમાં એકસરખું કામ કર્યા કરવાનું સમજે છે. એક ક્ષણ પણ વ્યર્થ ગુમાવવાનું તેને પ્રિય હોતું નથી. ધંધામાં વિજય મેળવવા માટે તે ગમે તેવા પરિશ્રમથી પાછો હઠતો નથી.

બીજી એક વાત એ છે કે, ઉદ્યોગધંધામાં આગળ વધતા જર્મનોની આ પહેલીજ પેઢી છે. આમ અમે કહીએ છીએ તે પરથી જર્મનીમાં પૂર્વે વેપારધંધાના નામનું આમળા જેવું મીંડું હતું એમ સમજવાનું નથી. તે દેશમાં લોખંડ અને પોલાદનાં તથા શિલ્પ કામનાં કેટલાંક કારખાનાં ઘણા જુના સમયથી છે. કેટલીક પેઢીઓ જો કે તે નાની તો છે ખરી, પણ તે ૫૦, ૮૦ અને ક્વચિત ૧૦૦ વર્ષ જેટલી જુની છે. તથાપિ સર્વ સાધારણ વિચાર કરતાં આ પેરાના આરંભમાં અમે જે વર્ણન કર્યું છે તેજ બરોબર છે એમ અમોને લાગે છે; તે ઉપરથી અમે એમ કહીએ છીએ કે, જર્મન ધંધાદારીઓનું જોર–બળ હજુ ઘટયું નથી અને તે ઓછું થતું જતું હોય એવાં લક્ષણ પણ હજુ જણાતાં નથી.

સર્વોપરી સ્થાન મેળવવાનો જર્મન લોકોએ જે મહાન્ કષ્ટયુક્ત પ્રયત્ન સતત ચાલુ રાખ્યો છે તેને ઉત્સાહ આપનારી એક વાત તેમને સાધ્ય થઇ છે. તે એ છે કે, સાધ્યના પ્રમાણમાં સાધનોની યોજના કુશલતાપૂર્વક અને કરકસરથી કેવી રીતે કરવી તે તેઓ પૂર્ણ રીતે જાણે છે. સાધારણ સમજના ઇંગ્રેજને એવું લાગે છે કે વેપાર એ એક ગતાનુગતિક ન્યાયથી સાધ્ય થનારો ધંધો છે; ત્યારે જર્મનોના મતે વેપાર એ એક શાસ્ત્ર છે,–એક કળા છે. તેઓ તેને સાધ્ય કરવા માટે શાસ્ત્રીય પદ્ધતિથી તેનો અભ્યાસ કરે છે. જગતનો સર્વ વેપાર જુના પ્રતિસ્પર્ધીઓને પાછળ હઠાવી પોતાના હાથમાં લેવો એ તેમનો પૂર્ણ ઉદ્દેશ છે. અને તે સાધ્ય કરવા માટે તેઓ જે ઉપાય યોજે છે તથા જે માર્ગનું અવલંબન કરે છે તેના મૂળમાં એક મુખ્ય તત્વ રાખે છે. આ તત્વ કેવળ વેપારમાંજ નહિ પણ અન્ય વર્તનમાં પણ તેમણે પોતાના હૃદયપટ પર કોતરી રાખેલું આપણને જણાય છે. તે તત્વ એ છે કે પ્રત્યેક બાબતમાં, પછી તે હમેશના વ્યવસાયની હોય, કે તેથી ભિન્ન હોય, પણ પ્રથમ ચિકિત્સાથી તેની પરીક્ષા કરે છે અને પછી તે સાધ્ય કરવાના પ્રયત્નમાં પડે છે.

સ્થૂળ પ્રમાણથી આપણે વિચાર કરીએ છીએ તો ઔદ્યોગિક બાબતોમાં જ્યાં જ્યાં જર્મનો અન્ય લોકો કરતાં આગળ વધે છે ત્યાં ત્યાં તેના મૂળમાં મુખ્ય ત્રણ કારણ જણાય છેઃ—(૧) જર્મન વસ્તુનું અન્ય કરતાં સસ્તાપણું, (૨) તેમનું શ્રેષ્ટ પ્રકારનું અગર તો પ્રસંગને અનુકૂળ વર્તન અને (૩) ગ્રાહક મેળવી તેને પોતાના હાથમાં રાખવાની વખાણવા લાયક કુશળતા.

આ પૈકી માલનું સસ્તાપણું જે પ્રથમ કારણ છે તેનો આપણે વિચાર

કરીશું. ઇંગ્લાંડના લોકો કરતાં જર્મનોની એકંદર વર્તણુંક જોઇએ છીએ તો તે ઓછી આડંબરવાળી જણાય છે. ગરીબ, મધ્યમ કે તવંગર માણસોના વર્તનમાં વિશેષ ભપકો જણાતો નથી. વિશેષ શ્રમ ન કરતાં સહેલાઇથી પૈસા મળતાં તેમને પણ વૈભવનો વા હાલમાં વાવા લાગ્યો છે. તોપણ તેમના શ્રીમંતો વિશેષ સાદા અને ઓછો ખર્ચ કરવાવાળા હોય છે. કેવળ વૈભવ બતાવવા અત્તરના દીવા પ્રકટાવનાર ઘણા થોડા છે. આથી જર્મન વેપારી-ને ઓછો ફાયદો થાય છે તો તે હારી જતા નથી. ઇંગ્લિશ વેપારીની સ્થિતિ આથી તદ્દન વિરુદ્ધ હોવાથી જો જબરજસ્ત ફાયદો થાય છે તોજ તે ખુશી થાય છે. થોડા નફાપર તેમનો ભપકાયુક્ત સંસાર ચાલી શકતો નથી. ઇંગ્લાંડ અને જર્મનીમાં આ એક મહત્વનો ભેદ છે. હમણાં હમણાં કેટલાંક વર્ષથી જર્મન કામદારો પગાર વધારે મેળવવા તથા કામનો વખત ઓછો કરવા પોકાર ઉઠાવ્યા કરે છે અને તેથી ઇષ્ટ સુધારો થયો પણ છે; તોપણ ઇંગ્લાંડના પ્રમાણમાં જર્મન કામદારને પગાર પણ થોડો મળે છે અને કામ પણ વધારે વખત કરવું પડે છે. પણ અહીં એ કહેવાની જરૂર છે કે વીમારૂપે ( આજાર, અકસ્માત અને વૃદ્ધાવસ્થાનો વીમો ) એ બન્ને બાબતનો યોગ્ય બદલો તેમને મળે એવી કાયદાએ વ્યવસ્થા કરી છે. કાર-ખાનામાં કામ કરતાં બાળકોની શરીર પ્રકૃતિ વિષે કાળજી રાખવાના નિયમો કડક છે. આ બાબતોમાં ઇંગ્લાંડમાં જોઇએ તેવી સંતોષકારક વ્યવસ્થા નથી. વેપારને અનુકૂળ એવી આ સ્થિતિ જર્મનીમાં ભવિષ્યમાં એવીજ ટકી રહેશે કે કેમ એ વિષે શંકા રહે છે. ઉદરનિર્વાહનો ખર્ચ દિવસે દિવસે વધતો જાય છે અને કામદાર વર્ગમાં સંઘશક્તિ વધી ટ્રેડસયુનિયન જેવી સંસ્થાઓ જન્મ પામતી જાય છે. આવી સંસ્થાઓ ઉન્નતાવસ્થામાં આવે છે એટલે પોતાનું કહેવું માલીકને સાંભળવાની ફરજ પાડવાની શક્તિ તેમનામાં પ્રકાશ પામતી જાય છે. આનું છેવટે એવું પરિણામ આવશે કે, માલ તૈયાર કરવાનો ખર્ચ ઇંગ્લાંડની બરોબર થશે. આ વિષયનો વિચાર અમે હવે પછીના એક પ્રકરણમાં કરવાના છીએ અને ત્યાંજ તેનો સંપૂર્ણ વિચાર કર-વાનું અધિક અનુકૂળ થશે. હાલ તો અહીં આટલુંજ વિવેચન બસ છે.

બીજું એક લક્ષમાં લેવા જેવું એ છે કે, જર્મન કારખાનાંની યંત્ર-સામગ્રી અને ધંધાને ઉપયોગી સામાન નવીન પદ્ધતિથી તૈયાર કરેલો હોય છે. નવીન પદ્ધતિ અને શાસ્ત્રીય શોધના અનુરોધથી તૈયાર થયેલું યંત્ર-સાહિત્ય કેવું અલૌકિક હોય છે તે જો કોઇને જોવાની ઇચ્છા હોય તો લોખંડ કે પોલાદના એકાદ કારખાનામાં જવું. ત્યાંનો સર્વ પ્રકાર એક વખત

જોવાથી જર્મન લોકોની બુદ્ધિનું, તેમના અચળ ઉદ્યોગનું અને કાર્યકુશળતાનું કૌતુક માણસને દિંગ કર્યા સિવાય રહેશે નહિ. ઇંગ્લિશ ભઠ્ઠીમાંથી કઢેલું લોખંડ ( Pig-iron ) જર્મન લોખંડ કરતાં ઉતરતી પંક્તિનું હોય છે. જર્મનીનો પહેલો નંબર ત્યારે ઇંગ્લાંડનો ત્રીજો ! લંડન ટાઇમ્સના, એપ્રીલ ૧૯૦૬ ના અંકમાં એક ગૃહસ્થે ઇંગ્લાંડનો નંબર નીચે કેમ ગયો તેનાં કારણો પ્રકટ કર્યાં છે. તેનું મુખ્ય કહેવું એ છે કે, લોખંડ તૈયાર કરવાની વંશપરંપરાથી જે પદ્ધતિ ચાલી આવેલી છે તેનેજ હજુ ઇંગ્લિશ કારખાનાવાળાઓ વળગી રહ્યા છે. ધાતુવિદ્યાનું ( Metallurgy ) જે શાસ્ત્ર હમણાં નિર્માણ થયું છે તેમાંથી લોખંડ સંબંધી સર્વ જ્ઞાન એકત્ર કરી શાસ્ત્રીય પદ્ધતિસર જર્મનો પોતાનાં કારખાનાં ચલાવવા લાગ્યા તેથી તેમનો નંબર ઉપર ગયો એમ તેના લેખકે ઠરાવ્યું છે. અને પ્રત્યક્ષ અનુભવથી એ તદ્દન બરોબર છે એમ કોઇ પણ કહી શક્યા વિના રહેશે નહિ.

આ વિષયનું અધિક સૂક્ષ્મ નિરીક્ષણ કરવામાં આવશે તો જણાઈ આવશે કે, જર્મન કારખાનાવાળાઓ સ્વલ્પ કિંમતમાં લોખંડ તૈયાર કરી શકે છે તેનું બીજું એક કારણ છે. તે એ કે લોખંડ તૈયાર કરવાના કામમાં જે અનેક કૃતિ છે, તે સર્વ એકજ મકાનમાં એકત્ર કરી એકજ માણસની નજર નીચે કરવાનો ક્રમ તેમણે હમણાં શરૂ કર્યો છે. આનો અર્થ એકાદું દૃષ્ટાંત આપી અમે સ્પષ્ટ કરીશું. દરજીના ગૃહનું મંત્રીપદ ભોગવનારી સોયનોજ વિચાર કરીશું. પ્રથમ અશુદ્ધ લોખંડ ગાળી શુદ્ધ કરવું, તેનું પોલાદ બનાવવું, તેની સોયો બનાવવી અને પછી તેને પાણી આપવું, એ કામ જુદાં જુદાં કારખાનાંમાં થતું હતું. આથી એક સોયને-સોયના લોખંડને અનેક ઠેકાણે નાચવું પડતું હતું અને પ્રવાસનો ખર્ચ પણ વધતો હતો. હવે તો આ સર્વ કારખાનાં એકજ સ્થળે રાખવાનો પ્રચાર થયો છે એટલે પૂર્વની માફક વિશેષ ખર્ચ થતો નથી અને ઉલટો ઓછો ખર્ચ આવે છે. આ એક ઉદાહરણથી મોટી મોટી લોખંડની વસ્તુઓ ઓછા મૂલ્યે જર્મન વેપારીઓ કેમ આપી શકે છે તે ધ્યાનમાં આવે તેમ છે.

ખર્ચ ઓછો કરવાના આશયથી જુદાં જુદાં સ્થળોએ રહેલાં કારખાનાં એકજ સ્થળે લાવવાની પદ્ધતિ વિશેષ પ્રચારમાં આવવાથી મિશ્ર કારખાનાં-Mixed works-દિન પ્રતિદિન અસ્તિત્વમાં આવે છે. આવાં કારખાનાંનું ઉત્કૃષ્ટ ઉદાહરણ જોવું હોય તો ક્રૂપનું કારખાનું જોવું. અશુદ્ધ લોખંડથી માંડી સફાઇવાળો તૈયાર માલ બહાર પડતા સુધીના સર્વ સંસ્કાર આ એક કારખાનામાંજ થાય છે. તે માટે તેને બીજે કંઇ જવું પડતું નથી.

મિશ્ર કારખાનાં નીકળવાથી એકજ કામ કરનારાં કારખાનાં પડી ભાગવાની સ્થિતિમાં આવે એ સ્પષ્ટ છે; પરંતુ તે તદ્દન નિર્મૂળ થશે એમ લાગતું નથી. જો તેઓ આધુનિક શાસ્ત્રીય શોધનો યોગ્ય ઉપયોગ કરવામાં પાછાં પડે તો મોટાં કારખાનાં સામે ઉભાં રહી શકે નહિ. પણ નાનાં કારખાનાંના માલીકો નવીન શોધનો ઉપયોગ કરવામાં તત્પર રહે છે એટલે તેની જરૂરીઆત નષ્ટ થશે નહિ.

પ્રથમ કહેલાં ત્રણ કારણો પૈકી પહેલા કારણનો અહીં સુધી વિચાર કર્યો છે. હવે બે કારણોનો એકત્ર વિચાર કરીશું તોપણ ચાલશે. એકાદી તદ્દન નવીન શોધ કરવાની શક્તિ જર્મનોમાં બહુધા નથી; પરંતુ બીજો કોઈ નવીન શોધ કરે છે કે તેને પોતાના કામમાં ઉપયોગી બનાવી દેવાની તેની કુશલતા અભિનંદનીય છે. વ્યવહારની દૃષ્ટિએ જોઇએ તો આ કુશળતા ધરાવનારો મનુષ્ય મૂળ શોધક કરતાં વિશેષ યશસ્વી થાય છે. કોઈ શોધક સંપત્તિવાન થયેલો જણાય છે કે? અપવાદ તરીકે હશે પણ સર્વાંશે તો નહિજ. અન્ય માણસે પ્રકટ કરેલી કલ્પના પૈકી સારી કલ્પના કઈ છે તે નક્કી કરવાનું ચાતુર્ય હોય તો તેટલું ઓછું નથી. તે કલ્પનાને સ્વકાર્યને બંધબેસ્તી કરી તેને પૂર્ણાવસ્થામાં લાવી લોકોને પ્રિય બનાવવામાં આવે છે તો ઇષ્ટકાર્ય સાધ્ય થયા સિવાય રહેતું નથી.

વણાટકામ, યંત્રશાસ્ત્ર અને આજે જર્મનીની જેમાં વિશેષ પ્રસિદ્ધિ થઇ છે તે રસાયનશાસ્ત્ર ( વિજ્ઞાન ) એમાં પ્રાવિણ્ય મેળવવાના પ્રારંભમાં સ્વદેશી શોધકોની બુદ્ધિ અને શોધ જેટલી ઉપયોગી થઇ છે તેટલીજ પરદેશીય શોધો પણ જર્મનીને ઉપયોગી થઈ પડી છે. વેપારદૃષ્ટિએ રસાયણશાસ્ત્રનું મહત્વ કેટલું છે તે અંગ્રેજ પ્રજાના ધ્યાનમાં ન આવવાથી ઇંગ્લાંડના ઉદ્યોગધંધાને કેવી ભારે હાનિ થઇ છે તેની કલ્પના થઇ શકે તેમ નથી, અને એ હાનિનો બદલો મેળવી શકાશે એમ અમોને લાગતું પણ નથી. ઇંગ્લાંડનાં રંગનાં કારખાનાં તરફજ જુઓ ! ત્યાંના રંગવાળા પ્રાચીન કાળના રંગારાની માફકજ પોતાનું કાર્ય હજી પણ કરે છે. તેમને રસાયનશાસ્ત્રનું બીલકુલ જ્ઞાન હોતું નથી. વિશેષ પ્રકારના રંગની ખૂબીવાળા પુષ્કળ કાપડની એક વખતે ઇંગ્લાંડને જરૂર હતી. "આ કાપડ તમે તૈયાર કરી આપતા હો તો અમે તમનેજ તૈયાર કરવા કહીશું" એમ એક જુની પદ્ધતિથી કામ કરનારા રંગારાને એક અધિકારીએ જણાવ્યું. ત્યારે તેણે કહ્યું, "બરોબર એના જેવું તો નહિ પણ એને મળતું તૈયાર કરી આપું." અધિકારીએ કહ્યું, "આ નમુના પ્રમાણેજ કામ થવું

જોઇએ. એને મળતું થાય તે ઉપયોગનું નથી." રંગારાએ કહ્યું, "નમુના પ્રમાણે તો કરવાનું સાધ્ય થાય નહિ, પણ એકંદરે સારૂં બનાવીશ." આથી તે કામ પરદેશના રંગારાને સોંપવું પડ્યું. આ બનાવ બન્યાને કંઇ ઘણાં વર્ષ થયાં નથી.

રસાયનદ્રવ્યો તૈયાર કરનારાં કારખાનાંમાં જર્મનો શાસ્ત્રીય પદ્ધતિનું પૂર્ણ અવલંબન ધરાવે છે તેથી તેમનો એ ધંધો ઘણો વિસ્તાર પામ્યો છે અને તેમાં તેમને ઘણો ફાયદો પણ થાય છે. આ કારખાનામાં સરાસરીથી જોઇએ તો ચાળીસ કામદાર પર નજર રાખનારો એક યુનિવર્સિટીમાં પાસ થયેલો રસાયનશાસ્ત્રજ્ઞ હોય છે. આવું પ્રમાણ જગતના અન્ય કોઇ પણ દેશમાં જણાતું નથી. મોટાં મોટાં કારખાનાંને પ્રયોગશાળાઓ જોડેલી હોય છે અને વળી તે નમુનેદાર હોય છે. આ પ્રયોગશાળામાં નવીન શોધ કરવાનું કાર્ય ચાલુજ હોય છે. એક જર્મન ગ્રંથકાર અભિમાનપૂર્વક લખે છે કે " શાસ્ત્ર અને હસ્તથી ચાલતા વ્યવહારની પરસ્પર ગૂંથણી થયેલી જોવી હોય તો તે જર્મનીમાંજ જોઇ શકાશે: અન્ય કોઇ સ્થળે તેનું દર્શન થવું અશક્ય છે. આ બાબતના આધાર ઉપરજ રાસાયણિક વેપાર આ દેશમાં વૃદ્ધિ પામે છે."

જર્મન કારખાનાવાળાઓને વળી બીજી એક વિજયી કુંચી મળી આવી છે. તેઓ જે પ્રજામાં પોતાના માલનો પ્રચાર કરવા ઇચ્છે છે તે પ્રજાને શું પ્રિય છે અને તેમની ઇચ્છા શી છે તે સમજી લેવાને ખાસ પ્રયત્ન કરે છે. ગ્રાહકને કારખાનાવાળો જેવો માલ આપે તેવો તેણે લેવો જોઈએ. એટલે કારખાનાવાળાઓ માટે ગ્રાહક છે, ગ્રાહકો માટે કારખાનાં નથી, એ પુરાણી માન્યતા હવે જર્મનીમાંથી નષ્ટ થઈ ગઇ છે. ગ્રાહકો માટે કારખાનાં છે એ તત્વ સર્વે વેપારીઓએ સ્વીકાર્યું છે. આ તત્વ તરફ આંખ મીચ્યાથી ઇંગ્લાંડના વેપારીઓએ કેટલો વેપાર ખોયો છે તે કહી શકાય તેમ નથી. એક કાપડની મોટી ઇંગ્રેજી કંપની કેટલાંક વર્ષ પૂર્વે એવી મગરૂરી ધરાવતી હતી કે ગ્રાહક ગમે તેટલો નારાજ થતો તોપણ તે તેની ઇચ્છા પ્રમાણે માલ બનાવી આપતી નહતી. આ કંપનીમાં કોઇ ગ્રાહક આવતો ત્યારે તેને રોકડો જવાબ મળતો કે "અમારી પાસેથી તમે જુઓ છો તે રંગનો અને એટલી લંબાઇ પહોળાઇનો માલ મળશે. એ તમોને પસંદ ન હોય તો રસ્તે પડો." ગ્રાહકો શું કરે ? તેમણે પોતાનો રસ્તોજ પકડ્યો. અર્થાત્ આ કંપનીના ગ્રાહકોની સંખ્યા ઘટી ગઇ અને તેનું અભિમાન પણ ઉતર્યું. પરંતુ વેપારમાં એક વખત કીર્તિ ખોયા પછી પુનઃ મેળવવાની મુશ્કેલી પડે છે, અને થયેલી ભૂલ માટે પશ્ચાતાપ કરવાથી કંઇ લાભ પણ થતો નથી.

જર્મનીની સ્થિતિ આથી ભિન્ન છે. કારખાનાવાળા અને વેપારીઓ ઝીણી બાબતોમાં પણ લક્ષ આપવાને દક્ષ રહે છે તેથી તેમને વેપારમાં જય મળે છે. તેઓ ગ્રાહકને પસંદ પડે અને રૂચે તેવો માલ દુકાનોમાં મોકલે છે, ગ્રાહકોને પસંદ પડે તેવા ફેરફારો કરે છે, તેમ કરવામાં કદી કંટાળતા નથી અને તેમને ખુશી રાખવાની પૂર્ણ સાવચેતી રાખે છે. જર્મન વેપારી પોતાનો લાભ જાળવી પોતાના ગ્રાહકને સંતોષ આપવાને હમેશ તૈયાર રહે છે. વેપારાર્થે પરદેશના ગ્રાહકો ઘણા આવે છે, તેઓ બધા કંઈ જર્મન ભાષાના જાણનારા નથી હોતા; તેથી જર્મન વેપારી ભાંગી તૂટી ભાષામાં પણ તેમની સાથે જાતે વાત કરે છે; તેમના દેશના ચલણી માપ અને નાણાંમાં પોતાના માલની કિંમત કહે છે. કેટલીક વખત પત્રવ્યવહારથી જોઇએ તેવું કામ થતું નથી ત્યારે તે પોતે ગ્રાહકને ત્યાં જાય છે અગર તો ગ્રાહકની ભાષા સમજે તેવા એકાદ નોકરને મોકલે છે. સારાંશ, મળેલી તક તેઓ જવા દેતા નથી, કે તે તરફ દુર્લક્ષ રાખતા નથી. ઇંગ્રેજ વેપારીઓએ આ પદ્ધતિ સ્વીકારેલી નહિ હોવાથી ઇંગ્લાંડનો માલ પરદેશ ખાતે ઓછો જતો હોય તો તેમાં શું આશ્ચર્ય ?

આ પ્રમાણે ઇંગ્રેજ વેપારી કરતાં જર્મન વેપારીમાં કયા ગુણ સારા છે તે કહી ચુક્યા છીએ. આ ગુણ જોતાં નાના જણાય છે પણ તે સર્વેની ભેગી અસર થયા સિવાય રહેતી નથી. અત્યાર સુધીના વિવેચન પરથી વાંચકોની એવી સમજ થશે કે, જર્મનીના વેપારની આટલી ઉન્નતિ થયેલી હોવાથી ઇંગ્રેજોની પદ્ધતિ કે ધંધા સંબંધીની બુદ્ધિ વિષે જર્મનોમાં આદર ઘટયો હશે. પણ તે માટે અમારે કહેવું પડે છે કે તેવી સમજ થાય તો તે ભૂલભરેલી છે. વેપારધંધાના માર્ગ પ્રથમ ઇંગ્લાંડે શોધી કાઢયા છે તે જર્મનો ભુલ્યા નથી અને તે માટે ઇંગ્લાંડ વિષે પૂજ્યબુદ્ધિ જેવી ને તેવી છે. ઇંગ્લાંડનું દૃષ્ટાંત સન્મુખ રાખી તે પ્રમાણે કામધંધો કરનારા માણસો આજે જર્મનીમાં ઓછા નથી !

પાછળ કહેલાં ત્રણ કારણોનો વિચાર કરી ચુક્યા છીએ. હવે બીજા એક મહત્વના વિષયનો વિચાર કરીશું. જર્મનીનાં જુદાં જુદાં સંસ્થાનો તરફથી અને શહેનશાહની સરકાર તરફથી ત્યાંના ઉદ્યોગ ધંધા અને વેપારને ઉત્તેજન અપાય છે અને વ્યવહારોપયોગી સહાય્ય પણ થાય છે એ વિશેષ લક્ષમાં લેવા જેવું છે. પરરાષ્ટ્રોના દરબારમાં રહેતા જર્મન મંત્રીઓ (એલચી) સમય મળે છે ત્યારે લોકોની નજરે ન આવે તેવી રીતે વેપારને મદદ કરવાને ચુકતા નથી. સંરક્ષક જકાતનો કાયદો સરકારે કર્યો છે એ બાબતને

બાજુએ રાખીએ, તો કેટલાક થોડાં અપવાદ મુકી દેતાં દેશની રેલ્વે સરકારે પોતાના કબજામાં લીધી છે તેનાથી વેપારને અને ખેતીને ઘણો લાભ થાય છે. વિશેષ પ્રકારની પરિસ્થિતિ પ્રાપ્ત થાય છે તો રેલ્વેના ભાડામાં સરકાર અનુકૂળ ફેરફાર તરતજ કરે છે. પરદેશ જતા માલપર સાધારણ જકાત લેવાય છે તેથી દેશમાં ઉત્પન્ન થયેલો માલ પરદેશ મોકલવાથી વેપારીને નુકશાન બીલકુલ થતું નથી. ઉલટું, એમ થવાથી તેને વધુ ઉત્તેજન મળે છે. ત્યાંની ખાનગી રેલ્વે કંપનીઓ સુદ્ધાં વેપારી સાથે બેપરવાઈભર્યું વર્તન રાખતી નથી. જો તેમની પાસે કોઇ કંઈ ફરીયાદ લઇ જાય છે અને તે તેમને યોગ્ય જણાય છે તો તરતજ તેનો બંદોબસ્ત કરે છે.

વેપારીઓને ઉત્તેજન આપવા દેશમાં ને દેશમાં જળમાર્ગ તૈયાર કરવા માટે સરકાર વિશેષ લક્ષ આપે છે. આ કામ બહુધા સરકારજ કરે છે. ઉત્તર સમુદ્ર અને બાલ્ટિક સમુદ્રને જોડનારી કીલની નહેર સરકારેજ બાંધી છે. આ નહેર ઈ. સ. ૧૮૯૧ માં ખૂલ્લી મુકાઇ હતી. કીલની નહેર જેવાં પ્રચંડ કાર્યો વ્યાપારવૃદ્ધિ માટે સરકારે સ્વીકાર્યા હોય એવાં દૃષ્ટાંત અન્ય દેશમાં ઘણાં થોડાંજ હશે ! હમણાં રાઇન અને એલ્બ નદીની મોટી મોટી નહેરો તૈયાર કરવાનું કામ ચાલે છે. લાખો રૂપિઆ ખર્ચી નાની નાની નહેરો દેશના સર્વ ભાગમાં પ્રશિયાએ કેટલીએ તૈયાર કરેલી છે ! ઈંગ્લાંડ-માં આવી નહેરો નથી એમ નથી; પણ ઈંગ્લાંડની નહેરોમાં મોટી મોટી આગબોટો જઈ શકતી નથી; ત્યારે જર્મનીની નહેરોમાં જઇ શકે છે. એમાં આ મહત્વનો ભેદ છે.

કારખાનાવાળા અને વેપારીઓને શિક્ષણ આપવાના હેતુથી સાર્વભૌમ. સરકાર અને સંસ્થાનો પોતાના આશ્રય નીચે સ્થળે સ્થળે ઔદ્યોગિક પ્રદર્શનો ભરે છે. કેટલાંક સંસ્થાનોમાં તો આ પ્રદર્શન હમેશને માટે છે અને કેટલાંકમાં તે પોતાની હદમાં ફરતાં રહે છે. ગ્રૅંડ ડચી ઑફ હેસ્સી એ નામનું એક સર્વેથી નાનું સંસ્થાન છે. ત્યાં લોકસંખ્યા પણ ઓછી છે અને માત્ર મોટું એક જ શહેર છે. આમ હોવા છતાં ઈ. સ. ૧૮૩૬ થી ત્યાં સેંટ્રલ એજન્સી ફોર ઇન્ડસ્ટ્રી નામની એક ઔદ્યોગિક સંસ્થા સ્થપાયલી છે. રાષ્ટ્રને ઔદ્યોગિક અને વ્યાપાર વિષયક જે કંઈ માહિતી જોઇએ તે અહીંથી મળે છે. આરંભમાં આ સંસ્થાનો બહુ ઉપયોગ થતો નહતો પરંતુ દર વર્ષે તેની ઉપયોગીતા જેમ જેમ વધતી ગઇ તેમ તેમ રાષ્ટ્રમાં તે સંસ્થા વધારે વજનદાર ગણાવા લાગી. ઔદ્યોગિક અને ધંધાશિક્ષણ કેવી પદ્ધતિથી આપવું એ કામમાં જુદાં જુદાં સંસ્થાનો આ સંસ્થામાં કાર્ય કરના-

રાઓની સલાહ લે છે. સંસ્થાના આશ્રયમાં એક મોટું પુસ્તકાલય છે. આ સિવાય ઔદ્યોગિક પદાર્થસંગ્રહાલય અને રાસાયનિક પ્રયોગશાળા છે. ઇ. સ. ૧૯૦૬ માં સેંટ્રલ એજન્સીના આશ્રય નીચે ૧૩૬ ધંધાશિક્ષણની શાળાઓ ચાલતી હતી. એટલે સંસ્થાનની જનસંખ્યાના પ્રમાણમાં એક હજારે એક શાળાથી કિંચિત વિશેષ પ્રમાણ આવે છે. પ્રત્યેક સંસ્થાનમાં ઓછાવત્તા પ્રમાણમાં આવા પ્રકારની એજન્સીઓ છે, અને તે પોતાનું કામ યથાસ્થિત ચલાવે છે.

આ બાબતમાં બનતું ઉત્તેજન આપવાને જર્મન શાહેનશાહ દક્ષતા ધરાવે છે. મેમેલમાં ૧૯૦૭ ના સપ્ટેમ્બર મહિનામાં તેણે કરેલા ભાષણનો ઉતારો નીચે આપ્યો છે. રાષ્ટ્રિય અભિમાન અને મહત્વાકાંક્ષા શ્રોતાઓના મનમાં જાગૃત કરવાનો હેતુ એ ભાષણમાં કેટલો છે તે જુઓ.–" નવીન અસ્તિત્વમાં આવેલા જર્મન સામ્રાજ્યમાં કલ્પના ન થઈ શકે તેટલા અલ્પકાળમાં સર્વત્ર સુધારો થયો છે. આ સુધારામાં રહેલું બળ જોઈ પરદેશીઓ આશ્ચર્યચકિત થાય છે. આપણા વેપારનો વિસ્તાર વિસ્મયકારક છે. ભિન્ન ભિન્ન શાસ્ત્રોમાં અને શિલ્પકલામાં આપણે કરેલી શોધ પ્રશંસનીય છે. જર્મનીમાં રહેલા જુદી જુદી જાતિના લોકો ભેદભાવ તજી દઇ પોતાની જન્મભૂમિના અભ્યુદયાર્થે એક સામ્રાજ્યમાં એકત્ર થયા છે, તેનો આ પ્રભાવ છે. જગતના સર્વ ભાગમાં પ્રમુખસ્થાન મેળવવાનું જે સામર્થ્ય આપણામાં આવતું જાય છે તે ઇશ્વરી કૃપાનું ફળ છે, એ રાષ્ટ્રના સર્વ સ્થિતિના અને સર્વ ધંધાવાળાઓએ લક્ષમાં રાખવું જોઇએ. આપણા હાથે મહત્ કૃત્ય થઈ શકે નહિ એવો જો પ્રભુનો હેતુ હોત તો તેણે આપણને આટલું બળ આપ્યું નહોત." ઉદ્યોગધંધા, વેપાર, નૌકાવૃદ્ધિ એ સર્વપર શાહેનશાહનું સમાન લક્ષ છે. સર્વ રાષ્ટ્રમાં ફરી મોટાં મોટાં કારખાનાં જાતે જોઇ તેની સર્વ માહિતી મેળવવાનો તેનો હમેશનો ક્રમ છે. સમુદ્રકિનારાપરનું નૌકા બાંધનારૂં એકે કારખાનું તેની જાણ બહાર નથી, અને વેપારી આગબોટો કારખાનામાં કેટલી તૈયાર થાય છે તે તરફ પણ તેની હમેશાં નજર હોય છે.

રાષ્ટ્રની આર્થિક સ્થિતિ સુધારવાના કામમાં સરકાર તરફથી આ પ્રમાણે જો કે ઉત્તેજન મળે છે તોપણ તેટલાપર સંતુષ્ટ થઈ ત્યાંનો વેપારી વર્ગ આળસુ બની બેસી રહેતો નથી. વેપારીઓ સ્વાવલંબનનું મહત્વ સરસ રીતે સમજી રહેલા છે. સર્વ મોટાં શહેરોમાં અને ઉદ્યોગધંધામાં ગુંથાયલા પ્રાંતોમાં ચૅંબર્સ ઑફ કૉમર્સ નામની સભાઓ છે. આ સભાઓનો પત્રવ્યવહાર સરકાર અને રેલ્વે કંપનીઓ સાથે હમેશ ચાલ્યા કરે છે. આ સભાઓની અંત-

વ્યવસ્થામાં સરકારનો બીલકુલ હાથ હોતો નથી, પરંતુ સરકાર સાથે ઘણો નિકટ સંબંધ હોવાથી વેપાર વિષે મહત્વની બાબતોનો વિચાર એકબીજાની સલાહથી થાય છે. આ કારણથી આ ચૅંબર્સોનું માન પરરાષ્ટ્રોમાં ઘણું છે, અને તેમના તરફથી પ્રસિદ્ધ થનારી હકીકત કદી ખોટી હોય નહિ, એવો વેપારી જગતને અનુભવ છે. ઈંગ્લાંડની આવી સંસ્થાઓ સરકાર સાથે એકમતથી રહેતી નથી તેથી તેના વિષે પરદેશીય પ્રજા શંકાશીલ રહે છે. થોડાં વર્ષપર યુનાઇટેડ સ્ટેટ્સના સેક્રેટરી ઓફ સ્ટેટ્સે ખુલ્લી રીતે પ્રસિદ્ધ કર્યું હતું કે, " જર્મનીની ચૅંબર્સ ઑફ કૉમર્સની માહિતીપર અમે જેવો વિશ્વાસ રાખીએ છીએ તેવો ઈંગ્લાંડની ચૅંબરોની માહિતીપર રાખવાનું અનુભવાન્તે અશક્ય થયું છે. "

પ્રત્યેક સંસ્થાનના ચૅંબર્સ ઑફ કૉમર્સના નિયમો ભિન્ન ભિન્ન છે; તોપણ કામ કરવાની પદ્ધતિ સર્વની એકજ નમુનાની છે. વેપાર સંબંધી હકીકત એકત્ર કરવી, લોકોમાં તે પ્રસિદ્ધ કરવી, વેપારીઓની હરકતો સરકાર અને રેલ્વેમાંથી દૂર કરાવવી, જકાત અને અન્ય કર અડચણકર્તા થાય છે કે કેમ તે તરફ નજર રાખવી, બેંકો પાસે થોડા વ્યાજે વેપારીઓને નાણાં અપાવવાં વગેરે અનેક પ્રકારનાં કાર્યો આ સંસ્થાઓ દ્વારા ચાલે છે. આ સંસ્થાઓના સભાસદોને સંસ્થાનુંજ એટલું બધું કાર્ય કરવાનું હોય છે કે રાજકીય બાબતમાં પ્રવેશ કરવાનો તેમને સમયજ મળતો નથી. માત્ર વેપારી બાબત વિષેજ જ્યારે રાજકીય કાર્ય કરનારાઓમાં પક્ષ પડે છે ત્યારે એક પક્ષમાં એ લોકો જઈ મળે છે; પરંતુ તેટલું કાર્ય પૂર્ણ થતાંજ પાછા તેઓ પોતાનું કાર્ય ભલું કે પોતે ભલા, એ સ્થિતિમાં આવી જાય છે. આ સભાઓ પૈકી બરલીનની ચેંબર સર્વમાં મોટી છે અને તેનો વ્યવહાર સર્વ જગત્ સાથે હોય છે. ચૅંબર ઑફ કૉમર્સને સહાય્ય કરવા માટે કેટલાંક મોટાં શહેરોમાં ઇન્ડસ્ટ્રીયલ એસોસિએશન્સ છે. પરદેશ સાથે વેપાર કરનારા લોકોની એસોસિએશન ઑફ ઍક્સપોર્ટ ફર્મ્સ નામની સભાઓ છે, અને તે વિશેષ કરીને પ્રશિયા અને મધ્ય જર્મનીમાં ઘણી છે. સ્ટેટીન (stettin) માં ઘણાં વર્ષથી એક સંસ્થા ચાલે છે. આ સંસ્થા પરદેશ જવા તૈયાર થયેલા યુવકોને વેપારશિક્ષણ માટે સ્કૉલરશીપો આપી બ્રિટિશ સંસ્થાનો અને યુનાઇટેડ સ્ટેટ્સ જેવા દેશોમાં પોતાના ખર્ચે મોકલે છે 'સંસ્થાએ મારાપર જે વિશ્વાસ રાખ્યો છે તેનો દુરૂપયોગ હું કરીશ નહિ, અને તેના કલ્યાણ માટે અંતઃકરણપૂર્વક કાર્ય કરીશ' એવા શપથ તે મનુષ્યને સંસ્થાના પ્રમુખનો હસ્તસ્પર્શ કરી લેવા પડે છે. અને ત્યારપછી

તે પરદેશ રવાના થાય છે. પરદેશ ગયા પછી ત્યાંની પરિસ્થિતિપર તેને હમેશ નજર રાખવી પડે છે અને ઠરેલા સમયે સ્ટેટીનનો વેપાર વધારવા તેણે શો પ્રયત્ન કર્યો છે તેનો રીપોર્ટ કરવો પડે છે. આ પ્રમાણે પરદેશ ગયેલા એજન્ટોના દીર્ઘ પરિશ્રમથી તે શહેરનો પરદેશ સાથેનો વેપાર અતિશય વધ્યો છે; અને તેથી યોજેલી નવીન યુક્તિમાં જય મળ્યો છે, એમ તેના કાર્યવાહકો માને છે.

જે ધંધો હિતકારક જણાય તે ધંધાને પૂર્ણ કરતા સુધી પાછા પડવું નહિ એ વેપારી તત્ત્વ સર્વ જર્મનીમાં સ્વીકારાયું છે. જર્મનીનો જે વેપાર પરદેશ સાથે વધી પડયો છે તે ત્યાંના કારખાનાંવાળાઓના દીર્ઘપરિશ્રમથી કે અસ્ખલિત ઉદ્યોગથી નહિ પણ દૈવબળે વધ્યો છે એમ કોઈ કહેતું હોય તો તેને જર્મનીએ વેપારમાં જે યશ પ્રાપ્ત કર્યો છે તેનો મર્મ શો છે તેજ સમજાયું નથી એમજ કહેવાની જરૂર પડશે. જર્મનો વેપારીઓનાં મન પત્રવ્યવહારથી નહિ પણ જાતોજાત મળીને જાણી લે છે, તે ધ્યાનમાં લેવા જેવું છે.

બર્લિનમાં સરકારના આશ્રય નીચે કૉલોનિયલ સ્કૂલ નામનું એક વિદ્યાલય સ્થાપન થયેલું છે. ખેડુત, વેપારી અગર કોઇ બીજા તરીકે જર્મન વસાયતમાં જઈ રહેવાની જે સાહસિક અને યુવાન ગૃહસ્થની ઇચ્છા હોય છે તેને આ વિદ્યાલયમાં વિશેષ પ્રકારનું શિક્ષણ અપાય છે. વિદ્યાલયમાં રહેતા વિદ્યાર્થીઓને દરવર્ષના ચાળીસથી સાઠ પૌંડ સુધી અને બહાર રહેતા વિદ્યાર્થીઓને પંદરથી ત્રીસ પૌંડ સુધી ખર્ચ આવે છે. આ ખર્ચ વિદ્યાર્થીઓને થતા લાભના પ્રમાણમાં ઘણો થોડો છે.

ઉદ્યોગ ધંધો કે વેપાર અમેજ કરી શકીએ એવી સમજ ઇંગ્રેજ લોકોની થયેલી તે ભૂલભરેલી છે તે સિદ્ધ કરી બતાવનારો એક પ્રતિસ્પર્ધી પ્રસ્તુત સમયે ઉત્પન્ન થયો છે. આ પ્રતિસ્પર્ધી કેટલો ઉદ્યોગી છે અને ઇંગ્રેજોને પાછા પાડવા માટે તેણે કયા કયા ઉપાયો યોજ્યા છે તે અમે કહી ચુકયા છીએ. આ પ્રતિસ્પર્ધીએ જે દીર્ઘ પ્રયત્ન ચલાવ્યા છે તે શિથિલ થશે કે તેઓ જે કળા યોજી રહ્યા છે તે હવે પછી યોજશે નહિ, એમ જો ઇંગ્રેજ લોકો ધારતા હોય તો તેઓ તેમાં ગંભીર ગોથું ખાય છે. જર્મનીનો આ પ્રભાવ જોઇ ઇંગ્લાંડ આંખો બંધ કરી સ્વસ્થ બેસી રહે તો તેમાં કંઈ અર્થ નથી. જ્યાંસુધી ઇંગ્લાંડને કુશળ, દૃઢનિશ્ચયી અને સંપત્તિવાન પુરૂષોનો ટેકો છે ત્યાંસુધી ભય રાખવાનું કારણ નથી એ ખરૂં છે; પણ આગમચેતી રાખી સાવચેત થવું તે સારૂં.



# પ્રકરણ ૬ ઠ્ઠું.

## જર્મનીમાં ધંધાશિક્ષણની શાળાઓ.

સાર્વજનિક શિક્ષણના વિષય ઉપર સરકારે વિશેષ ધ્યાન આપવાની જરૂર નથી, એવી માન્યતા જર્મનીના પ્રતિસ્પર્ધી રાષ્ટ્રોની પૂર્વે હતી. પણ હવે સર્વાનુમતે નિશ્ચિત થઈ ગયું છે, કે એ માન્યતા ભૂલભરેલી છે. પરંતુ આ નિશ્ચય કરવામાં તે રાષ્ટ્રોનો ઘણો સમય વહી ગયો છે. જર્મની આ રાષ્ટ્રો કરતાં કેટલાંએ વર્ષ પહેલું ચેતી ગયું હતું, તેથી ત્યાં સાર્વજનિક શિક્ષણનું કાર્ય વ્યવસ્થિત રીતે સરકારની દેખરેખ નીચે ચાલુ થઇ ગયું હતું. આથી જર્મનીને ફાયદો તો થયો જ; પરંતુ ઔદ્યોગિક યુગનો આરંભ થઇ જર્મનીનો માલ પરદેશમાં જેમ વિશેષ જતો ગયો તેમ તેમને આ લાભ વિશેષ સ્પષ્ટ જણાવા લાગ્યો. સુમારે પાંત્રીસ ચાળીસ વર્ષ ઉપર એટલે ઔદ્યોગિક યુગના આરંભના અરસામાં વ્યાપારોપયોગી શાસ્ત્રની દૃષ્ટિથી રસાયણશાસ્ત્રની યોગ્યતા લોકોને સમજાઈ હતી, અને સંપત્તિ ઉત્પાદન કરવામાં વિદ્યુતશક્તિનો ઉપયોગ કરી ગમે તે કામ તેની પાસે કરાવી શકાય તેમ છે, એવું અનુભવથી જણાયું હતું. શિક્ષણયુગમાં પાછળ પડેલાં યૂરોપિયન રાષ્ટ્રોને આ નવીન પરિસ્થિતિનું જ્ઞાન સત્વર થયું નહિ. તેઓ પહેલાંના અંધકારમાં જ પડી રહ્યાં. શિક્ષણ વિષેની તૈયારી જર્મનોમાં અગાઉથી જ થઇ ગઇ હતી, તેથી આ પરિસ્થિતિનું અવલોકન કરી અન્યની માફક પડી ન રહેતાં આખા જગતનો વેપાર પોતાને હાથ કરી લેવાના ઉદ્યોગમાં તેઓ લાગ્યા, અને અન્ય રાષ્ટ્રોની સામે ઉભા રહેવા તેમણે પોતાની કમ્મર કસી. જેમ સેનાપતિની આજ્ઞા થતાંની સાથે જ સૈન્ય બહાર પડે છે તેમ જ ધંધાશિક્ષણની કૉલેજમાં શિક્ષણ મેળવી રહેલા ડાક્ટરો, એન્જીનિયરો, રસાયણશાસ્ત્રવેત્તાઓ, કૉલેજોમાંથી બહાર પડી જાણે કોઈ હુકમને અનુસરી રણાંગણમાં આમતેમ ચળકતા ન હોય તેમ ચળકવા લાગ્યા. નવીન શાસ્ત્રીય શોધનાં શસ્ત્રાસ્ત્રોથી તે સજ્જ થયા હતા. કયા શસ્ત્રનો ક્યાં ઉપયોગ કરવાથી તે સચોટ લાગશે એ વિદ્યામંત્ર તેમના ગુરૂએ તેમના કાનમાં કહી રાખ્યો હતો. આ લશ્કરી ભાષાને બદલે સાદી ભાષામાં કહીએ તો, ધંધાશિક્ષણની કૉલેજોએ નવીન ઔદ્યોગિક યુગના આરંભના સમયે જર્મનીની અતિ ઉપયોગી સેવા કરી છે. આ કૉલેજોના કાર્યને પ્રાથમિક શાળાઓ તરફથી પણ યોગ્ય અને પૂર્ણ સહાય્ય મળી. નવીન ઉદ્યોગ ધંધાનાં કારખાનાં અને વર્કશોપ ( કલાગૃહ ) માં કામ

કરનારા હુંશીયાર કામદારોનો મોટો પ્રવાહ આ શાળામાંથી વહેવા લાગ્યો. આ શાળાઓમાં મળતું શિક્ષણ પ્રાથમિક જ હતું; પરંતુ ઉદાર મનના શિક્ષકો તરફથી તે પ્રાપ્ત થતું હોવાથી વિદ્યાર્થીઓની બુદ્ધિમાં વિશેષ કુશાગ્રતા જણાઇ આવતી. ત્યાં પ્રાથમિક શાળા કરતાં ચઢતી પદવીની શાળા કહીએ તો કન્ટીન્યૂએશન ( continuation ) શાળા છે. આ જ શાળાનું બીજું નામ પ્રોફેશનલ એટલે ધંધાશાળા એવું છે. આ શાળાઓમાં સર્વ ધંધાઓને ઉપયોગી થાય તેવું શિક્ષણ આપી વિદ્યાર્થીઓના હાથે કંઇ પણ પ્રત્યક્ષ કાર્ય કરાવી લેવાનો વહીવટ છે. આથી અહીં તૈયાર થયેલા વિદ્યાર્થીઓ કોઇ પણ કારખાનામાં પ્રથમ ઉમેદવાર તરીકે રહી શકે છે. અને કામધંધામાં પ્રથમથીજ તે કેળવાયેલો હોવાથી કારખાનાનું મોટામાં મોટું કાર્ય તેને સોંપવામાં આવે છે.

ઉપર વર્ણવેલી શિક્ષણપદ્ધતિથી જર્મનીને અતિશય લાભ થયો છે; અને તે જ કારણથી મુખ્યત્વે કરીને જર્મનીની પ્રગતિ ટુંક સમયમાં થઇ, અને તેનામાં સ્થિરતા આવી. ભવિષ્યના ઔદ્યોગિક યુદ્ધની આ પ્રમાણે જર્મનીની તૈયારી ચાલી રહેલી છતાં અન્ય રાષ્ટ્રો હાથ જોડીને સ્વસ્થ બેસી રહ્યાં હતાં, એ વિશેષ લક્ષમાં લેવા જેવી બાબત છે. જર્મનીમાં મોટામાં મોટી ઉદ્યોગશાળાઓની સંખ્યા ઘણી જ વધી પડી છે. મોટાં શહેરોમાં હોય તેમાં તો કંઇ નવાઇ નથી, પણ નાનાં નાનાં ગામડાંઓમાં પણ તેનો પ્રવેશ થયેલો છે, અને સર્વ પ્રકારના ઉદ્યોગ ધંધા તેમજ ઔદ્યોગિક કલાનું તે દ્વારા શિક્ષણ અપાય છે. વળી, આ શિક્ષણ સંબંધી થતો ખર્ચ તેનાથી થતા લાભના પ્રમાણમાં વિશેષ હોતો નથી. ઇંગ્લાંડની લોકોપયોગી સંસ્થાઓ પૈકી કેટલીકનો ખર્ચ અતિશય ભારે છે. મહાન્ કલ્પનાઓને પ્રથમ મૂર્તસ્વરૂપ આપવાનું કાર્ય અવશ્ય મોટા પ્રમાણમાં અને આંજી નાખે તેવું ભપકાવાળું થવું જોઇએ, એવી રીતે કાર્ય કરવાની ઇંગ્લાંડમાં પ્રવૃત્તિ થઈ છે. પરંતુ તેનું પહેલું પરિણામ એ આવે છે કે, આરંભમાં ખર્ચની રકમ ઘણી મોટી થાય છે, અને તેના પરિણામે ઘણું કરી ધંધો ડૂબે છે. વખતે યશ મળે તો-પણ તે પુરતા પ્રમાણમાં તો નહિ જ. જર્મનીમાં ધંધાશિક્ષણની ભવ્ય કૉલેજો અને શાળાઓ ઘણી છે; પરંતુ તેની ઉપયોગીતા ખર્ચના બોજાથી દબાઇ ન જાય તે માટે વિશેષ સાવચેતી રાખવામાં આવે છે. ત્યાંનાં સંસ્થાનોમાં માત્ર ઉપલકીયા ટાપટીપવાળા માણસને જરા પણ આધાર મળતો નથી. શિક્ષકો પ્રથમ પંક્તિના વ્યવહારકુશળ હોય છે. તેમનામાં ચઢતા દરજ્જાના પ્રોફેસરોને જે પગાર મળે છે તે જોઇ ઇંગ્લાંડના તે ધંધાના માણસો મ્હોં મરડે છે. જર્મન પ્રોફેસર માત્ર તેટલા પગારમાં સંતુષ્ટ રહે છે, અને એવા પગાર આપનાર અધિ-

કારીઓને પણ, આ વિદ્વાનોને આપણે નજીવું વેતન આપીએ છીએ અથવા તેમનું અપમાન કરીએ છીએ, એમ લાગતું નથી. બાંધકામ ખાતાના કારખાનાના મુખ્ય માણસને જર્મનીમાં ૨૧૦ થી ૩૧૦ પૌંડ વાર્ષિક પગાર મળે છે; તેમજ યુનિવર્સિટીમાં અભ્યાસ કરી તૈયાર થયેલા એન્જીનિયરને ૧૭૫ થી ૨૬૦ પૌંડ સુધી વાર્ષિક પગાર મળે છે. આ પગાર અને તે પગારના પ્રમાણમાં તેમને કરવું પડતું કામ જોઇ ઇંગ્લિશ લોકોને ખરેખર સંતાપ થશે. અને જર્મનીમાંનું પગારનું પ્રમાણ ઇંગ્લાંડમાં પણ લાગુ કરવાનો જો કોઈ પ્રયત્ન કરે તો ઉદ્યોગ ધંધાનાં વર્તમાનપત્રો તેના પર તુરત જ તૂટી પડે! અને પ્રસંગ આવે કેટલાક સભાસદો કોમન્સ સભામાં સરકારને તે બાબત પ્રશ્નો પુછવામાં પણ પાછું જુએ નહિ! જર્મનીના કોઈ પણ ભાગમાં પ્રોફેસરોના પગારનું પ્રમાણ ઉંચું નથી, છતાં યુનિવર્સિટીમાંથી પાસ થઇને બહાર પડતાંની સાથેજ સર્વને જ્યાં ઇચ્છા હોય છે ત્યાં જોઇતો ધંધો મળી શકે છે. આનું પરિણામ એ આવે છે કે, માગણીના પ્રમાણમાં માણસો પણ પૂર્ણ મળે છે. આવી સ્થિતિ હોવાથી ધંધાશિક્ષણની ઉત્તમ શાળાઓ માટે ઉત્તમ પ્રતિના જોઈએ તેટલાં માણસો, સાધારણ પગારમાં જ્યારે જોઇએ ત્યારે મળી શકે છે. આ ઉપરથી ઇંગ્લિશ પ્રોફેસરોને મળતો પગાર તેમની યોગ્યતાના પ્રમાણમાં વિશેષ હોય છે એમ સિદ્ધ થતું નથી; તોપણ એટલી વાત તો સિદ્ધ થાય છે, કે જર્મનીના ધંધાશિક્ષણની સંસ્થાઓને આ બાબતમાં વિશેષ પ્રકારનો અને મહત્વનો ફાયદો મળે છે. આ કારણથી આવી સંસ્થાઓ સ્થાપન કરવાનું અને તેનો ખર્ચ ઉઠાવવાનું કાર્ય જર્મનીમાં સરળ અને વધારે સહેલું થાય છે.

ધંધાશિક્ષણની મોટી મોટી સંસ્થાઓ દ્વારા થતું કાર્ય આપણે ક્ષણવાર બાજુએ મૂકીએ, તોપણ તદન સાદી અને ઓછા ખર્ચમાં મહત્વનું કાર્ય કરનારી સંસ્થાઓની સંખ્યા પણ જર્મનીમાં કાંઇ થોડી નથી. શિયાળાના દિવસોમાં સાંજે નાની શાળાઓમાં દીવાના પ્રકાશમાં અભ્યાસ કરનારાં ગામડાંનાં બાળકોના વર્ગ; ફરતાં પ્રદર્શનો તથા પ્રાંતે પ્રાંતે લોકોના મનમાં મહત્વાકાંક્ષા ઉત્પન્ન કરનારા તે પ્રદર્શનમાં દેખાડવામાં આવતા ઉત્તમ હસ્તકાર્યના નમુના, ડુંગરી પ્રદેશમાંના લોકોને ઘરમાં ને ઘરમાં કંઇ પણ ધંધો કરી વર્ષમાં છ મહીનાનું પેટીયું મેળવવું પડે છે, તેવા લોકોને માટે એક ગામડેથી બીજે ગામડે અને એક ખેતરમાંની ઝુંપડીમાંથી બીજી ઝુંપડી તરફ ફરનાર અને ધંધાશિક્ષણનાં મૂળતત્ત્વો ઉત્કૃષ્ટ રીતે જાણનાર શિક્ષકના હાથે થતી કામગિરી કેટલી મહત્વની હશે! કારણ, ધંધાશિક્ષણને જર્મનીમાં

જે પરિણત સ્વરૂપ પ્રાપ્ત થયું છે તેમાં વિશેષ ધ્યાનમાં લેવા જેવી વાત છે તે એ જ કે તે શિક્ષણનું અતિ વ્યાપકપણું. આ વ્યાપકતા એટલે સુધી છે કે, કોઇ પણ ધંધો, પછી તે ગમે તેવા નાના સ્વરૂપનો હોય તોપણ તેને વિસારી દેવામાં આવતો નથી. શિક્ષણ લીધા સિવાય ધંધો ચલાવવા કરતાં શિક્ષણ લઇને ધંધો ચલાવવો એ ધંધાદારીને લાભકારક હોય તો તેમને આવશ્યક શિક્ષણ મેળવવામાં કદી પણ હરકત જણાતી નથી; કારણ કે, સર્વ ધંધાનું શિક્ષણ આપનારી શાળાઓ ત્યાં છે. આ વ્યાપકતા કેટલી સ્તુત્ય અને અનુકરણીય છે તે વાચકોના લક્ષમાં આવ્યા સિવાય રહેશે નહિ.

ધંધાશિક્ષણ મહત્વનું અને આવશ્યક છે, એ રાષ્ટ્રીય વિશ્વાસ કેટલો દૃઢ છે તેનું ઉદાહરણ જોઇતું હોય તો **જર્મનીનાં** મોટાં સંસ્થાનોમાંનું કોઇ પણ એકાદું સંસ્થાન જોવાથી બસ થશે. કારણ, પ્રત્યેક સંસ્થાનમાં આ બાબતમાં વિશેષ એવો કંઇક પણ ગુણ દૃષ્ટિએ પડે છે. **પ્રશિયાની** ધંધાશાળાઓ ઘણી પ્રસિદ્ધ છે. દૃષ્ટાંત તરીકે, **ચાર્લોટેનબર્ગની** રોયલ ટેકનિકલ કોલેજ (જેમાં સેંકડો શિક્ષકો કામ કરે છે) અને **ક્રેફેલ્ડની** વણાટ કામની શાળા, એ બે સંસ્થાઓ જોવા જેવી છે, પરંતુ **સાકસેન**, **બવેરિયા**, **વુર્ટેમ્બર્ગ** અને **બેડેનની** શાળાઓ ઉપર કહેલી શાળાઓ કરતાં પણ શ્રેષ્ઠ પ્રતિની છે. **સાકસેનમાંની** શાળાઓ તો, તે પ્રાંતના નાગરિકો અને શાળામાં શીખવાતા ધંધાઓ કરનારા લોકો એ ઉભયના આશ્રયપરજ મુખ્યત્વે કરીને ચાલે છે. આ પદ્ધતિ સ્વાવલંબનની દૃષ્ટિએ વિશેષ મહત્વની છે, અને તે માટે તેનું વર્ણન સહેજ વિસ્તારપૂર્વક કરવાનું અત્રે યોજ્યું છે.

**સાકસેનની** પ્રજાને ધંધાશિક્ષણ એ આત્મા સમાન લાગે છે. આટલી એકતા **જર્મનીમાં** બીજે ક્યાંય પણ થયેલી નથી. પણ, તેમાં આશ્ચર્ય જેવું વિશેષ નથી. કારણ, તે પ્રાંતમાંની **ફ્રેબર્ગની** સર્વના કરતાં જુની ધંધાશિક્ષણની શાળા ઇ. સ. ૧૭૬૬ માં સ્થાપન થયેલી છે. આ પછી ત્રણ વર્ષે ફરજીયાત શિક્ષણનું તત્ત્વ **સાકસેન** લોકોએ પસંદ કર્યું. આ તત્ત્વનો વ્યવહારમાં અમલ થવામાં ઘણો સમય ગયો, એટલે ઇ. સ. ૧૮૦૫ માં તે આચારમાં આવ્યું એ વાત જુદી છે. **ચેમ્નિટી** ( Chemnity ) શહેરમાં ઇ. સ. ૧૭૯૬ માં એક ધંધાશાળા હતી, અને ઓગણીસમી સદીનો આરંભ થયા પછી થોડાંજ વર્ષે બીજી ત્રણ નવી શાળાઓ સ્થપાઇ. કહેવાનું તાત્પર્ય એ છે કે, **સાકસેનની** પ્રજા ઉદ્યોગ ધંધામાં ફસાયેલી છે, અને તેમની શિક્ષણ સંસ્થાઓ બહુ જુની પુરાણી છે.

**સાક્સેન** સંસ્થાનમાં પ્રાથમિક ( પૂર્વ ભાગ ) એટલે 'પ્રાયમરી', પ્રાથમિક ( ઉત્તર ભાગ ) એટલે પ્રથમ જણાવ્યા પ્રમાણે ' કન્ટીન્યૂએશન ', મધ્યમ એટલે "મિડલ" અને ઉત્તમ એટલે "હાયર" એવી ચાર પ્રકારની શાળાઓ છે. પરંતુ તે શાળાઓનું શિક્ષણ ગમે તેટલી ઉંચી પંક્તિનું હોવા છતાં પ્રાથમિક શિક્ષણમાં જ ગણાય છે; માટે આ શાળાઓનો વિચાર આપણે બાજુએ રાખીશું. તેને બાજુએ મુકીએ તોપણ બાકીની લગભગ ૩૬૦ ધંધાશાળાઓ આવડા નાના પ્રાંતમાં છે; અને એ શાળાઓમાં જુદા જુદા ધંધાનું શિક્ષણ આપવાની વ્યવસ્થા કરેલી છે. ઇ. સ. ૧૯૦૫ માં આ સંસ્થાનની લોકસંખ્યા ૪૫ લાખ હતી; એટલે સરાસરી તેર હજાર માણસ પાછળ એક ધંધાશાળા ચાલે છે એવું પ્રમાણ નીકળે છે; અને આ માટે ત્યાંના લોકો અભિમાન રાખે તો તે સ્વાભાવિક છે. પૂર્વે આખા જર્મન રાષ્ટ્રની લોક સંખ્યાના $\frac{1}{14}$ જેટલી **સાકસેન**ની લોકસંખ્યા હતી; પણ ૧૮૭૧ પછી બીજા સંસ્થાનોના પ્રમાણમાં ત્યાંની લોકસંખ્યાનું પ્રમાણ ઉદ્યોગધંધાની પ્રગતિની સાથે અજબ રીતે પરિવર્તન પામ્યું છે ! ઇ. સ. ૧૮૭૧ અને ૧૯૦૫ ની દરમિયાન **સાકસેન**ની લોકસંખ્યા ૭૬.૪, **પ્રશિયા**ની ૫૧.૧, **બવેરિયા**ની ૩૪.૨, **વુર્ટેમ્બર્ગ**ની ૨૬.૬ અને **બેડેન**ની ૩૭.૬ એ પ્રમાણમાં વધી છે. આ ઉપરથી **પ્રશિયા** અને બીજાં સંસ્થાનો કરતાં **સાકસેન** કેટલું આગળ વધ્યું છે તે જણાય છે.

**સાકસેન**માં ધંધાશિક્ષણની શાળાઓની જે આશ્ચર્યકારક જાળ પથરાઈ ગઇ છે તે તે સંસ્થાન ઉપર કોઇએ જૂલમથી નાખી નથી કે સરકારે ફરજીયાત યોજેલા કૃત્રિમ ઉપયોથી પથરાઇ નથી. ધંધા શિક્ષણ વિષે ત્યાંના લોકોનો ઉત્સાહ અને તે પ્રાપ્ત કરવાની સ્ફૂર્તિ, એ બે કારણોનું જ આ પરિણામ છે, એ નિઃસંશય છે. લોકોએ પોતાની પ્રેરણાથી પરાવલંબી ન બનતાં પોતાના ધનનો વ્યય કરી ધંધાશિક્ષણને આટલી ઉન્નત સ્થિતિએ પહોંચાડયું છે એ સામાન્ય વાત નથી. ધંધાશિક્ષણ તરફ ધ્યાન આપવાની આવશ્યકતા છે, એમ સંસ્થાનની સરકારને જણાતાં પૂર્વે જ લોકોએ આવી અનેક સંસ્થાઓ ખાનગી સાહસથી સ્થાપન કરી હતી, અને તેનાથી ઉત્કૃષ્ટ કાર્ય સાધ્ય થતું હતું. **સાકસેન**ની સરકાર હમણાં એ તરફ ધ્યાન આપે છે; પરંતુ એ સંસ્થાઓની અંતર્વ્યવસ્થામાં કોઇ પણ રીતે હાથ નહિ નાખતાં, લોકોએ જ તે ચલાવવી અને શિક્ષણ સંબંધમાં આવશ્યક ફેરફાર કરવા હોય તો તે લોકો જ કરે, એવું ધોરણ રાખેલું છે. કેટલીક બાબતો એવી હોય છે

કે તે લોકોના હાથે બરાબર પાર પડતી નથી, તેવી બાબતો સરકારને શરૂ કરવી પડે છે. આવા પ્રસંગે સરકાર દ્રવ્યની કે અન્ય પ્રકારની સહાય્ય કરવામાં પાછી પડતી નથી. ઉચ્ચ પ્રતિની ધંધાશાળાઓ અન્ય સાધારણ પંક્તિની શાળાઓ પ્રમાણે ચલાવવાનું કાર્ય વ્યક્તિશઃ વેપારીઓને કે વેપારી લોકોની સભાને ખર્ચના સબબે મુશ્કેલ બને છે; તેથી તે સરકાર પોતાના ખર્ચે ચલાવે છે. તે જ પ્રમાણે ગામડાંમાં ઘરધંધા શીખવવાની શાળાઓ સ્થાપન કરવાનો આરંભ પણ બહુ ડહાપણથી સરકારેજ કર્યો છે. કારણ, તેણે એવું જોયું છે કે આપણે આગળ થયા સિવાય લોકોથી દ્રવ્યના અભાવે કંઇ થઈ શકશે નહિ. લોકો જે શાળાઓ ચલાવે છે તેને સરકાર દર વર્ષે મદદ આપે છે; પણ તે મદદ આપતાં શાળાના વ્યવસ્થાપકો સ્વાવલંબનનો માર્ગ છોડે નહિ, તે માટે યોગ્ય સાવચેતી રખાય છે. ખેડુતોની શાળાઓને સરકાર ભરપૂર સહાય્ય આપે છે. ઔદ્યોગિક શાળાઓને તેથી ઓછી, અને વેપારી શાળાઓને તેના કરતાં પણ ઓછી મદદ મળે છે. આવો ભેદ કેમ રાખ્યો હશે તેનું કારણ સ્પષ્ટ જ છે. છેવટે કહેલી શાળાઓ ઘણું કરીને શહેરોમાં હોય છે, અને ત્યાંના વેપારી તથા કારખાનાંવાળાઓ તેને દ્રવ્યની મદદ કરવાને તૈયાર હોય છે. કારણ કે શિક્ષણને માટે ખર્ચેલો પૈસો નિરર્થક જશે નહિ; પણ ઉલટ પુનઃ વ્યાજ સાથે પાછો મળશે એવી અનુભવાન્તે તેમની ખાત્રી થયેલી હોય છે. "ટ્રેડ ગિલ્ડસ" નામની જે વેપારી સંસ્થાઓ છે તે પણ આ કારણથીજ ઔદ્યોગિક શાળાઓને સહાય્ય કરવા રાજ્યનિષ્ઠાપૂર્વક તૈયાર રહે છે. લોકોએ અત્યાર સુધી બતાવેલું ધૈર્ય પ્રશંસનીય છેજ, પરંતુ તેથી પણ વિશેષ હિમ્મત તેઓ ભવિષ્યમાં બતલાવે એ હેતુથી સરકાર ધંધા શિક્ષણનાં કાર્યમાંથી પોતાનો હાથ ખેંચી લેવાના પ્રયત્નમાં છે. ધંધા શિક્ષણની ઉચ્ચ પ્રતિની કે તેથી ઉતરતી પંક્તિની શાળાઓ હવે બંધ કરીશું તો ચાલશે, એમ લાગવાથી કે ધંધા શિક્ષણપરની શ્રદ્ધા ઓછી થવાથી સરકાર પાછું પગલું ભરવા માગે છે, એવો આ ધોરણનો અર્થ નથી. પણ ઉદ્યોગ ધંધો અને વેપાર કરનારા માણસો પોતાની જરૂરીયાત પોતાના બળવડે પુરી પાડી શકે, એ સાર્વજનિક લાભની દૃષ્ટિએ હિતકર છે, એમ સરકારને લાગે છે. આ કારણથીજ તેણે પોતાનું ધોરણ બદલવાનો વિચાર કર્યો છે. કદાચિત, આ નવીન ધોરણ સંપૂર્ણ રીતે યશસ્વી નહિ પણ થાય, પરંતુ સાકસેન પ્રાંતમાં કેટલેક સ્થળે તે વિલક્ષણ રીતે યશસ્વી નિવડ્યું છે, અને તેથી ધંધાશિક્ષણમાં તેણે સર્વમાં ઉચ્ચ સ્થાન મેળવ્યું છે.

સાકસેન સંસ્થાનમાં કુલ પાંચ પ્રકારની ધંધાશિક્ષણની સંસ્થાઓ

છે. સ્થળ સંકોચના લીધે એ સર્વનું વર્ણન અમે અહીં આપી શકતા નથી. આ શાળા પૈકી કોઇ પણ શાળામાં જવાનું વિદ્યાર્થીને ફરજીઆત ધોરણ લાગુ કરેલું નથી. 'ફરજીઆત ધોરણ નથી ' એ કેવળ શબ્દમાં જ છે, બીજી રીતે જોઇએ તો ફરજીયાત જ છે; પણ તે ઉઘાડી રીતે નથી—આડકતરી રીતે છે, એટલુંજ ! પ્રાથમિક શાળામાંથી બહાર નીકળનાર છોકરા અગર કન્યાએ ત્રણ વર્ષ ' કન્ટીન્યૂએશન ' શાળામાં જવુંજ જોઇએ, એવો ફરજ પાડનારો કાયદો ઇ. સ. ૧૮૭૩ થી ત્યાં અમલમાં છે. અન્ય બાબતમાં આવો કાયદો પ્રકટ-પણે થયો નથી, એટલોજ માત્ર તફાવત. આ ફરજીયાત તત્ત્વ પ્રથમ પ્રશિયાએ સ્વીકાર્યું અને ત્યાર પછી સાકસેને તેનું અનુકરણ કર્યું. આ તત્ત્વનો સ્વીકાર થવાથી શિક્ષણના કાર્યમાં નવીન યુગ જ શરૂ થયો છે એમ કહેવું પડે છે.

ધંધાશિક્ષણની સાકસેનની ઘણીખરી પદ્ધતિ આ પ્રકારની છે. તેને વર્તમાન સ્વરૂપ પ્રાપ્ત થવા માટે ઘણો સમય અને દ્રવ્યનો ભોગ આપવો પડયો છે. તેને પૂર્ણ પ્રકારે વિજય મળેલો જોઇ સાકસેન લોકો વિષે કેટલાક લોકોના મનમાં આદરબુદ્ધિ ઉત્પન્ન થઈ છે, ત્યારે કેટલાકને વૈષમ્ય લાગવા માંડયું છે. આ કામમાં સરકારની મદદ ઉપર બહુ આધાર ન રાખતાં સ્વા-વલંબન ઉપર જ તેમણે આધાર રાખ્યો, એ આ ફતેહનું મૂળ છે. તે જ પ્રમાણે વિદ્યાર્થીઓને કેવળ પુસ્તકી જ્ઞાન ન આપતાં વ્યવહારમાં ઉપયોગી થાય તેવું શિક્ષણ આપવાનું ધોરણ હમેશાં દૃષ્ટિસમિપ રાખવાથી આ શિક્ષણ સંસ્થાઓમાં વિલક્ષણ ઉપયોગીતા આવી છે, એ વિશેષ વિચારમાં લેવા જેવું છે. ત્યાંના વ્યાવહારિક શિક્ષણનો એક નમુનો વાંચકો માટે અહીં આપીશું. ભિન્ન ભિન્ન શાળાઓમાં વિદ્યાર્થીઓએ તૈયાર કરેલા કાર્યનાં પ્રદર્શનો અમુક અમુક સમયે ભરવાની વ્યવસ્થા કરેલી હોય છે. ઉક્ત પ્રદર્શનમાં વિદ્યાર્થી અને તેમના શિક્ષકો સિવાય અન્ય કોઈનો પ્રવેશ થતો નથી. પ્રદર્શનોના વ્યવસ્થાપકોની એવી ઇચ્છા હોય છે કે, પ્રત્યેક શાળાએ પોતપોતાની વસ્તુઓ પ્રદર્શનમાં મોકલવી, પછી તે સારી હોય કે ખરાબ હોય. આ પ્રદર્શનમાં ડોળદમામ કે ભપકો બિલકુલ હોતો નથી. કારણ કે દેખાવ કરી લોકોને ખુશી કરવાનો તેમનો હેતુ હોતો નથી; પણ માત્ર તેમને કંઇપિણ ફળપ્રાપ્તિ તે દ્વારા થાય એ જ હેતુ હોય છે.

છેવટે એક મહત્વની વાત કહેવાની એ છે, કે ઉચ્ચ પ્રતિની ઉદ્યોગ-શાળાઓમાં જવાનો કોઇને પણ પ્રતિબંધ હોતો નથી. આ સિદ્ધાંત વ્યવહારમાં પણ છે, પરંતુ સાકસેન લોકો વ્યવહારનિપુણ હોવાથી પરદેશના વિદ્યાર્થીઓ

વિષે જો કે તિરસ્કાર ધરાવતા નથી, તોપણ હમણાં હમણાં નાપસંદગી દેખાડવા લાગ્યા છે. આ સંબંધમાં એક જર્મન પ્રોફેસર કહે છે:—'પહેલાં લોકોને અમે એમ કહેતા હતા કે, પ્રત્યેક માણસે અમારી પાસે આવવું; અમે તેમને હરકત કરીશું નહિ. પૃથ્વી વિશાળ છે અને અમારી પાસે જગ્યા પણ જોઇએ તેટલી છે. પરંતુ હવે અમે તેમ કહેતા નથી.' આમાંની વાસ્તવિક સ્થિતિ એ છે કે, પ્રત્યેક પરદેશી વિદ્યાર્થી મોડા વહેલા હરીફાઇમાં ઉતરશે એવી શંકા શિક્ષકોને થવા લાગી છે. આથી અધિકારી વર્ગમાં પરદેશી માણસો વિષે ઉદાસીનતા ઉત્પન્ન થઇ છે. જ્ઞાતિભોજનમાં પરદેશી લોકો પ્રથમ ઘરના માણુસના પાટલા-સાથે જ પાટલો નાંખીને બેસતા હતા; પરંતુ હવે તેમને જુદી પંક્તિમાં બેસાડવામાં આવે છે, અને તેમની પાસે બમણી કે ત્રણ ગણી ફી લેવાય છે. પરંતુ સ્વમાન અને દ્રવ્યનો એટલો ભોગ આપીને પણ પરદેશી વિદ્યાર્થીઓ ત્યાં જતા કમી થયા જણાતા નથી. અર્થાત્ એવા વિદ્યાર્થીઓની સંખ્યા આ ઉપાયથી બહુ ઓછી થઈ નથી.

---

## પ્રકરણ ૭ મું.

---

### કારખાનાના માલીક અને મજુર વચ્ચેનો સંબંધ.

જર્મન કારખાનાના માલીકો મજુરોની અને મજુરો કારખાનાંવાળા-ઓની નિંદા કરે છે, એવું આજે ઘણા દિવસથી ચાલે છે. પરંતુ આ બન્નેથી દૂર રહી વસ્તુસ્થિતિનું નિરીક્ષણ કરનારા તટસ્થ માણસને એ બન્ને એક-બીજા પ્રત્યે જેટલો વિરુદ્ધ ભાવ ધરાવે છે તેટલો જણાતો નથી. તોપણ એ વાત નિર્વિવાદ છે કે બેઉમાં વિરુદ્ધતા છે અને કેટલાક ધંધામાં તો તે ઘણી વધી ગઈ છે. મજુરોએ મંડળો સ્થાપ્યાં ત્યારે કારખાનાંવાળાઓએ પણ પ્રત્યુત્તર રૂપે પોતાનાં મંડળ ઉભાં કર્યાં. કારખાનાંવાળાઓનાં મંડળ બલિષ્ઠ છે અને કેટલાંક કારખાનાંની ખોડ ભૂલાવવામાં મજુરો લગભગ અશક્ત થયા છે.

એકાદ કારખાનાના કે કારખાનાની કોઇએક માનવંત શાખાના મજુરો કારખાનાના માલેક પાસેથી વિશેષ સવલત મેળવવા માટે પોતપોતામાં સંઘ કે મંડળીઓ કરે છે. આવી મંડળીઓને ઇંગ્રેજીમાં ટ્રેડ્સ યુનિયન કહે છે. અમે આ પુસ્તકમાં ઇંગ્રેજી નામજ કાયમ રાખ્યું છે. અમને લાગે છે કે તેનો અર્થ શો છે તે વાચકો લક્ષમાં રાખશે એટલે હરકત આવશે નહિ.

જર્મનીમાં મજુરોની આવી મંડળીઓ અનેક સ્થાપન થઈ છે. તેમની ઐક્યશક્તિપર મજુરોનું કલ્યાણ કે અનિષ્ઠ અવલંબી રહેલું હોવાથી આ મંડળીઓનું સામર્થ્ય કેટલું છે અને તેમની માગણીઓ કેવા સ્વરૂપની છે તે સમજવું આવશ્યક છે.

મજુર અને તેમની સંસ્થા સંબંધી જર્મનીમાં કાયદાનું સ્વરૂપ કેવું છે તે પ્રસ્તાવના તરીકે પ્રથમ કહેવું ઇષ્ટ છે. ઈંડસ્ટ્રીયલ કોડ નામનો એક કાયદો હમણાં ત્યાં આચારમાં છે. તે કાયદાની ૧૫૨ મી કલમથી, પોતાની સાંપત્તિક સ્થિતિ સુધારવાના હેતુથી પરસ્પર સંપ કરવાની સંમતિ મળેલી છે. મજુરોને આ પ્રમાણે જેવી છૂટ આપી છે તેવી જ ઉલટ બાજુએ કારખાનાંવાળાઓને પણ આપેલી છે. એટલે મજુરોની માગણી તોડવા માટે કારખાનાં તદ્દન બંધ કરવાનો માલીકોને અધિકાર છે. એને ઇંગ્રેજીમાં " લૉક આઉટ " એટલે કારખાનાના દરવાજા બંધ કરવા એમ કહે છે. આ પ્રમાણે સાંપત્તિક બાબતમાં મજુરોને સંપ કરવાનો અને કારખાનાવાળાઓને તેનો પ્રતિકાર કરવાનો કાયદાએ હક્ક આપ્યો છે; પરંતુ એ જ કલમમાં એવો નિર્બંધ છે કે, આ હક્ક રાજકીય કે સામાજીક બાબતમાં ઉભય અમલમાં લાવી શકે નહિ.

સંપ કરી પોતાનું કલ્યાણ કરવામાં મજુરોને કાયદાએ આપેલી છૂટથી તેમને વાસ્તવિક લાભ કેટલો મળે છે તે ઠરાવવામાં કેવળ કાયદાના શબ્દ જોવાથી જાણી શકાતું નથી. તે શબ્દોનો અર્થ કોર્ટોમાં ન્યાયાધીશ કેવો કરે છે અને વખતો વખત તેમણે કરેલા નિર્ણય કેવા સ્વરૂપના હોય છે, તેનો પણ વિચાર કરવો પડે છે. કોર્ટમાં કેટલાક એવા બનાવ બન્યા છે કે, " તમે અમારૂં કહેવું સાંભળતા નથી ત્યારે અમે સંપ કરીએ છીએ. " એવી મજુરો માલીકને કેવળ ધમકી આપે છે અથવા કેવળ વિશેષ પગારની માગણી કરે છે તો પોલીસ તેમનાપર કામ ચલાવે છે અને તે કામમાં ન્યાયાધીશો તેમને અપરાધી ઠરાવી દંડે છે. કેટલાક ન્યાયાધીશો આવી ફરિયાદોમાં તેમને નિરપરાધી ઠરાવી છોડી પણ દે છે; પરંતુ આવા પ્રકારનાં ઉદાહરણ ઘણાં થોડાં છે, તેથી બન્નેનું સરાસરી પ્રમાણ કાઢી આપણે જોઈએ છીએ તો એવો નિશ્ચય થાય છે કે, કાયદાના શબ્દો કાયદા કરનારે મજુરોના કલ્યાણ માટે ઉદારતાથી યોજેલા છે; પરંતુ ન્યાયાધીશો તેનો અર્થ કરવામાં ઉદારતા ત્યજી દે છે. આથી કારખાનાવાળા અને મજુરો વચ્ચે ઉપસ્થિત થતા વાદમાં ન્યાયનું પલ્લું કારખાનાવાળા તરફ નમે છે.

અને હમેશ નહિ તોપણ ઘણી વખત વિજયની ધ્વજા એમના શીર પર ફરકે છે.

મજુરોની મંડળીના મુખ્ય ત્રણ વર્ગ છે: (૧) ફ્રી અથવા સોશીયલ ડેમોક્રેટિક, (૨) હર્શ–ડંકર કે રેડીકલ અને (૩) ક્રિશ્ચિયન અથવા રોમન કેથોલિક. આ પૈકી પહેલા વર્ગની યુનિયન્સ સર્વમાં વિશેષ વજનદાર છે અને નેતૃત્વનું માન પણ તેને જ છે. ઈ. સ. ૧૮૯૦ માં તેમાં પોણાત્રણ લાખ સભાસદો હતા તે વધીને ૧૯૦૬ માં સત્તર લાખ જેટલા થયા છે! હમણાં હમણાં સ્ત્રીઓ પણ આ નમુનાની સભાઓ સ્થાપવા લાગી છે. ઈ. સ. ૧૯૦૬ માં સ્ત્રીઓની ૩૭ સંસ્થાઓ હતી અને તેમાં સવાલાખ સ્ત્રીઓ સભાસદ હતી. ફ્રી યુનિયન્સનું ઉત્પન્ન ઘણું મોટું છે અને તેના પ્રમાણમાં ખર્ચ પણ છે. સોશિયાલિઝમ નામની જે રાજકીય ચળવળ જર્મનીમાં અને અન્ય દેશોમાં ચાલે છે તેને આ લોકોની પૂર્ણ સહાનુભૂતિ છે તેથી ઘણા મજુરો સોશિયાલિસ્ટ સભાના સભાસદ થયા છે. યુનિયનના સભાસદો મહેનતુ, કર્તવ્યપરાયણ, યુક્તિવાન અને પોતાના હિતની બાબતમાં કદી પણ નહિ નમનારા એવા છે. અન્ય મંડળીઓના પ્રમાણમાં એમને દ્રવ્યની અને અન્ય સાધનોની વિશેષ અનુકૂળતા હોવાથી મજુરોના લાભની જેટલી બાબતો એઓ સાધ્ય કરે છે તેટલી અન્ય કરી શકતા નથી. મુખ્ય સંસ્થાના આશ્રય નીચે મજુરોનું સેક્રેટરીયટ અથવા સલાહકાર મંડળ નામની પેટા સંસ્થા તેમણે સ્થાપન કરી છે; તેનો મજુરો ઘણો ઉપયોગ કરી શકે છે.

બીજો વર્ગ હર્શ–ડંકર કે રેડિકલનો છે. આ સંસ્થાનો મૂળ ઉત્પાદક ડૉ. મેક્સ હર્શ નામનો ગૃહસ્થ હતો. પાર્લામેંટમાં રેડિકલ નામનો જે એક પક્ષ છે, તે પક્ષનો આ હતો. આરંભમાં આ સંસ્થાનોમાં રાજકીય અને સાંપત્તિક એવા બે ઉદ્દેશ હતા અને મજુરોમાં રેડિકલ પક્ષના લોકો જે હતા તેઓજ આ સંસ્થાના સભાસદ થતા હતા. પરંતુ, હમણાં આ સંસ્થાનું રાજકીય સ્વરૂપ તદ્દન નષ્ટ થયું છે અને સાંપત્તિક બાબત સિવાય અન્ય રાજકીય વિષયનો વિચાર કરવાનું તેમણે છોડી દીધું છે. મજુર વર્ગના અમુક લોકો આ સંસ્થાના સભાસદ છે; પરંતુ તેમની સંખ્યા વિશેષ નથી, તેમજ તેમની પાસે દ્રવ્યબળ પણ સાધારણ છે. કારખાનાવાળાઓની સામે થવાનો પ્રસંગ પ્રાપ્ત થતાં તોફાનનો પ્રસંગ બને તેટલો દૂર રાખવાનો એમનો પ્રયત્ન હોય છે. તથાપિ કારખાનાવાળા કહે તે ચુપકીથી સ્વીકારવાની તેમની પ્રવૃત્તિ નથી. દંડનો ઉપયોગ કરવાના બદલે સામનો ઉપયોગ કરવા તરફ

તેમની મનેચ્છા વિશેષ હોય છે. સામયુક્ત કથન ઘણા દિવસ લંબાય છે તો-પણ તેઓ અધિરા બનતા નથી.

ત્રીજો ક્રિશ્ચિયન અથવા રોમન કૅથોલિક વર્ગ છે. આ વર્ગની સંસ્થા વિશેષ કરીને વીનીશ-વેસ્ટ ફાલિયા ભાગમાં છે. આ ભાગમાં રોમન કૅથો-લિક ધર્મ ચાલે છે. આ ધર્મના વિચારોની સત્તા લોકોના મન પર પ્રસરેલી હોવાથી આ સંસ્થાના સભાસદો તોફાન કરવાની વિરુદ્ધ છે. લોકો વિષે સહા-નુભૂતિ ધરાવનારા ધર્મોપદેશકોએ આ સંસ્થા સ્થાપન કરી હતી અને હજુ પણ તેમને આ વર્ગનો ઘણો આશ્રય છે. શરૂઆતમાં તે કેવળ ધાર્મિક સ્વ-રૂપની હતી અને પોતાના વર્ગના માણસો બીજા ધર્મની યુનિયનમાં ન જાય તે માટે ખાસ ધ્યાન આપતા હતા. ત્યારપછી કેટલાક કાળે આ સ્થિતિ બદ-લાઈ અને અન્ય ટ્રેડ યુનિયનની પદ્ધતિ પ્રમાણે મજુરોના હિતનું કાર્ય અહીં પણ થવા લાગ્યું. આટલું થવા છતાં ધર્મની અને એમની વચ્ચે પૂર્ણ અંતર પડેલું નથી. મજુરોની સર્વ મંડળીઓમાં ગરીબાઈથી કામ કરનારા લોકો જોઈતા હોય તો આ વર્ગમાં મળે છે, એવી સર્વ દેશની માન્યતા છે. પ્રસંગ આવે છે ત્યારેજ આ લોકો સોશિયાલિસ્ટ અથવા અન્ય મંડળીઓ સાથે મળી જઈ એકદીલથી કાર્ય કરે છે. પરંતુ, તે પૂર્ણ થતાંજ પુનઃ તેઓ તેમ-નાથી દૂર થાય છે અને છેટે રહીનેજ પોતાનું કાર્ય કરવા માંડે છે. ઇ. સ. ૧૯૦૫ માં કોલસાની ખાણોના મજુરોએ દૃઢ સંપ કર્યો હતો ત્યારે આ લોકો સોશિયાલિસ્ટ પક્ષમાં મળી ગયા હતા. ઉભયે મળી ઇચ્છિત ઉદ્દેશ સિદ્ધ કર્યો અને પછી તરતજ છૂટા પડી ગયા. સોશિયાલિસ્ટ પંથના વિચારો એમને બીલકુલ માન્ય થયા નથી. એ વિચારનો પ્રસાર થાય તો ગરીબ અને શ્રીમંતોમાં તોફાનો થાય; અને તેથી સમાજની સુસ્થિતિને મહાન્ હાનિ થાય એવી એ લોકોની દૃઢ માન્યતા છે. સોશિયાલિસ્ટ સંસ્થામાં અને એમનામાં આવા પ્રકારની ઘણી જુદાઈ છે. દ્રવ્યના સંબંધમાં આ સંસ્થાની સ્થિતિ સંતોષકારક છે. સોશિયાલિસ્ટો પ્રમાણે એમણે પણ સલાહ આપનારી પેટા સભાઓ સ્થાપન કરી છે. ધર્મોપદેશકોનું પ્રાબલ્ય હોવાથી આ સંસ્થા કોઈ પણ કામમાં વકરી જવા પામતી નથી.

ઉપર વર્ણવેલી ત્રણ પ્રકારની મુખ્ય સંસ્થા સિવાય બીજી પણ અનેક સંસ્થાઓ છે, પરંતુ તેનું વર્ણન કરવાની જરૂર નથી. ઉદ્યોગમાં તેમનો હેતુ કઈ દિશામાં વર્તે છે તે ઉપરોક્ત વિવેચનથી લક્ષમાં આવે તેમ છે. મજુર વર્ગ સંઘશક્તિનું મહત્વ સમજવા લાગ્યો અને તેથી તેનામાં એકતા વધી.

જુદા જુદા ધંધામાં દરવર્ષે અધિક સંપ થવા લાગ્યો છે. ૧૯૦૬ માં એકંદર ૩,૩૨૮ વખત સંપ થયો હતો અને તેની અસર ૧૬,૨૪૬ કારખાનાં ઉપર થઇ હતી. આ સંપમાં ૨,૭૨,૨૧૮ મજુરો એકત્ર થયા હતા અને ૨૩,૪૩૩ મજુર કામ ધંધા વગર બેસી રહ્યા હતા. આ એક ઉદાહરણ ઉપરથી જર્મનીના ઉદ્યોગ ધંધામાં સંપ રૂપી ચેપ કેવો ઉડતો જાય છે તે સ્પષ્ટ જણાઇ આવે તેમ છે.

ગયાં પચીસ વર્ષથી મજુરોને જે વિશેષ પગાર મળવા લાગીને એકંદરે તેમની રહેણી કરણીમાં સુધારો થયો છે તેનો પ્રતાપ ટ્રેડ યુનિયન્સને લીધે જ છે. મજુરોને કામ કરવાનો વખત ઓછો થયો અને પગાર વધારે મળવા લાગ્યો; એ રીતે તેમનું હિત સધાયું છે એ નિર્વિવાદ છે. આથી કારખાનાવાળાઓ ઉપર ખરચનો ભાર વધ્યો અને આ વજન નીચે તે દબાઇ જાય છે કે કેમ એવો ભય ઉભો થયો હતો. પણ જર્મનીમાં તૈયાર થયેલા માલની પરદેશથી વધારે માગણી આવવાથી અનુભવાન્તે એ ભય નિરાધાર ઠર્યો છે એ ઠીક થયું છે. મજુરોની માગણી બને ત્યાં સુધી નહિ સ્વીકારવા કારખાનાવાળાઓએ ઘણો પ્રયત્ન કર્યો પણ તેમાં તે ફાવ્યા નહિ. જો મજુર વર્ગના આગેવાનો દમ વગરના હોત તો તેઓને મુંગે મોઢે બેસી રહેવું પડત. પણ તેઓ પોતાના કાર્યને ચિવટાઇથી વળગી રહી યશ સંપાદન કર્યો એ તેમને માટે પ્રશંસાપાત્ર છે.

લોકોની સમજ એવી છે કે ટ્રેડ યુનિયન્સની વૃદ્ધિ હદઉપરાંત થઇ ગઈ છે; અને તેથી કદી કદી એવું ધારવામાં આવે છે કે ભવિષ્યમાં માલીક અને મજુરોમાં ઉપસ્થિત થયેલો વાદ બંધ પડી જશે એટલે ટ્રેડ યુનિયન્સનું મહત્વ મજુરદારોને ઓછું સમજાશે. પરંતુ અમારા વિચાર પ્રમાણે આ કેવળ ભ્રમ છે. આજે તો બન્ને પક્ષની તકરારનો નિર્ણય કંઇક કાળે પણ સલાહથી થાય એવાં ચિહ્ન જણાતાં નથી. ઉલટું, પોતામાં કેટલું સામર્થ્ય છે તે ટ્રેડ યુનિયન્સને હવે સમજાવા લાગ્યું છે અને વાદનો નિર્ણય તો બાજુ પર રહેતાં આરંભ જ જાણે હમણાં થાય છે એમજ કહેવું ઉચિત કહેવાશે. કેટલાક લોકોનું એવું કહેવું છે કે એકાદો મોટો વાદ ઉપસ્થિત થાય કે લોકો તરફથી પ્રયત્ન કરતા પક્ષમાં ઘણા લોકો સામીલ થાય છે અને તેનો સંતોષકારક નિર્ણય થાય છે કે તે પૈકીના ઘણા આડંબર ભકતો દૂર થાય છે. અનુભવમાં પણ આવું જણાયું છે. આવા પ્રકારના કેટલાક બનાવો હમણાં બન્યા છે તેથી કેટલીક યુનિયન્સના સભાસદોની સંખ્યા પણ ઘટી છે. આવા

પ્રકારનો ભરતીઓટ અમુક અમુક સ્થળે જો કે દૃષ્ટિએ પડે છે તોપણ તેનાથી નિશ્ચિત અનુમાન કરવામાં ભૂલ થવાનો સંભવ રહે છે. કારણ, હાલ આપણે જે પ્રકાર પ્રત્યક્ષ જોઇએ છીએ તે એ છે કે, આ ભરતીઓટની દરકાર ન કરતાં ટ્રેડ યુનિયન્સની સંખ્યામાં ધીમેથી પણ વ્યવસ્થિત રીતે વધારો થતો જાય છે; અને આ વૃદ્ધિ હજુ કેટલાક દિવસ સુધી થયા કરશે એવું અનુમાન જાય છે. મજુરોની સ્થિતિ પ્રત્યેક બાબતમાં કેટલી સુધરી છે તે લક્ષમાં લેવાથી આ અનુમાન ભૂલભરેલું ઠરવાનો સંભવ રહેતો નથી. સ્વહિત સાધવા માટે કારખાનાવાળાઓએ સ્થાપન કરેલી સભા અથવા યુનિયન્સ–એ સભાઓ મળી થયેલી સંયુક્ત સભા–એ સભાઓનું વિસ્તૃત કાર્યક્ષેત્ર અને તેમને રહેલી દ્રવ્યની અનુકૂળતા, કર વધવાથી મજુરોને ખર્ચમાં કરવી પડતી કસર, જીવનયાત્રા અધિક સુખાવહ અને શાંતિમય કરવાની તેમની ઇચ્છા–એ સર્વ કારણોને લીધે વિશેષ પૈસો એકત્ર કરવા મજુરો પ્રવૃત્તિ કરે તો તે સ્વાભાવિક છે. આપણે વિશેષ પગાર માગીશું તો ગ્રાહકોનાં ખીસાં પર કાતર મુકાશે એ વિચાર તેમના મનમાં આવતો પણ નથી. તેમનું સર્વ લક્ષ પ્રસ્તુત વાદમાં પણ પગાર વધરાવવા તરફ જ હોય છે.

ટ્રેડ યુનિયન્સને, તેમાં પણ વિશેષ કરીને સોશિયાલિસ્ટ વર્ગની જે ટ્રે. યુ. છે તેને, પોતાની ચળવળ વ્યવસ્થિત રીતે ચલાવવાના કાર્યમાં વજનદાર વર્તમાનપત્રોની મોટી સહાય્ય છે. સોશિયાલિસ્ટ પક્ષનાં શહેરોમાં ૬૮ દૈનિક વર્તમાનપત્રો છે. તે પૈકી ત્રણ શહેરમાં બબ્બે ત્રણ ત્રણ દૈનિક પત્રો છે, ચાર અઠવાડિક વર્તમાનપત્ર છે અને ૧૮ બીજાં પત્રો છે. આ સિવાય જુદા જુદા ઉદ્યોગધંધા સંબંધી માહિતી આપનારાં અને ટ્રેડ યુનિયન્સના આશ્રયથી ચાલનારાં પત્રો અનેક છે. તેમાંનાં ઘણાં અઠવાડિક છે. આ જ સ્વરૂપનાં લગભગ ૧૨ માસિક પત્ર છે અને તેનું સંપાદકપણું ટ્રેડ યુનિયન્સના સભાસદો અથવા સોશિયાલિસ્ટોના હાથમાં છે. પોલાંડ અને ઇટાલીમાં જે મજુરો છે, તેમના ઉપયોગ માટે તેમની ભાષામાં નીકળતાં વર્તમાનપત્રો છે. દૈનિક પત્ર વધારે પ્રચારમાં છે. ધાતુનાં કારખાનાં સંબંધી યુનિયને ચલાવેલા પત્રના બે લાખ ગ્રાહક છે. ઘણાંખરાં દૈનિક પત્રો કુશળતાપૂર્વક ઘણી સારી સ્થિતિમાં ચાલે છે. વિરુદ્ધ રીતે એમ પણ કહી શકાશે કે, વાદવિષયમાં ઉંડી દૃષ્ટિ પહોંચાડવામાં આ પત્રોનું વિશેષ લક્ષ જતું નથી, કિંવા અમુક કાગળપત્રો ગુપ્ત સ્વરૂપના છે, તો તે કેવી રીતે છાપવા એનો પણ તે ઘણું કરીને વિચાર કરતા નથી. એમની લેખિનીનો પ્રવાહ ખુલ્લી રીતે ધર્મસંસ્થા વિરુદ્ધ હોય છે, એટલુંજ નહિ પણ, અનેક વખત તેમાં નાસ્તિક વાદનો

પણ જોસપૂર્વક અનુવાદ કરેલો હોય છે. સોશિયાલિસ્ટ લોકો કહે છે, "અમે ધર્મ વિરુદ્ધ નથી. અમારૂં કહેવું એવું છે કે ધર્મ એ એક જેની તેની ખાનગી બાબત છે." આ કથનનો અને એમના પક્ષના વર્તમાનપત્રોના ધર્મ વિરુદ્ધ લેખોનો નિર્ણય કેવો થઈ શકે તે વાંચકોએ જ કરી લેવો. એટલી વાત તો નિશ્ચિત છે કે, આવા પ્રકારના લેખોથી લોકોમાં હીલચાલ ઘણી થાય છે; અને એ જ તેમને જોઇએ છે. દૈનિક પત્રો સોશિયાલિસ્ટ પક્ષનું સમર્થન કરનારાં છે અને પોતાના પક્ષમાં લોકો આવી રહે એવો તેમનો ઉદ્દેશ હોય છે. મજુરોનું હિત જોવામાં તે હમેશ તત્પર રહે છે, અને કારખાનાવાળાઓ સાથે વાદ કરવાનો પ્રસંગ આવતાં મજુરો તરફથી લખવામાં તેઓ પાછા પડતા નથી.

આ પત્રોના સંપાદકો સુશિક્ષિત છે અને તે પૈકી કેટલાકે પોતાની વિદ્વત્તાથી ડૉક્ટરની પદવી મેળવી છે. અર્થશાસ્ત્રપર ઘણો પ્રેમ હોવાથી આર્થિક પ્રશ્નપરના લેખ જો કે એક પક્ષ માટે હોય છે તોપણ ઘણા વિચાર અને કાળજીપૂર્વક લખાયલા હોય છે; તે ઉપરથી લેખકની બુદ્ધિ સ્પષ્ટ જણાઈ આવે છે. પત્રમાં પ્રકટ થતી માહિતી કેટલીક વખત ભૂલવાળી હોય છે પરંતુ તે ઇરાદાપૂર્વક થયેલી હોતી નથી. તેઓ જે સિદ્ધાન્તનું પ્રતિપાદન કરે છે તે કદાચ ભૂલભરેલું પણ હોય છે; પરંતુ એ ચૂકો પ્રતિપાદન કરવાના વિષયપર રહેલી અંધશ્રદ્ધાના કારણે જ થાય છે, નહિ કે સ્વેચ્છાથી. એટલે તે માટે તેમને દોષિત ઠરાવી શકાય તેમ નથી.

ઉચ્ચપ્રતિનું સાહિત્ય સસ્તા મૂલ્યે વાંચકોને આપવાના કાર્યમાં જર્મની ઇંગ્લાંડ કરતાં ઘણું પાછળ છે; પરંતુ કામદાર પક્ષનાં વર્તમાનપત્રો અને માસિકોના લેખ, ઇંગ્લાંડના તે પક્ષના લેખોના પ્રમાણમાં અધિક સારા અને સમજદાર હોય છે, એમાં કંઇ શંકા નથી. કેટલાંક વર્તમાનપત્રકારોના વિવિધકલા, સાહિત્ય, પદાર્થવિજ્ઞાન અને તેને લગતા સૃષ્ટિશાસ્ત્રો, પ્રાચીન શોધ, અધ્યાત્મવિદ્યા એ સર્વે વિષયપરના લેખ એટલા તો વિદ્વત્તાયુક્ત હોય છે કે, અનુભવી વિદ્વાનોને પણ તેના વાચનથી ફાયદો થયા સિવાય રહે નહિ. આવા લેખોમાં પણ સોશિયાલિસ્ટ વિચારોને સ્થાન હોય છે જ, પરંતુ વાચકો તે તરફ દુર્લક્ષ કરે તો ઇષ્ટ ફળ મળે છે જ !

વાચકોને રૂચે તેવા લેખો વર્તમાનપત્રોમાં હવે આવવા લાગ્યા છે એવું સ્વીકારીએ તોપણ એટલું તો કહેવું પડશે કે ઇંગ્લાંડના મજુર વાચકો કરતાં જર્મનીના વર્તમાનપત્રો વાંચનાર મજુરોની બુદ્ધિ વિશેષ છે. કદાચ

આ લેખો વાંચકોની બુદ્ધિને દર્શાવનારા ન હોતાં લેખકની બુદ્ધિનું પ્રદર્શન પણ હોઈ શકે ! આ બેમાંથી ગમે તે કારણ હોય, પણ ઇંગ્લાંડ અને જર્મની એ બે દેશના મજુરોનાં વર્તમાનપત્રોની એક બીજા સાથે તુલના કરવા જેવી ઘણી બાબતો છે. સોશિયાલિસ્ટ જો પત્રકાર થાય છે તો તે પરોપકારનું પુણ્ય લેવા માટે પત્ર ચલાવતો નથી. પત્રમાં લેખ લખનારને પગાર મળે છે, પણ તે બહુ ન હોતાં સાધારણ હોય છે. પગાર આપતાં સ્વપક્ષીય હીલચાલ અને ઉદ્યોગ કરવા લવાજમના પૈસામાંથી બચત રહે તેટલા પ્રમાણમાં ગ્રાહકો મળે એવી વ્યવસ્થાપકની ઇચ્છા હોય છે. મોટાં શહેરોમાં પ્રસિદ્ધ થનારા પત્રના માલીકો પાસે લવાજમમાંથી રહેલી સીલક થોડી ઘણી નથી હોતી. લવાજમનું ઉત્પન્ન વિશેષ થવા માટે જે મનુષ્ય જે પક્ષનો હોય તેણે અન્યનું પત્ર ન લેતાં પોતાના જ પક્ષનું પત્ર લેવું જોઈએ, એવું તત્વ બહુધા ઠરી ગયું છે. આ તત્વનું ઉલ્લંઘન કરનાર મનુષ્ય પ્રાય : ક્વચિત જ મળે છે.

હર્શ–ડંકર અને ક્રિશ્ચિયન એ વર્ગની યુનિયન્સના આશ્રયથી પણ વર્તમાનપત્રો અને માસિકો પ્રસિદ્ધ થાય છે, પરંતુ સોશિયાલિસ્ટના પ્રમાણ-માં તેની સંખ્યા ઓછી છે અને મહત્વ પણ સાધારણ છે. ક્રિશ્ચિયન યુનિ-યન્સ આ કાર્યમાં વણી પાછળ છે. આ ત્રણે પક્ષનાં વર્તમાનપત્રોમાં ઘણો ખળભળાટ હોય છે, તે ઉપરથી પરસ્પર મતભેદ અને વિરોધ હોવા જોઇએ, એવું અનુમાન થઇ શકે છે.

સામાન્ય રીતે નેતાઓ અને તેમણે કરેલી વ્યવસ્થાને અમાન્ય કરવી નહિ એવી ભાવના સર્વ યુનિયન્સ પક્ષના લોકોની હોય છે. એક વ્યવસ્થા અમલમાં મુકતાં તે સર્વેએ માનવી જોઇએ અને તેને મળતા જયવિજયના ભાગીદાર થવું જોઇએ; તેવી જ રીતે નેતા એકાદ બાબતનો જે નિર્ણય કરે તે સ્વીકારવો જોઇએ. તેમાં નિરાશા મળે કે અપકીર્તિ થાય તો તે પણ કબૂલ કરવી જોઇએ, એવા વિચારોનો ઉદ્‌ભવ આરંભમાં કેટલાક દિવસ સુધી યુનિયનવાળાઓમાં થયો નહતો. તેથી યુનિયનના કાર્યમાં જોઇએ તેટલું તેજ જણાતું નહતું. પરંતુ ટ્રેડ યુનિયનનાં તત્વો શાં છે અને અંદરે અંદર મતભેદ થતાં કેવા અનર્થ થાય છે તેની પ્રતીતિ જ્યારે અનુભવમાં થઈ ત્યારે—

**बहूनामप्यसाराणां समवायो हि दुर्जयः ।**
**तृणैरावेष्ट्यते रज्जुर्यया नागोऽपि बद्धयते ॥***

* ઘણી નબળી વસ્તુઓનો સમૂહ જીતવો મુશ્કેલ થઇ પડે છે. જે દોરડા-થી હાથી બાંધી શકાય છે તે ઝીણાં ઝીણાં તંતુઓનું બનેલું હોય છે.

એ તત્વ તે લોકોના મનમાં પૂર્ણ રીતે સ્થિર થયું અને અધિકારીઓ વિરુદ્ધ બડબડાટ કરવાનું છોડી દીધું. રાજકીય આચાર વિચારોનું શિક્ષણ આ લોકોને મળવા લાગ્યાથી તેમનાં મન વિશેષ ઉત્સાહી થયાં અને મુખ્યત્વે કરીને તેની અસર ઉપર કહ્યા પ્રમાણે થઇ એમાં સંશય નથી. પરંતુ રાજકીય વિષયનું ઔદ્યોગિક વિષય સાથે આટલું સરખાપણું કરવાથી જર્મન મજુરોને આર્થિક લાભ થયો છે કે નહિ એ વિચારવા જેવો પ્રશ્ન છે.

ઉપર કહ્યા પ્રમાણેનો સુધારો થવા છતાં નેતાના હાથમાંથી મંડળ પૈકીના માણસો ખસી ગયાનાં ઉદાહરણો હમેશ બને છે. તે ઉપરથી દેખાય છે કે, સંપરૂપી જ્વર એક વખત શરીરમાં ભરાય છે એટલે સારાસાર વિચાર બાજુએ રાખી મુખ્ય મનુષ્યનો અધિકાર લોકો હવામાં ઉરાડી દે છે. ઈ. સ. ૧૯૦૭ માં કડીયાઓએ કરેલો સંપ આવાજ પ્રકારનો હતો. નેતાઓએ માલીકો સાથે કરેલો નિર્ણય લોકોને પસંદ નહતો, તેથી તેમણે સંપ ચાલુ રાખ્યો અને નેતાઓને ઝાંખા પડવું પડયું. આવા પ્રકારની અવ્યવસ્થાથી એકંદરે મજુરસમાજને બમણું નુકશાન થયું. કારખાનાવાળા કહેવા લાગ્યા કે, મજુરોના પ્રમુખે માણસો સાથે પગાર કે અન્ય બાબતોમાં કરેલા ઠરાવ તેમના અનુયાયીઓ સ્વીકારતા નથી ત્યારે તેમની સાથે વાત કરવામાં શો અર્થ છે? માટે પગાર સંબંધમાં હવે પછી કોઇની સાથે વિચાર ચલાવવો નહિ એવું તેમણે ઠરાવ્યું. બીજી યુક્તિ તેમણે એ કાઢી કે, મજુરોને એક કામ નક્કી કરી આપી તે કામની મજુરી વિષે ઉચક ઠરાવ કરવો કે જેથી ઓછાવત્તા પગારનો પ્રશ્નજ ઉભો થાય નહિ; પછી વાદવિવાદ ક્યાં રહેશે?

ટ્રેડ યુનિયન્સનો ખર્ચ ચલાવવા માટે સભાસદોને તેમના ધંધા અને પદવીના પ્રમાણમાં સેંકડે ૫ ટકા પ્રમાણે દર અઠવાડિએ લવાજમ આપવું પડે છે. કેટલાકના મત પ્રમાણે આ પ્રમાણ સેંકડે ૫½ ટકા જેટલું છે. સરાસરી સેંકડે ૬ ટકા લવાજમ આપવું પડે છે એમ માનવાને હરકત નથી. આ સંસ્થાનું કાર્ય સરળ રીતે ચલાવવા માટે અધિકારી તરીકે જે માણસોને નીમવામાં આવે છે તે ઘણા હોંશીયાર અને અંતઃકરણ પૂર્વક કામ કરનારા હોય છે, અને તેમને જે પગાર મળે છે તે શ્રમ અને ત્રાસના પ્રમાણમાં ઘણો થોડો હોય છે એટલે એકાદ કુશળ કારીગરને મળનારા રોજ કરતાં વિશેષ હોતો નથી. આટલી નજીવી પ્રાપ્તિમાં તેને અઠવાડિયામાં ૭ દિવસ અને કદી કદી રવિવારે પણ સવારે, બપોરે અને સાંજે પોતાના સ્થળપર હાજર રહેવું પડે છે. સ્વહિત સાધવા માટે બીજા સાથે વાદ કરવામાં તેનો ઘણો સમય જાય

છે અને શારીરિક ત્રાસ સહન કરવો પડે છે. આ સિવાય વળી કોર્ટનાં પગથીયાં ચઢવાનો પ્રસંગ ન આવે તે માટે તેને ઘણી સાવચેતી રાખવી પડે છે. પોતે સત્યપક્ષનું સમર્થન કરે છે એવો જો તેના મનમાં દૃઢ વિશ્વાસ ન હોય અને પોતાના કાર્યપર પ્રેમ ન હોય તો કોઇ આટલી થોડી પ્રાપ્તી માટે આટલો જોખમવાળો શ્રમ સ્વીકારે નહિ. સારાંશ, પારકે પૈસે પરમાનંદ પ્રાપ્ત કરવાની અનીતિપૂર્ણ વાસના તેમના મનમાં નથી હોતી. તેમની આ ઉદારતા —આત્મભોગ કેટલો પ્રસંશનિય છે?

પહેલાં કહેલા ત્રણ વર્ગ પૈકી પ્રત્યેક વર્ગની અનેક ટ્રેડ યુનિયન્સ મળી એક સંયુક્ત સંસ્થા છે. તેનું નામ વર્કમેન્સ સેક્રેટરીએટ ( work–men's secretariate ) છે. લોકોને જોઇએ તે માહિતી આપવી, સલાહ આપવી, હરકતમાં સપડાયલાઓને મિત્રભાવે મદદ કરવી અને પોતાની હદ બહારના સર્વ સાધારણ લોકોને પણ અડચણ પ્રસંગે સહાય્ય કરવી, એ કાર્યો આ સંસ્થા દ્વારા ચાલે છે. આ સંસ્થા અતિ લોકપ્રિય થઇ છે અને તેનું માન સમજવામાં એટલે સુધી વધ્યું છે કે, તેની પદ્ધતિપર ચાલનારી અન્ય સાર્વજનિક કાર્યોની અનેક સંસ્થાઓ ઘણાં શહેરોમાં સ્થાપન થઇ છે. આ સંસ્થા તરફથી દિવાની, ફોજદારી અને ઔદ્યોગિક કાયદાકાનૂનની બાબતમાં જરૂરની સહાય્ય મફત અપાય છે. ઈ. સ. ૧૯૦૭ માં **સોશિયાલિસ્ટ વર્કમેન્સ સેક્રેટરીએટ**ની સંખ્યા ૯૬ હતી અને તેની સત્તા નીચેની ૧૩૬ પેટા સંસ્થાઓ હતી. અમને લાગે છે કે આ સંખ્યા જોઇ કોઇને પણ આશ્ચર્ય થયા સિવાય રહેશે નહિ.

અત્યાર સુધી કરેલા વિવેચન પરથી કોઇએ એવી કલ્પના કરવી નહિ કે મજુરવર્ગે પોતાનું સૈન્ય તૈયાર કરી ઔદ્યોગિક સંપત્તિના દુર્ગ પર હૂમલો કરવાનો દૃઢ વિચાર કર્યો છે, છતાં વ્યાપારી અને કારખાનાવાળાઓ સ્વસ્થ નિદ્રામાં પડ્યા છે. ઉલટું, ટ્રેડ યુનિયન્સનાં તત્વોથી આ લોકો તરફથી જર્મનીમાં પ્રસ્તુત સમયે જેટલો વિરોધ દર્શાવવામાં આવે છે તેટલો આ પૂર્વે કદી પણ નહતો. તેમાં પણ દેશમાંના કેટલાક ભાગમાં, અને કેટલાક ધંધામાં આ વિરોધ અન્ય ધંધાના પ્રમાણમાં બળવાન છે. **પશ્ચિમ પ્રશિયા**માં કોલસા, લોખંડ અને પોલાદના કારખાનાના માલીકોએ પોતપોતામાં સહકારી મંડળીઓ સ્થાપી છે. આ મંડળીઓમાં આવો વિરોધ જેટલો પ્રબળ છે તેટલો તે અન્ય કારખાનાવાળાઓમાં નથી. ટ્રેડ યુનિયન્સના લોકોનો પ્રભાવ **પશ્ચિમ** પ્રશિયામાં જેવો વિશેષ દેખાય છે તેવો ટ્રેડ યુનિયન્સને તોડી પાડવાનું બીડું

ઝઘડનાર લોકોમાં પણ જોઈ શકાય છે. રાઇનલૅંડ વેસ્ટ ફાલિયા પ્રાંત આ બન્ને પક્ષનું ખરૂં રણક્ષેત્ર છે. ત્યાંની પરિસ્થિતિ સાંપત્તિક યુદ્ધને માટે હરેક પ્રકારે અનુકૂલ છે.

જર્મનીનું પ્રચંડ વર્કશૉપ–કલાગૃહ આ પ્રાંતમાં છે. આ વર્કશૉપ કદી પણ બંધ રહેતું નથી. સંપત્તિ ઉત્પાદનનું કાર્ય ત્યાં અહર્નિશ ચાલ્યાં કરે છે. આ ગૃહમાં સત્તા ચલાવનારા જે લોકો છે તેમાં છ સાત માણસો જ મુખ્ય છે, એ વાત સહજ રીતે કોઇનો પણ ધ્યાનમાં આવે તેવી છે. ઉદ્યોગધંધો કેવી રીતે સાધ્ય કરવો અને વ્યાપારમાં યશ કેમ પ્રાપ્ત કરવો એ વિષયમાં તેમની બુદ્ધિ વિલક્ષણ કાર્ય કરે છે. સત્તાનો ઉપયોગ કરવાનો તેમનો દૃઢ સ્વભાવ છે. લોકો પર કડક સત્તા ચલાવવાની કલા જન્મથી જ તેમને સાધ્ય થયેલી છે. લાગણી ( Sentiment ) શી વસ્તુ છે એ તેઓ જાણતા જ નથી. એ લોકોમાં ન્યાયશીલતા નથી એમ કહી શકાય તેમ નથી, પણ ન્યાયનું પલ્લું જરા નમતું મુકવાનું જો કહ્યું હોય તો તેમ કદી પણ કરતા નથી. એક વખત એકાદ બાબતમાં નિશ્ચય કર્યા પછી તેમાંથી તે લેશ માત્ર ચલિત થતા નથી. તેમની ઇચ્છાશક્તિ અમર્યાદિત છે, અને રાજકીય બાબતની ઉદારતાની કલ્પનાને તેમના અંતઃકરણમાં બીલકુલ સ્થાન મળતું નથી. પ્રશિયાના નવીન ઉદ્યોગને જન્મ આપવાના કાર્યમાં એ માણસોએ કરેલો પ્રયત્ન જગત્‌વિખ્યાત છે. રાજાના મંત્રી અને કાયદાકાનૂન ઘડનારા અધિકારી એ બન્નેનું એકત્ર બળ હોય છે તે કરતાં પણ અધિક સામર્થ્ય એમના અંગમાં છે. પ્રશિયાના પૂર્વ ભાગના ફ્યૂડલ લૉર્ડ ઉત્તરોત્તર ઓછા થતા જતા હોય એમ લાગે છે. પણ હમણાંની ઉદ્યોગ ભૂમિમાં આ ફ્યૂડલ લૉર્ડનું સામર્થ્ય દિનપ્રતિદિન વૃદ્ધિ પામતું જાય છે. હજારો ટ્રેડ યુનિયન્સ થાય તેની તેમને દરકાર નથી. આ સંબંધી કોઇ સ્થળે ચર્ચાનો પ્રસંગ આવે છે તો "અમારા ગૃહમાં અમારી સત્તા અપ્રતિહત રીતે ચલાવવાનો અમારો નિશ્ચય છે." એ ખાસ વાક્ય જ તેમના મુખમાંથી નીકળે છે. આ વાક્યાનુસાર કૃતિ કરી દર્શાવવાની શક્તિ પણ તેમનામાં તેવી જ છે. ઈ. સ. ૧૯૦૫ ના સપ્ટેમ્બર મહિનામાં મેનહિમમાં એક સભામાં વેસ્ટ ફાલિયાના પ્રસિદ્ધ કારખાનાદાર અને એક બે સહકારી સભાના અધ્યક્ષ હેર કિરડૉર્ફ કારખાનાવાળાઓ તરફથી ભાષણ કર્યું હતું ને વાંચવા જેવું છે. તેમાં તે કહે છેઃ—

"આપણા મજુરો ગમે તે સમયે પોતાનું કાર્ય છોડી જઇ શકે છે, એ સ્થિતિ અતિ શોચનિય છે. મજુરો કામને વળગી રહેશે તો જ કોઈ પણ

ધંધો ઉન્નત થશે. આ કાર્યમાં કાયદાની સહાય્યની અમે અપેક્ષા રાખતા નથી; પરંતુ આજે આ કારખાનામાં તો કાલે બીજા કારખાનામાં એવા મજુરો જે દુરાગ્રહ પકડે છે તેને અટકાવવા અમે જે ઉપાય કરીએ તેમાં કોઇએ વચ્ચે પડવું જોઇતું નથી. જેને કાંઇ બોલવું હોય તેણે મજુરોની સભામાં પ્રવેશ કરવો અને પછી સભા સાથે બોલવું એવી એક સૂચના કોઇએ કર્યાનું મારા સાંભળવામાં આવ્યું છે. પરંતુ એ સૂચના સ્વીકારવાને હું પોતે તૈયાર નથી. સોશિયલ ડેમોક્રેટિક કે ક્રિશ્ચિયન નામ ધારણ કરનારી સભા સાથે તટસ્થ–મધ્યસ્થ વૃત્તિનું ભાષણ કરવા હું કદી પણ તૈયાર થઇશ નહિ. કારણ કે મને લાગે છે કે, સોશિયલ ડેમોક્રેટિક યુનિયન્સ કરતાં ક્રિશ્ચિયન યુનિયન્સ વિશેષ અપાયકારક છે. હાલની સમાજરચના અમે ઉથલાવી નાખીશું એમ એક મંડળ ખુલ્લી રીતે કહે છે, ત્યારે બીજું મંડળ તેનો પ્રતિકાર કરવા નીકળે છે. તો તેઓ આગળ ખોટો વાવટો ઉરાડે છે–ક્રિશ્ચિયાનિટીના પડદા પાછળ રહી લઢે છે. સોશિયલ ડેમોક્રેટનો હેતુ કદી પણ સિદ્ધ થશે નહિ, એમ એ લોકો જાણે છે. આ કારણથી જ થાપણવાળાઓને ધર્મોપદેશકની સત્તામાં સોંપવાનો તેમનો યત્ન ચાલે છે. મજુરો સાથે થતા વાદમાં કદી કદી સરકાર વચ્ચે પડે છે તેથી પણ હું દિલગીર થઉં છું.”

ઉક્ત ઉતારો આપવાનો આશય એટલો જ છે કે, આ વાદમાં કારખાનાવાળાઓનું કહેવું શું છે તે વક્તાએ સરળતાથી કહ્યું છે. તેના કથનમાં અસત્યતા ભરેલી નથી. હેર કિરડૉર્ફ પ્રભૃતિ કારખાનાના માલીકો પ્રામાણિક રીતે એમ માને છે કે, મજુરોની સહાયકારી સંસ્થાઓ હાનિકર્તા છે, માટે તેનો પ્રતિકાર અવશ્ય થવો જોઇએ. તેમ કરવામાં નવીન કાયદાની જરૂર તેમને જણાતી નથી, તેમજ સરકારી સહાયની પણ અપેક્ષા ધરાવતા નથી. કારણ કે, આ લોકો એજ જર્મનીની સરકાર એવી વાસ્તવિક સ્થિતિ છે. તેમની દઢ સમજ એવી છે કે, એવી સંસ્થાઓ તરફ દુર્લક્ષ કરવાથી તે આપોઆપ નષ્ટ થશે. એવું દુર્લક્ષ કરવું એ જ મજુરોને લાગુ પડેલા રોગનો ઉપાય છે. મજુરો વિશેષ પગારની માગણી કરે છે, અને તે વ્યાજબી હોય છે તો થોડા પૈસા માટે તેઓ ખેંચતાણ કરતા નથી; પણ માગણીની સાથે તેઓ જો ધમકી આપે છે તો પછી પ્રત્યક્ષ પ્રભુ આવે તોપણ તેમનું કહેવું નહિ સાંભળવાના નિશ્ચયપર તેઓ આવી જાય છે. એ લોકોનાં મોટાં કારખાનાંની વ્યવસ્થા એટલી દૂરદર્શીત્વવાળી અને પૂર્ણ વિચારાન્તે થયેલી હોય છે કે, અન્ય લોકોને તે દૃષ્ટાંતરૂપ થઇ પડે છે. કામદારોના કલ્યાણ માટે જે વ્યવસ્થા કાયદાના અંગે તેમને કરવી પડે છે તે કરતાં

પણ વિશેષ અનુકૂળતા તેઓ કરી આપે છે, પરંતુ કામદાર લોકોની સભાનું નામ જ્યાં આવે છે કે તેઓ તેના તરફ નજર પણ કરતા નથી; તો પછી વાત કરવાની તો હોયજ ક્યાંથી ?

વેસ્ટ ફાલિયાના કારખાનાંવાળાઓનું આ અભિમાની વર્તન સામાન્ય જનસમૂહને ઘણી વખત પસંદ પડતું નથી. આ કારણથીજ ઇ. સ. ૧૯૦૫ ના કોલસાની ખાણોના મજુરોના સંપમાં માલેકોને પરાજય મળ્યો હતો. આ સંપ એટલો દૃઢ બન્યો હતો કે છેવટે સરકારને વચ્ચે પડી આવશ્યક કાયદા કરી સંપનો અંત લાવવો પડયો હતો. આ સંપથી એક વર્ષમાં કોલસાની ૧૫ ખાણોના માલીકોને પાંચ લાખ પૌંડનું નુકશાન થયું હતું.

આ પ્રમાણે મોટાં કારખાનાંવાળાઓને મજુરોની યુનિયન્સની સ્થાપના પસંદ નહિ હોવાથી, તેમણે પણ પોતાનો પક્ષ સંભાળવાની શરૂઆત કરી છે. દિનપ્રતિદિન વ્યાપારીવર્ગની એસોશિયેશન્સની સંખ્યા વધતી જાય છે અને તેમનું કાર્યક્ષેત્ર બહોળું થતું જાય છે. ટ્રેડ યુનિયન્સને તોડી પાડવાનો અને તે સાથે સોશિયલ ડિમોક્રસીને ઉઘાડી પાડવાનો આ એસોશિયેશન્સનો મુખ્ય પ્રયત્ન છે.

કારખાનાંવાળાઓએ નિશ્ચય કર્યો છે કે, સરકારની સહાયતાપર લેશ માત્ર આધાર રાખવો નહિ. મજુરોની મંડળીઓને કાયદાથી બંધ કરવાનું કાર્ય અસંભવિત જેવું છે, તેથી તેઓએ બહિષ્કારનું શસ્ત્ર હાથમાં લીધું છે. વાયવ્ય પ્રાંતના કોલસા, લોખંડ, પોલાદ અને રાસાયનિક દ્રવ્યોનાં મોટાં કારખાનાં-ઓમાં સોશિયાલિસ્ટ તરીકે પ્રસિદ્ધિ પામેલા લોકોને અટકાવવામાં આવેલા છે. રોજી મેળવવા આવનાર પ્રત્યેક મનુષ્યની પૂર્વ હકીકત જાણી લેવા માટે તેઓએ છૂપી તપાસ કરનારૂં ખાતું સ્થાપ્યું છે. મોટાં કારખાનાંમાં બ્લેક લિસ્ટ હોય છે. આ લિસ્ટોનો અંદર અંદર ઘણો ઉપયોગ થાય છે. તપાસનું કામ ઘણું ગુપ્ત રીતે ચાલે છે. સોશિયાલિસ્ટોને નવીન જગ્યા મળતી નથીજ, પણ એ પંથનો એકાદ જુનો માણસ તેમાં છે એવો સંશય આવતાંની સાથે જ તે માણસને રજા મળે છે. કેટલાંક કારખાનાંવાળાઓએ એવો નિયમ કર્યો છે કે, કોઈ માણસને કોઈ પણ કારણ માટે કમી કરવામાં આવે તો કમી થયાની તારીખથી છ મહિના સુધીમાં બીજા કારખાનાવાળાએ તેને કામે લગાડવો નહિ. કદી કદી આ બ્લેક લિસ્ટો બહાર પડી જાય છે તો ઘણા મજુરો આબરૂની નુકશાની માટે કોર્ટોમાં દાવો કરે છે અને નુકશાની મેળવે છે. આવી રીતે ચાલતા વાદનાં કડવાં ફળ આવશે ત્યારે-ભવિષ્યમાં અનેક હરકતો ઉપસ્થિત થયા સિવાય રહેશે નહિ.

આનાથી ઉલટી સ્થિતિ દક્ષિણ જર્મનીના બવેરિયા અને વર્ટેમ્બર્ગ પ્રાંતમાં જણાઇ આવે છે. ત્યાંના કારખાનાંવાળાઓ માને છે કે, મજુરો સાથે પગાર વિષે ચર્ચા કરવા કરતાં યુનિયનના મુખ્ય માણસો સાથે વિચાર ચલાવવો એ ઠીક છે. આ કારણથી કારખાનાંવાળાઓની સિંડીકેટો અને ટ્રેડ યુનિયનો સલાહસંપથી કામ ચલાવે છે. આ રીતમાં બન્નેની ખુશીથી વાંધાનો નિર્ણય પણ સંતોષકારક થાય છે.

પ્રસ્તુત સમયે મજુરોએ જે હીલચાલ ચલાવી છે તેનો વ્યવહારિક દૃષ્ટિએ વિચાર કરી આ વિષય પૂર્ણ કરીશું. જગત્માં ગમે ત્યાં જશું તો 'અમારો પગાર વધારો અને કામનો સમય ઘટાડો' એ માગણી ચોતરફ સંભળાશે. મજુરોનો પગાર જર્મનીમાં એકંદરે વધ્યો છે એ મજુરો પણ કબુલ કરે છે; પરંતુ તેમનું કહેવું એવું છે કે, કારખાનાંવાળાઓની થાપણ અને તે પર તેમને મળતો નફો જે પ્રમાણમાં વધ્યો છે તેના પ્રમાણમાં પગાર વધ્યો નથી. દેશના જુદા જુદા ભાગમાં મજુરીના દરમાં ઘણો ફરક છે. એકજ પ્રકારનો ધંધો હોવા છતાં રાઇનલૅન્ડ, વેસ્ટ ફાલિયા અને બર્લિનમાં મજુરોને અન્ય સર્વ સ્થળો કરતાં વધારે પગાર મળે છે. સાકસેનના કેટલાક ભાગમાં અને સામાન્ય રીતે દક્ષિણના સર્વ પ્રાંતમાં ઓછો પગાર મળે છે. ગ્રેટબ્રિટનના સંયુક્ત રાજ્યમાં તેજ ધંધાના મજુરોને જે પગાર મળે છે તે જર્મનીમાં વધારેમાં વધારે મળનારા પગાર કરતાં વિશેષ છે. જે ધંધામાં વિશેષ કુશળતાની જરૂર હોતી નથી તે ધંધામાં બન્ને દેશમાં પગારનું પ્રમાણ સરખું છે. ફરક હશે તોપણ તે થોડો.

કામનો સમય ઘટાડવાના સંબંધમાં સારી પ્રગતિ થઇ છે; પણ ઉદ્યોગ અને સ્થળને લીધે કેટલીક ભિન્નતા હજુ કાયમ છે. પ્રશિયાની ખાણોમાં, એટલે ભૂપૃષ્ઠ નીચે કામ કરનારા મજુરો માટે કાયદાએ આઠ કલાકની મર્યાદા ઠરાવી આપી છે. સામાન્ય રીતે કામનો દિવસ દસ કલાકનો સર્વ સ્થળે ઠરેલો છે. કેટલાક ધંધામાં–વિશેષ કરીને વણાટ કામના ધંધામાં–૧૧ કલાકનો દિવસ છે. કારખાનાવાળાઓ સાથે વિચાર કરી ચોતરફ સરખું પ્રમાણ રખાવવાનું કાર્ય અશક્ય હોવાથી સોશિયાલસ્ટો પાર્લામેંટમાં આ પ્રશ્ન વારંવાર ઉપસ્થિત કરે છે. પરંતુ તેમાં તેમને હજુ સુધી યશ મળ્યો નથી. દસ કલાકનું પ્રમાણ ઘણું કરીને તેમને માન્ય થયેલું જણાય છે, પણ તે હંમેશ માન્ય રહેશે એવો કોઇને વિશ્વાસ નથી. આઠ કલાકનો દિવસ ઠરાવવાનો તેમનો અંતિમ નિશ્ચય છે. આ ઉદ્દેશ એકદમ સિદ્ધ થવાનું અસંભવિત હોવાથી

દસ કલાક પછી નવ કલાકે આવશે અને છેવટે તે સિદ્ધ થશે તો આઠ કલાકની વાત કર્યા સિવાય રહેશે નહિ.

કામના કલાક ઓછા કરવાનો વિચાર પાર્લામેંટમાં ચાલે છે ત્યારે પ્રતિપક્ષ તરફથી મજુરોને વધારે સમય મળશે તો તેઓ સમયનો દુરૂપયોગ કરશે એવો વાંધો આગળ કરવામાં આવે છે. (પ્રશિયાના કારખાના પરના એક ઇન્સ્પેક્ટરે હમણાંના રીપોર્ટમાં ગંભીરતાથી એવું પ્રતિપાદન કર્યું છે કે, કામના કલાક ઓછા કરવાથી આપણા તાબાના પ્રાંતમાં દાસીપુત્રોની સંખ્યા વધી છે!) ખરી રીતે સમયનો દુરૂપયોગ થવાની ભીતિ વ્યર્થ છે, કારણ કે હાલની પદ્ધતિથી અઠવાડિયાના છ દિવસમાં રોજ તેર કલાક પ્રત્યેક મજુરને ઘર બહાર રહેવું પડે છે. માત્ર રવિવારે તેમને ફુરસદનો વખત મળે છે. રવિવારે રજા પાળવાનું કાયદાએ ઠરાવેલું છે, પણ કેટલાંક સંસ્થાનમાં રવિવારે પણ મજુરો પાસે કામ કરાવવાની રૂઢી છે.

બીજી રીતે કહીએ તો, કામના કલાક કમી થશે તો એક મજુરના હાથે જેટલું થવું જોઇએ તેટલું કામ થઈ શકશે એમ કોણ કહી શકે? કેટલેક સ્થળે કામના આઠ કલાક કરવા છતાં પણ પુષ્કળ કામ નીકળ્યાનાં ઉદાહરણો છે એ ખરૂં છે, પણ કેવળ વિશેષ વિશ્રાંતિ મેળવવાનો જ આ હીલચાલનો હેતુ હોત તો કારખાનાંવાળાઓ તેની વિરુદ્ધ પડયા નહોત. આ પ્રશ્નનો વિચાર કરતાં ઉપર કહેલા ઉદ્દેશ સિવાય મજુરોનો બીજો એ આશય જણાય છે કે, જોઇએ તેટલું કામ નહિ થાય એટલે વધારે મજુરની જરૂર પડશે, તેથી કામધંધા વગર રખડતા સ્નેહી સંબંધીઓને સહજ રીતે ઉદ્યોગ મળશે!

ઇંગ્લાંડમાં મજુરવર્ગને સરકાર અને મ્યુનિસિપાલિટીઓ તરફથી ઉદ્યોગોની ગ્રોગ્ય દિશા દર્શાવવાના કામમાં જેવી મદદ થાય છે તેવી મદદ જર્મનીમાં થતી નથી. જર્મન સરકારનું આ સંબંધનુ ધોરણ હજુ સુધી તેવું જ છે. મજુરવર્ગ તરફ તે સહાનુભૂતિ ધરાવે છે, પરંતુ તેને ભય છે કે, વીમો ઉતારવાનો અને કારખાનાને અંકુશમાં રાખનારો કાયદો (Factory legislation) પાસ કરવાથી કારખાનાંવાળાઓ પર પ્રથમથી વિશેષ ભાર નંખાયો તો છે, તેમાં વળી વિશેષ વધારો કરવામાં આવશે તો તેઓ સહન કરી શકશે નહિ. કેટલાંક કારખાનાંમાં મજુરોને કરવું પડતું કાર્ય તેમની શક્તિના પ્રમાણમાં ભારે હોય છે તેથી એ ભાર કમી થશે તો ભવિષ્યના મજુરોનું કલ્યાણ થશે એ વિષે સરકારને સંશય નથી. એક જર્મન મુત્સદ્દીએ ઇ. સ. ૧૯૦૫ માં કહ્યું છે કે, "જે રાષ્ટ્ર હષ્ટપુષ્ટ અને કાર્યકુશળ હોય છે તેનું જ ભવિષ્ય

ઉજળું સમજવું. સાધારણ જનસમાજનું શરીરસામર્થ્ય વધારવાનો પ્રયત્ન કરવો તે માતૃભૂમિનું સામર્થ્ય અને કલ્યાણ વધારવા યત્ન કર્યા સમાન છે." આ કહેવું સત્યપૂર્ણ છે; તોપણ તેજ વર્ષે જ્યારે કામનો વખત ઓછો કરવાનો પ્રશ્ન પાર્લામેંટ આગળ ઉપસ્થિત થયો ત્યારે એજ મુત્સદ્દી મજુરોની વિરુદ્ધ બોલવા લાગ્યા. પ્રશિયાનો રાજા અનેક વખત બોલ્યો છે કે, "સરકારની નજર નીચે ચાલતાં કારખાનાં નમુનેદાર હોવાં જોઇએ." પરંતુ એક વખત એવો પ્રસંગ આવ્યો કે, સરકારી કારખાનાંના મજુરોએ પગાર વધારવા વિનંતિ કરી ત્યારે એજ રાજાના મંત્રીએ ઉત્તર આપ્યો કે "આ કાર્યમાં સરકારે અન્ય કારખાનાંના માલીકોથી આગળ પગલું ભરવું યુક્તિસર નથી!" સરકાર જો કે વિશેષ પગાર આપતી નથી તોપણ સામાજીક હિતની દૃષ્ટિએ મજુરોની સ્થિતિ સુધારવા તરફ તેની નજર હોય છે. એટલે તેમને રહેવા માટે હવા વાળાં ઘર બાંધી આપ્યાં છે, પેન્શન આપવાની વ્યવસ્થા કરી છે અને રજાઓની સંખ્યા વધારી છે. આ વ્યવસ્થાથી પગારનો બદલો અન્ય માર્ગે મળે છે એ નિર્વિવાદ છે.

મ્યુનિસિપાલિટીની સ્થિતિ ઉપર પ્રમાણે જ હતી, પરંતુ હવે તેમાં પરિવર્તન થવા લાગ્યું છે. તેનું કારણ એ છે કે, મ્યુનિસિપાલિટીઓમાં હમણાં મજુરોની સંખ્યા વધતી જાય છે. એવી ટાઉન કાઉન્સિલો ઘણી થોડી છે કે, જેમાં લેબરપાર્ટી એટલે સોશિયાલિસ્ટ પાર્ટી નહોય. એ લોકોની સંખ્યા કાઉન્સિલમાં વિશેષ હોતી નથી, પરંતુ થોડા માણસોનો પણ પોકાર ઘણો હોય છે. ગમે તેમ હો, પણ આ સંસ્થાઓમાં તેમનો પ્રવેશ થયો છે ત્યારથી સરકારના દૃષ્ટાંતનું અનુકરણ કરી ઘણી કમિટીઓએ મજુરોનાં સુખસાધન વધાર્યાં છે.

---

## પ્રકરણ ૮ મું.

### ઔદ્યોગિક મંડળોની યોજના.

માલીકો અને મજુરો વચ્ચે કેવા પ્રકારનો સંબંધ છે, એ વિષે અત્યાર સુધી જે વિવેચન કર્યું છે તે ઉપરથી બન્નેના મનમાં એકબીજા વિષે કેવું વેરઝેર રેડાઈ રહ્યું છે તે વાચકોને સ્પષ્ટ સમજાયું હશે. આ વેરઝેર એક નિયત થયેલી વાત (Settled fact) છે એમ માનીને હાલ ચાલવું જોઇએ. યોગ્યાયોગ્યનો વિચાર કરીને કોઇ પણ કાર્ય કરવાનો જર્મન લોકોનો

સામાન્ય સ્વભાવ છે; પરંતુ આ કાર્યમાં તે સ્વભાવ દેખાતો નથી એ આશ્ચર્યકારક છે. વર્તમાન સમયે ઉભયપક્ષમાં જેવો વાદવિવાદ ચાલે છે તેવો જો ચાલુ રહેવાથી એકબીજાની શક્તિની સંપૂર્ણ અજમાયશ થશે. અમને લાગે છે કે, આ પ્રમાણે થયા સિવાય સરકાર કે અન્ય કોઈ વચમાં પડી ઉભયમાં ઐક્ય સાધવાનો પ્રયત્ન કરશે તો તે નિષ્ફળ થશે, એવું ભવિષ્ય ભાખવામાં આવે તો તે ખોટું નહિ પડે. આવા સ્વરૂપનાં યુદ્ધોનો જર્મનીને વિશેષ અનુભવ નથી. ઉભય પક્ષના બળનો પરિચય થવાનો સમય હજુ આવ્યો નથી. સર્વ પરિસ્થિતિ તદ્દન નવી છે. બન્ને જાણે છે કે ઉભયમાં ઐક્ય થતાં પૂર્વે મહા યુદ્ધ થવું જોઇએ; અને બન્નેનો સંકલ્પ છે કે, વાદનો નિર્ણય થતા સુધી ગમે તેટલું નુકશાન સહન કરી લડાઈ ચાલુ રાખવી.

આટલું છે તોપણ, પ્રસ્તુત વાદને શાંત કરવા માટે ભિન્ન ભિન્ન દિશાએ અનેક માર્ગ યોજવામાં આવે છે. ગ્રેટબ્રિટનના સંયુક્ત રાજ્યમાં મુખ્ય ધંધામાં ઉત્પન્ન થતા વાદનો નિર્ણય કરવા માટે લવાદકોર્ટો સ્થાપન થઇ છે. તેમનું કામ ઘણું ઉત્કૃષ્ટ રીતે ચાલે છે. આવાં મંડળ હજુ જર્મનીમાં સ્થાપન થયાં નથી. કોલસાની ખાણોમાં અને કેટલાક વિશેપ પ્રકારના ધંધામાં વર્કર્સમેન કમિટી સ્થાપન કરવાનું ઇંડસ્ટ્રિયલ કોડે ઠરાવ્યું છે. કમિટીના લોકોની નીમણુક કમિટીના મત લઇ કરવાની હોય છે. નીમણુક થઇ કમિટી નિયત થાય છે એટલે મજુરોના હિત અહિતના પ્રશ્નોનો વિચાર તેમની દ્વારા અને સલાહથી થાય છે. મજુરવર્ગની તકરારો ઓછી કરવાનો આ માર્ગ કારખાનાવાળાઓને પસંદ નથી. આ પદ્ધતિથી તેમની સત્તા વિનાકારણ સંકુચિત થાય છે એમ તેમનું કહેવું છે. પોતાનું જે કહેવાનું હોય તે કારખાનાના મેનેજરદ્વારા માલીકના કાન પર નાખવાની જુની પુરાણી પદ્ધતિ છોડી મજુરો પોતાનાં મંડળો સ્થાપે અને તેમના તરફથી પ્રત્યક્ષ માલીકની સામે કેટલાક આગળ આવે, એવી શિષ્ટાચારીનું વર્તન તેમને શામાટે જોઇએ? આવા શબ્દો ઉચ્ચારનારા ઘણા મજુરોના શેઠો છે! તોપણ કેટલાંક સ્થળોએ ઉપર કહેલા પ્રકારની કમિટીઓ બન્ને પક્ષની માન્યતાથી સ્થાપન થઇ છે; અને તેમનું કાર્ય સરળ રીતે ચાલવાથી બેઉને લાભ થયો છે.

ઉભય પક્ષમાં ટંટો શરૂ થયો હોય તેમાં તટસ્થ માણસે તેનો નિકાલ કરવો એવું ઉભયપક્ષથી નક્કી થાય છે તો, તે કામ કરવાને સરકારે સ્થાપેલી ઇંડસ્ટ્રિયલ કોર્ટો તૈયાર હોય છેજ. વીસ હજાર કરતાં વધુ જનસંખ્યાવાળાં શહેરોમાં તે કોર્ટ પહેલાંથી સ્થાપન થયેલી છે. પરંતુ તેથી ઓછી સંખ્યાવાળા શહેરમાં પણ સ્થાપન કરવાથી તેનો ઉપયોગ થશે એમ સરકારને જણાય

તો તેવી વ્યવસ્થા કરવાને કાયદાએ છૂટ રાખી છે. બીજી એક સવડ એ કરી આપી છે કે, બન્ને પક્ષ તરફથી અમુક સહીઓની અરજીઓ આવે તો કોર્ટ ભરવી અને તેમાં બન્ને પક્ષના સરખા પંચ રાખવા. આવી કોર્ટો વિષે જે હકીકત પ્રકટ થઈ છે તે ઉપરથી જણાય છે કે, મજુરો તેનો જોઈએ તેવો ઉપયોગ કરતા નથી અને માલીકો તો ક્વચિત જ કરે છે.

રાઇશટાગમાં ટ્રેડ યુનિયન્સ અને લેબરપાર્ટી પ્રયત્ન કર્યા કરે છે કે, કારખાનાના માલીકો અને કામદારોના એકવિચારથી વર્કમેન્સ કમિટી સ્થાપન થાય છે પણ તે ખાનગી સ્વરૂપની છે માટે ચૅંબર ઑફ કોમર્સ એન્ડ એગ્રિકલચરના જેવી ચૅંબર્સ ઑફ લેબર સરકારે સ્થાપવી. ઉભય પક્ષના સભાસદોની સમાન સંખ્યાવાળી ચૅંબર્સ સ્થાપવા સાર્વભૌમ સરકાર તૈયાર છે. પણ તેમનું કહેવું એવું છે કે તેમાં અડધા સભાસદો માલીકપક્ષના અને અડધા મજુર પક્ષના હોવા જોઈએ. કદાચિત આવી સભાઓ અસ્તિત્વમાં આવશે તો તેમના ગ્રહ અને તેથી પણ ખરાબ કહીએ તો તેમના વિષેની ઉદાસિનતા આડે આવવાથી તેનો જોઈએ તેવો ઉપયોગ થશે નહિ. કામદારોનો આગ્રહ એવો છે કે, આ સભામાં સર્વ સભાસદો અમારા પક્ષના હોવા જોઈએ. કારખાનાંવાળાઓ કહે છે કે મજુરોને સાથે રાખી ન્યાય કરવાનું કામ અમે કરીએ તો ટ્રેડ યુનિયન્સ અમારા ઉપર સ્વાર થયા વિના રહે નહિ. કામદારોની માગણી સંપૂર્ણ રીતે સ્વીકારવામાં આવે તો તે પણ તેટલેથી ક્યાં અટકે તેમ છે? તેઓની ઇચ્છા તેથી પણ આગળ જાય છે. તેમની ઇચ્છા એવી છે કે, તેમના પક્ષનું એક સાર્વભૌમ મંત્રિમંડળ ( Imperial Ministry ) કે ઑફિસ હોવું જોઈએ. હાલમાં મજુરોના પ્રશ્નો તથા અન્ય વિષયોનો નિકાલ ચાલુ વ્યવસ્થા પ્રમાણે મિનિસ્ટ્રી ઑફ ધિ ઇંટીરિયર કરે છે. તેમની આ સત્તા ઓછી કરી તે લેબર મિનિસ્ટ્રીને આપવા સરકાર તત્પર નથી. સરકાર કહે છે કે, મજુરોનો વિષય અન્ય વિષયો સાથે જોડાયેલો હોય છે. આ ગુંથણી છોડી મજુરોનો વિષય અમુક છે, એમ નિશ્ચિત ઠરાવવાનું કાર્ય અતિ કઠિન છે, અને જ્યારે તેમ ઠરાવી શકાય નહિ ત્યારે મજુરો સૂચવે તેવી વ્યવસ્થાથી બીજાં ખાતાંમાં ગુંચવાડો ઉભો થાય. સરકારનું આ કહેવું યોગ્ય છે એમ કોઈને પણ લાગ્યા સિવાય રહેશે નહિ. ઘર બાંધવાના કાર્યમાં સુધારણા, કારખાનાં અને શાળાગૃહોની આરોગ્યાવસ્થા, કારખાનાંની દેખરેખ, વીમાના કાયદા અને એવા જ પ્રકારના બીજા અનેક પ્રશ્નો છે કે, તેમાં મજુરોનો હિતસંબંધ અમુક મર્યાદા સુધી છે એમ નક્કી કરવાનું કાર્ય લગભગ અશક્ય છે.

પરચુરણ ધંધામાં અને વિશેષ કરીને ઇમારતનાં કારખાનાંમાં મજુરી બાબત અમુક મુદતના કરાર કરવાની પદ્ધતિ હમણાં શરૂ કરવામાં આવી છે તેથી ઠરાવેલી મુદતમાં મજુરી સંબંધી વિશેષ તકરારો ઉપસ્થિત થતી નથી. આથી કેટલાક ધંધા માટે અને કંઇક સમય માટે હરકતો દૂર થાય છે; અર્થાત્ તેથી મુખ્ય વાદનો નિર્ણય થતો નથી. આ મુદતના કરારનો લાભ વિશેષ કરીને કામદારોનેજ મળે છે. પગાર નક્કી કરવામાં આવે છે તે ઘણું કરીને ઓછામાં ઓછો કેટલો પગાર હોવો જોઇએ તે ધ્યાનમાં રાખી કરવામાં આવે છે. આથી કનિષ્ટ મર્યાદા કરતાં વિશેષ પગાર માગી શકાતો નથી એમ નથી; પણ ઉલટું માલીક એ મર્યાદાની નીચે જઇ શકતો નથી. પગારના કરાર વિષે માલીકો કહે છે કે, કરાર કરવાથી વાદનું મૂળ નષ્ટ થશે એમ કહી ગોળ ખવડાવ્યો હતો; પણ વ્યવહારમાં તેથી જે અનુભવ થયો છે તે તદ્દન જુદો જ છે. અમને લાગે છે કે, મુદતનો કરાર એ પગારના શિખર પર મજુરોને પહોંચાડવાની સીડી છે. કરાર થોડી મુદતના હોય છે એટલે મુદત પૂર્ણ થતાં નવા કરારના પ્રસંગે પહેલાં શો ઠરાવ કર્યો હતો તે કામદારો જોતા નથી. નવા કરાર પ્રસંગે કામ કરવાના કલાક ઓછા કરવાની અને પગાર વધારવાની માગણી ઉભી જ રહે છે. કારખાનાંવાળાઓને મજુરોની જરૂર તો અવશ્ય હોય છે જ, એટલે દરેક વખતે બન્ને બાબતમાં મજુરોને સંતોષ આપવો પડે છે. આ કરાર એ એક પ્રકારનો લાંબો સ્ક્રૂ છે એમ કહેવું પડે છે. આ સ્ક્રૂની ગતિ મંદ છે અને કેટલીક વખત તો તેની ગતિ જણાતી પણ નથી, કિન્તુ તેનો એક એક આંટો ધીમે ધીમે માર્ગ કરતો જાય છે. ઠીક, આ વ્યવસ્થા સર્વ મજુરોને સમાન હિતકારક છે એમ કહીએ તો તેવું પણ નથી. જે મજુરોમાં વિશેષ કુશળતા હોતી નથી, તેમને માત્ર લાભ થાય છે, પરંતુ જેમનામાં વિશેષ પગાર મેળવવાની ચાલાકી છે તેમને ઉલટી હાનિ પહોંચે છે. આ કરાર એવા હોય છે કે તેનો ભંગ થવાથી થયેલું નુકશાન કોર્ટદ્વારા મેળવવાનું શક્ય નથી હોતું. કારણ કે આવા દાવાઓમાં અનેક ગુંચવણભરેલા કાયદાના પ્રશ્ન ઉપસ્થિત થાય છે, અને ન્યાયાધીશના નિર્ણય વિષે પણ વિશ્વાસ રાખી શકાતો નથી. કેટલાક કહે છે કે મજુરોનો પગાર બાંધી દીધાથી તેઓ કાર્યમાં બેપરવા બને છે. આ તકરાર વ્યર્થ હોય એમ લાગે છે. કેટલાક ધંધામાં તેમ થતું હશે, પણ તે અપવાદ તરીકે. બવેરિયન સરકાર તો આ યત્નને ઉત્તેજન આપે છે અને જ્યાં જ્યાં બને ત્યાં ત્યાં એ યોજના અમલમાં લાવવાની ઇન્સપેક્ટરોને આજ્ઞા કરેલી છે.

કારખાનાવાળાઓને થતા નફામાં મજુરોને ભાગ આપવાની યુક્તિ જર્મનીમાં પ્રિય નથી. ઇમારતનાં કારખાનાંમાં બક્ષિસ ને બોનસ આપવાનો પ્રચાર દેશના ઘણા ભાગમાં છે. કેટલાક લોકો નાતાલના તહેવારોમાં કે નૂતનવર્ષારંભ સમયે ગ્રેચ્યુટી આપે છે; પણ નફામાં ભાગ આપવાને કોઈ તૈયાર હોતો નથી. આના બદલામાં એવો પ્રકાર દૃષ્ટિએ આવે છે કે, મોટાં કારખાનાંમાં મજુર વર્ગ અને તેમનાં સ્ત્રીબાળકોના હિતાર્થે અનેક વ્યવસ્થા કારખાનાવાળો પોતે કરી રાખે છે. આ પૈકી કેટલીક કાયદા પ્રમાણે કરવી પડે છે. પરંતુ તેમની પોતાની ઉદારતાથી આ કાર્યમાં તેઓ કાયદા કરતાં આગળ વધી જાય છે. કોલસા, લોખંડ, પોલાદ, રાસાયનિક દ્રવ્યો અને વણાટકામ જેવાં મોટાં કારખાનાંમાં એવી વ્યવસ્થા વિશેષ પ્રમાણમાં હોય છે. કાયદાથી ઇન્સ્યુરન્સ-વીમા ફંડ રાખવું પડે છે, તે સિવાય પેન્શન અને બેનિફીટફંડ હોય છે. આ ફંડમાંથી મજુરોની સ્ત્રીઓ અને બચ્ચાંને તેમની પશ્ચાત ઉદરનિર્વાહનું સાધન મળે તેવી યોજનાઓ થાય છે. તહેવારોના અને ઉનાળાના દિવસોમાં તેમને માટે ભોજનસમારંભ કરવામાં આવે છે. કેટલાંક મોટાં કારખાનાંના અંગે દારૂ, ધાન્ય વગેરેની દુકાનો, રસોઇખાનું, દુધની દુકાન વગેરે રાખેલાં હોય છે, તેમાંથી ઓછી કિંમતે ખાત્રીનો ખોરાકી પદાર્થ મજુરો મેળવી શકે છે. હાલમાં તેઓને રહેવા યોગ્ય મકાનો કારખાનાંની સાથે જ બાંધવાની યોજના સર્વત્ર શરૂ થઈ છે. આ કાર્ય માટે કારખાનાંવાળાઓને ધનની જરૂર પડે છે તો સરકારમાંથી ઓછા વ્યાજે તેઓ મેળવી શકે છે. કારખાનાની સાથેજ મજુરોને રહેવાનાં સ્થાન મળવાથી ઉભયને લાભ થાય છે. વિશેષ કરીને મોટાં શહેરોથી જ્યાં દૂર કારખાનાં હોય છે ત્યાં આ લાભ વિશેષ સ્પષ્ટતાથી લક્ષમાં આવે છે. મજુરોને સગવડવાળાં ગૃહો મળે છે અને કારખાનાને માણસની હરકત પડતી નથી. આ સવડ ક્ષુલ્લક રૂપમાં નથી. કોલસાની ખાણો જે પ્રાંતોમાં છે તે પ્રાંતોમાં, ઇંગ્લાંડની માફક ખાણમાં કામ કરનારાઓ ખાણના માલીકોએ બંધાવેલાં ઘરોમાં રહે છે. મોટાં શહેરોની બહાર બંધાયલાં ઘરો સર્વ રીતે સગવડવાળાં, મજબુત અને વિશાળ હોય છે અને ચોતરફ ભૂપ્રદેશ રમણિય હોવા ઉપરાંત હવાપાણી નિરોગી હોય છે. શહેરોમાં અન્ય લોકોએ બાંધેલાં હાનિકારક મકાનોનું જે ભાડું આપવું પડે છે તે ભાડા કરતાં આ મકાનોનું ભાડું ઘણું ઓછું હોય છે. કેટલાંક સ્થળોએ મજુરો માટે એવી ઉત્તમ જગાપર ચાલીઓ બાંધેલી હોય છે કે, મધ્યમ સ્થિતિના ગૃહસ્થો પણ આવાં મકાનોમાં રહેવાથી મળતું સુખ ક્વચિત જ અનુભવી શકે છે!

અહીં એટલું તો સ્વીકારવું પડશે કે, પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષ રીતે મજુરો-પર તેમના માલીકો જે ઉપકાર કરે છે તેની જોઇએ તેવી કદર મજુરોને હોતી નથી. હમેશ નહિ તો પણ ઘણા પ્રસંગે આ માટે માલીકોને દોષિત ગણવામાં આવે છે. કંઇક બક્ષિસ આપવામાં આવે છે ત્યારે તેની શરતો ઘણી જ સખત રાખવામાં આવે છે. આ પ્રમાણે થાય છે એટલે બક્ષિસની કિંમત નષ્ટ થાય છે, અને મજુરોને લાગે છે કે બક્ષિસનો હેતુ અમારા કલ્યાણ માટે નથી; ફક્ત તેમના પોતાના હિત માટે જ છે. પેનશન ફંડ અને તેના જેવાં અન્ય ફંડ છે તે માટે મજુરોની ઇચ્છા હોય કે ન હોય તોપણ લવાજમ રૂપે પૈસા લેવાય છે, અને વખત આવે ત્યારે પેનશન આપવુ, કે લવાજમ રૂપે જેટલા પૈસા લીધા હોય તેટલા પણ પાછા આપવા ન આપવા, એ માલીકની ઇચ્છાપર રહે છે. આથી આ સ્થિતિ મજુરોને બીલકુલ પ્રિય નથી. ક્રુપ* નામના પ્રસિદ્ધ કારખાનાના મજુરો

* ક્રુપ નામનું લોખંડનું અને પોલાદી યુદ્ધ સાહિત્યનું કારખાનું જર્મનીની ઉદ્યમપ્રિયતાનું અને વિસ્મયકારક સાહસનું જીવંત ચિત્ર છે. આ કારખાનું પ્રથમ ઇ. સ. ૧૮૧૦ માં પીટર ફ્રેડરિક ક્રુપ નામના મનુષ્યે એસન ગામમાં સ્થાપ્યું હતું. આ ગામ તે વખતે પોતાના ટાપુની બહાર કંઈ વિશેષ પ્રસિદ્ધ નહતું. આરંભમાં કારખાનું તદ્દન નાનું હતું. ઇ. સ. ૧૮૧૧ માં પોલાદ તૈયાર કરવાની એક ભઠ્ઠી બાંધી અને ઈ. સ. ૧૮૧૮ માં કલાગૃહો (Work-shops) તૈયાર થયાં, તથાપિ ક્રુપની કારકીર્દિમાં કારખાનું ઉન્નત અવસ્થામાં આવે એવાં કંઈ ચિહ્ન નહતાં. તેણે પોતાની પાસે જેટલો પૈસો હતો તેટલો સર્વ આ કાર્યમાં વાપર્યો; પરંતુ તેમાં કંઇ ફાયદો નહિ થવાથી તેને ઘણી ચિંતા થવા લાગી અને છેવટે ઇ. સ. ૧૮૨૬ માં એ દુઃખમાં જ તેનો અંત થયો. તેના પુત્ર આલ્ફ્રેડે ધૈર્યપૂર્વક પિતાનું કારખાનું ચાલુ રાખ્યું. આલ્ફ્રેડનો જન્મ એક ઝુંપડામાં થયો હતો અને તેની બાલ્યાવસ્થા વિપત્તિમાં ગઇ હતી. આ ઝુંપડું આલ્ફ્રેડના સ્મારક તરીકે હજુ રાખવામાં આવેલું છે. આલ્ફ્રેડે પોતાની કુશળતાથી પિતાના કારખાનાને ઉત્તમ સ્થિતિમાં પ્રસિદ્ધિમાં લાવી મૂક્યું. ત્યાં તૈયાર થયેલી બંદુકો અને તોપો પરદેશમાં ઘણી જવા લાગી. આલ્ફ્રેડના પછી કારખાનાની ઉન્નતિ ઘણા થોડા સમયમાં થઇ. હાલનો માલીક ફ્રેડરિક ક્રુપ છે. તે ચાલીસ લાખ ડૉલર જેટલો દરવર્ષે આવકવેરો ભરે છે! સર્વ જગત્‌માં એના જેવું પ્રચંડ કારખાનું કોઈ પણ સ્થળે નથી. એ કારખાના પર કયસર ઘણો ખુશ રહે છે. તેના માલીકને અનેક વખત સરદારની પદવી આપવાનો પ્રયત્ન કર્યો, પણ તેણે તે સ્વીકારી નહિ. કયસર કેટલીક વખત મહેમાન તરીકે ફ્રેડરિકને ત્યાં જાય છે અને કારખાનાનું કામ જાતે જુએ છે. વર્તમાન સમયના લીજ અને નામુરના કિલ્લા સામે જે ૧૭ ઇંચી હોવિટ્‌ઝર તોપો ગોઠવવામાં આવી હતી તે આ કારખાનામાં બનેલી હતી.

પાસેથી પેનશન ફંડ માટે ફરજીઆત કપાત થાય છે; પરંતુ પેનશન આપ-વાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે ત્યારે માલીકની ઇચ્છા એ જ ન્યાય ગણાય છે. આ કારખાનામાંનો કોઇ માણસ નોકરી છોડી જાય તો તેની થયેલી કપાત તેને પાછી નહિ આપવાનો નિયમ હતો. આ ક્રમ આ કારખાનામાં કેટલાંક વર્ષ પહેલાં ચાલતો હતો. થોડાં વર્ષ પૂર્વે એક વખત એવો પ્રસંગ આવ્યો કે, એક મજુરે કારખાનાના માલીક પર દિવાનીમાં દાવો કર્યો. તે દાવાનો નિર્ણય વાદી (મજુર)ના લાભમાં થયો. આવા સ્વરૂપના દાવાના ચુકાદા પર અપીલ કરવાનો માર્ગ કાયદાએ ખુલ્લો રાખ્યો નથી. આથી વાદ–તકરારનો સંભવ રહે છે જ. આ સ્થિતિ દૂર કરવી હોય તો ફરજીઆત ફંડના હાલમાં જે કાયદા પ્રચારમાં છે તેમાં જરૂરી સુધારો કરવો જોઇએ. દિવાની કોર્ટમાં પ્રસ્તુત નિયમ પ્રમાણે બે વર્ષની રકમ પાછી મળે છે, તે પહેલાંની મળતી નથી; તોપણ પોતાના વર્ગ પૈકીના એક માણસને જય મળેલો જોઇ અનેક મજુ-રોએ તેમના પર દાવા કરી બે વર્ષની રકમો પાછી લીધી. પેનશન, પ્રીમિ-યમ્સ વગેરે સર્વ પ્રકારની ગ્રેચ્યુટી–એટલે માલીકના વચનાનુસાર ભવિષ્યમાં મળનારી રકમ–સંબંધીની વ્યવસ્થા ઉપર કહ્યું તે કરતાં પણ અસંતોષ આ-પનારી છે. આ ગ્રેચ્યુટી બાબતમાં દાખલ કરેલી શરતો એટલી અનિશ્ચિત અને વિલક્ષણ છે કે પૂર્ણ ભાગ્યશાળી માણસ જ તેનો લાભ મેળવી શકે છે. આ રકમ માગવાનો કોઇને પણ હક્ક નથી એ એક મુખ્ય નિયમ છે! એટલે તે આપવી કે નહિ તે માલિકોની મરજી ઉપર રહે છે. આવા કારણથી ગમે તેટલાં વર્ષ મજુર પોતાના કાર્યમાં નિયમિત અને વફાદાર રહ્યો હોય છતાં કોઈ વખત અજાણતાં પણ કંઈ ભૂલ થઈ જાય છે તો તે પોતાને મળનારી રકમનો હક્ક ગુમાવે છે!

કારખાનાની નજીકનાં ઘરોમાં ભાડે રહેવાથી પણ મજુરોને અનેક પ્રકારની હરકતો નડે છે. આ ઘરોમાં રહેવાથી તેમની સ્વતંત્રતા ઓછી થાય છે, અને માલીક અને મજુરના પરસ્પર હકનો વાદ ઉપસ્થિત થાય છે તો સમાનતાથી તે સંબંધમાં બોલવાનો રસ્તો મજુરોને રહેતો નથી. આવા કારણથી મજુરોએ કારખાનાવાળાનાં બંધાવેલાં મકાનમાં રહેવું નહિ એવો ટ્રેડ યુનિયન્સ ઉપદેશ કરે છે. ભાડાના કરાર જો કે કઠિન નથી હોતા તો પણ ત્રાસ આપનારા હોય છે. તેમાં મુખ્ય એ છે કે જ્યાં સુધી તે મજુરી-પર હોય ત્યાં સુધી જ તે ઘરમાં રહી શકે છે. મજુરી છોડતાની સાથે જ ઘર પણ છોડવું જોઇએ; કેટલાક દિવસ અગાઉ નોટીસ આપવી એવું કાયદાએ ઠરાવ્યું નથી. એકદમ ઘર છોડવાનો પ્રસંગ આવે તો તે બિચારા

કુટુંબ પરિવારને લઈ કોના દ્વાર આગળ જઈ ઉભા રહે? આ સ્થિતિ અત્યંત દુષિત છે. ચોતરફ આ વિષે જોસભેર ચર્ચા થવા લાગી છે. તોપણ આ વિષય સંબંધી એકાદ વ્યાપક સિદ્ધાન્ત ઠરાવવાથી અન્યાય થાય તેમ છે. મોટાં કારખાનાંવાળાઓ અને તેમાં પણ જેમનાં કારખાનાં સ્થાપન થયે આજે અનેક વર્ષ થઈ ગયાં છે તેવા લોકોના અંતઃકરણમાં કામદારોનું કલ્યાણ કરવાની બુદ્ધિ જાગ્રત છે; અને તે પ્રમાણે કાયદાએ નહિ ઠરાવેલી એવી જે યોજનાઓ તેમણે કરી છે તે દોષિત નથી હોતી. વીમાનો કાયદો સરકારે હમણાં કર્યો છે, પરંતુ મજુરો પર આવતી વિપત્તિનો ભાર હલકો કરવાની વ્યવસ્થા મોટા નામથી પ્રસિદ્ધ થયેલી ઘણી કંપનીઓએ પ્રથમથી કરી રાખી હતી. એમાં તેમની પરોપકારવૃત્તિ અને મજુરો વિષે રહેલી પ્રીતિ જણાઈ આવે છે; એટલું જ નહિ પણ સરકાર કરતાં અધિક દૂરદષ્ટિ તેમનામાં છે, એવું પણ સિદ્ધ થાય છે. કાયદાએ ઠરાવેલા ફંડ સાથે એમનાં પોતાનાં માંદગીનાં અને પેનશનનાં ફંડ ચાલુ હોય છે. કોઇ મજુર માંદગીમાં પડે, હાથ પગ ભાગે, વૃદ્ધ થાય અગર કામ કરવાને અશક્ત થાય, ત્યારે કાયદાએ સ્થાપેલા ફંડનો જે લાભ તેને મળે છે, તે સિવાય માલીકે પરોપકાર બુદ્ધિથી સ્થાપેલા ફંડનો પણ લાભ મળે છે. આ નિયમ અતિ સંતોષકારક છે.

બવેરિયન સરકારની એવી કીર્તિ છે કે, તે મજુરો વિષે જેટલી કાળજી ધરાવે છે, તેટલી અન્ય કોઇ પણ સરકાર રાખતી નથી. પોતાના સંસ્થાનના કારખાનાંવાળાઓએ મજુરોના હિતાર્થે કઈ સંસ્થાઓ સ્થાપી છે, અને તેમના તરફથી મજુરોના પ્રતિજ્ઞાપત્ર કેવી રીતે લેવામાં આવે છે, એ વિષે એક રીપોર્ટ હમણાં જ તેણે છાપી પ્રસિદ્ધ કર્યો છે. આ કાર્ય વિષે પ્રથમ ઈ. સ. ૧૮૭૪ માં સરકારે તપાસ ચલાવી હતી. પ્રસ્તુત રીપોર્ટમાં પ્રસિદ્ધ થયેલી હકીકત તે સાલ પછીનાં અનેક વર્ષોની મેળવેલી છે. આ હકીકત પરથી સરકારે સ્પષ્ટ રીતે પોતાનો એવો અભિપ્રાય આપ્યો છે કે, મજુરોનું હિત સધાય એવી ઘણાં કારખાનાંવાળાઓની અંતઃકરણપૂર્વક ઇચ્છા છે; અને તે પ્રમાણે ૧૮૭૪ની સાલ પછીના સમયમાં મજુરોની ગૃહસ્થિતિમાં સારો સુધારો થયો છે. તોપણ આ વખત દરમિયાન એક મહત્વનું પરિવર્તન થએલું તેમને જણાય છે. ત્રીસ વર્ષ પૂર્વે સંપનું નામ પણ કોઇ જાણતું નહતું, પરંતુ હવે પછી તેનું પ્રબળ નહિ વધે એમ નિશ્ચિત થઇ શકતું નથી. પૂર્વના મજુરોમાં જે કૃતજ્ઞ બુદ્ધિ હતી તે હાલના મજુરોમાં નથી, તેથી કરેલા ઉપકારની કિંમત રહેતી નથી; એવી તકરાર હમણાં પુષ્કળ કારખાનાંવાળાઓ કરે છે, એવું સરકારની દષ્ટિએ આવે છે.

મજુરોની મનોવૃત્તિમાં આવું પરિવર્તન કેમ થયું, તેની મિમાંસા ભિન્ન ભિન્ન માર્ગે થઇ શકે તેમ છે. ઉપકારકર્તાને જે વર્તન નીચતાયુક્ત લાગે છે તે ઉપકાર સ્વીકારનારને લાગતું નથી. મજુરો કહે છે, "અમારામાં કૃતજ્ઞબુદ્ધિ નથી એમ નથી, પરંતુ અમોને અધિક સ્વતંત્રતા જોઇએ છે. અમે સ્વાવલંબનનો અનુભવ લઇ શકીએ અને અમારો તિરસ્કાર થાય નહિ તે માટે અમે આ સર્વ પ્રયત્ન કરીએ છીએ. કારખાનાંવાળાઓ ઉપર જ સંપૂર્ણ આધાર રાખી પડી રહેવું તે કાળને દુર્ગમન કરવા જેવું છે. અમારા ઉપર જો તમારે ઉપકાર કરવો હોય તો અમારો પગાર વધારો. અમારે ખરચ કેટલો કરવો તે અમે નક્કી કરીશું. જો અમારો પગાર વધારવાની માલીકોની ઉદાર બુદ્ધિ જગતની દૃષ્ટિએ આવશે તો અમારામાં અકૃતજ્ઞતાનું દર્શન પણ તમને નહિ થાય."

---

## પ્રકરણ ૯ મું.

---

### મજુરવર્ગ તથા તેમના આચારવિચાર.

તા. ૬-૨-૧૯૦૬ ના દિવસે જર્મનીની સાર્વભૌમ પાર્લામેંટમાં એક પ્રસિદ્ધ મુત્સદ્દીએ નીચેના શબ્દોમાં પોતાના દેશના મજુરોની સ્તુતિ કરી હતી: "જર્મનીમાં આજે ઉદ્યોગધંધો જેટલો વિસ્તાર પામ્યો છે, તેટલો અન્ય કોઇ પણ દેશમાં તેટલા સમયમાં પામ્યો નથી, તેનું મુખ્ય કારણ આપણા મજુરોની કર્તવ્યપરાયણતા છે." આ સ્તુતિને જર્મન મજુર સર્વ રીતે પાત્ર છે એ ખરૂં છે; પણ કહેવું જોઇએ કે એ ઉદ્દગાર કાઢનારો મુત્સદ્દી ઉદાર અંતઃકરણવાળો હોવો જોઇએ. કામધંધાને અને મનુષ્યને આવશ્યક એવા શ્રેષ્ટ પ્રતિના ગુણ જર્મન મજુરોમાં રહેલા છે, અને તેમના હાથે થતું કાર્ય એજ તેમની કર્તૃત્વશક્તિનું ખરૂં સ્વરૂપ છે. ઇ. સ. ૧૮૭૬ માં એક જર્મન પ્રોફેસરે કહ્યું હતું કે અમારા દેશનો માલ સસ્તો હોય છે પણ હલકા પ્રકારનો હોય છે. આ સ્થિતિ આજે બદલાઇ ગઈ છે. અન્ય દેશોના પ્રમાણમાં ત્યાંનો માલ સસ્તો છે અને હલકી જાતનો માલ પણ અદ્યાપિ જોઇએ તેટલો બને છે, પરંતુ તેની સાથે ઉત્કૃષ્ટ નમુનાનો માલ પણ તૈયાર થવા લાગ્યો છે. આનું માન ઉક્ત મુત્સદ્દીના મત પ્રમાણે મજુરોને ઘટે છે.

જર્મન મજુરોની ઇંગ્લિશ મજુરો સાથે તુલના કરી જોવાનો મોહ આપણને થાય એ સ્વાભાવિક છે. આવી તુલના કરી જોતાં બંનેમાં પહેલો

ફરક એ જણાય છે કે, જર્મન મજુરમાં સ્વતંત્ર રહીને કામ કરવાની શક્તિ નથી હોતી. વારંવાર તેમને માર્ગદર્શકની જરૂર પડે છે. તેમના સ્વભાવનો આ ધર્મ ઘણું કરીને એ કારણથી ઉત્પન્ન થાય છે કે, જર્મનો અને તેમાં પણ ઉત્તર ભાગના જર્મનોને સર્વ જીવન લોકોની દૃષ્ટિ નીચે અને આજ્ઞારૂપ વ્યતિત કરવું પડે છે. આ કારણથી કોઈ પણ કાર્ય જાતે ચલાવવાની શક્તિ તેમનામાંથી નષ્ટ થાય છે; અને તેમની એવી દૃઢ શ્રદ્ધા થતી જાય છે કે, માર્ગદર્શક ન હોય તો જીવનક્રમ સરલતાથી ચાલી શકે નહિ. જે કારખાનામાં જર્મનો અને ઇંગ્રેજો સાથે કામ કરે છે તે કારખાનાના માલીકો હમેશ કહે છે કે, જર્મન કામદારોમાં સ્વાવલંબન અને આત્મવિશ્વાસ જેવા ગુણોનો અભાવ છે. કુદરતી અને કૃત્રિમ—અભ્યાસથી ઉપસ્થિત થતી ગ્રહણ-શક્તિમાં જે સ્પષ્ટ ભિન્નતા હોય છે તે જ ઇંગ્રેજ અને જર્મનમાં છે. બન્ને પોતાનો મુખ્ય અભ્યાસ અનુભવની શાળામાં કરે છે; પરંતુ તેમની કર્તૃત્વશક્તિ અને યોગ્યતામાં અન્ય સાધનોનો જે વધારો થાય છે તે જર્મન કામદારોમાં ધંધાશિક્ષણથી થાય છે; ત્યારે ઇંગ્રેજ કામદારોમાં જન્મની વ્યવહારકુશળતાથી અને સારાસાર વિચારપૂર્વક થાય છે. પુસ્તકી જ્ઞાન—મંત્ર અને વ્યવહારિક જ્ઞાન—તંત્ર એ બેમાં જે ભેદ આપણે પૂર્વેથી માનતા આવ્યા છીએ તે આ બન્નેમાં આપણને જણાય છે. મંત્રપાઠનું જેટલું જ્ઞાન મેળ-વવાનું શક્ય હોય છે તેટલું જર્મનો પાસે હોય છે; પરંતુ તેથી આગળ જવાનો વિચાર તેમનાથી થઇ શકતો નથી; અને તંત્ર સાધવા માટે પ્રસંગ-વશાત મંત્રને બાજુએ રાખવો પડે છે, તે પણ તેમના ધ્યાનમાં પૂર્ણરીતે આવતું નથી. ઇંગ્રેજ મજુરો પુસ્તકી વિદ્યાનું મહત્વ વિશેષ સમજતા જશે તો ઠીક થશે. પરંતુ તેમન માલીકોજ તેમને શીખવે છે કે એવા પ્રકારનું જ્ઞાન જેટલું તિરસ્કારને પાત્ર છે તેટલું બીજું કોઇ નથી. આ વાત આપણે ધ્યાનમાં લઈએ છીએ તો, તેઓ હાલ જે કાર્ય કરે છે અને અન્યનું કંઈ ચાલવા દેતા નથી તે વિષે આશ્ચર્ય થયા સિવાય રહેતું નથી. ઇંગ્લિશ કામદારમાં પ્રથમથી વ્યવહારજ્ઞાન જોઇએ તેટલું છે. તેમાં જો પુસ્તકીજ્ઞાનનું ડહાપણ વધારવામાં આવે તો તેમની હરિફાઇ દુનિઆમાં કોઇ કરી શકે નહિ.

જર્મન કામદાર જો કે પરાવલંબી હોય તોપણ તે મહેનતુ અને કષ્ટ સહન કરવાવાળા હોય છે. તેમનામાં ચપળતા કે ચાલાકી નથી, તોપણ સારાં હથીયાર, સાહિત્ય અને જોઈતો સમય જો આપવામાં આવે છે તો તેમના હાથે જે કામ થાય છે તે બીજાના પ્રમાણમાં ઘણું સારૂં હોય છે. સોશિ-યાલિઝમ તત્વની પ્રગતિ તથા જનસમાજપર તેણે કરેલી અસર જોઇ જેમની

કલ્પનાશક્તિ કબજામાં રહી શકતી નથી, અને ચોતરફથી પાછળ પગલું ભરવું જોઇએ એમ જેમને લાગે છે, તેવા લોકોએ જર્મન મજુરોનો આપેલો ચિતાર બહુ અસત્ય છે. આ ચિતાર જોઈ આપણને બેશક એમ લાગે છે કે, જર્મન કામદારોની નૈતિક સમતોલતા નષ્ટ થઈ છે. આચારનાં નિશ્ચિંત તત્વો વિષે તેમને કંઈ જ્ઞાન નથી અને તેમના જીવનરૂપ કારખાનાંને અધોગતિએ પહોંચાડવાનો તેમણે સંકલ્પ કર્યો છે! આ ચિત્ર વસ્તુસ્થિતિના દર્પણરૂપ છે, એમ કહીએ છીએ તો સોશિયાલિઝમની પ્રગતિના કાળમાં જ સાંપત્તિક પ્રગતિ કેમ થઈ એવો પ્રશ્ન ઉદ્ભવે છે.

દરેક મોટા શહેરમાં દષ્ટિએ પડતાં સુંદર મકાનો, ઔદ્યોગિક કળાકૌશલ્યનાં પ્રદર્શનો, મોટી દુકાનોમાં વિવિધ વસ્તુઓથી ભરાયલાં કબાટો, વગેરે જોઈએ છીએ તો નિશ્ચય થાય છે કે, કામદારોમાં હાલમાં કૌશલ્ય પ્રમાણ વધારે છે, અને સાધારણ બાબતોમાં પણ તેઓ વિશેષ લક્ષ આપી કામ કરે છે. માલીકો અને મજુરોનો એકબીજા સાથેનો સંબંધ અન્યોન્ય ત્રાસદાયક હશે, પરંતુ એ વાત તો નિશ્ચિત છે કે, પાંત્રીસ વર્ષ પૂર્વે ઔદ્યોગિક સુધારાનો બન્નેએ જે પાયો નાખ્યો છે તે ઘણો ઉંડો અને મજબત છે. તેના ઉપર જે ભવ્ય મકાન ઉભું કરવામાં આવ્યું છે તે આરંભના ઉદ્યોગને શોભાવે તેવું છે, એ વિષે શંકા નથી.

જર્મનીનાં વ્યાપાર ધંધાવાળાં શહેરો જોવા જનાર ઇંગ્રેજ રસ્તામાં ચાલતાં કારખાનામાં કામ કરનારાં મજુરોને જુએ છે તો તેમની વ્યવસ્થા, પદ્ધતિ અને યોગ્ય વર્તન જોઈ આશ્ચર્ય પામ્યા સિવાય રહેતો નથી. તેને એજ વિચાર થાય છે કે, ઇંગ્લાંડના મજુરોનો દેખાવ આવો કેમ જણાતો નથી? વિચાર કરતાં તેને જણાય છે કે, જર્મન મજુરોને તેમની રહેવાની પદ્ધતિના પ્રમાણમાં સારો પગાર મળે છે અને તેમને રહેવાનાં સ્થાન સારાં હોય છે. આ બે કારણો તેની નજર આગળ ખડાં થાય છે. આ બે કારણથીજ જર્મનોમાં ઉપર કહેલા ગુણ આવે છે એ કાર્ય–કારણ–ભાવ કોઇને જણાતો નથી. ત્યારે એ કઇ કૃતિ કે વૃત્તિનું પરિણામ હશે? શાળામાં મળતા સખત શિક્ષણનું તો એ પરિણામ નહિ હોય? ઉદ્યોગધંધામાં પ્રવેશ કરતા જર્મનોને બાલ્યાવસ્થાથી જ શરીર અને કપડાં સ્વચ્છ રાખવાનું તથા જનસમાજમાં અન્ય સન્મૂખ દક્ષતાથી તથા મર્યાદાપૂર્વક વર્તન રાખવાનું શિક્ષણ મળતું નહિ હોય? આ ગુણ વિદ્યાર્થીઓમાં ઉત્પન્ન થાય તે માટે શાળાઓનાં શિક્ષકો વિશેષ દક્ષતા રાખે છે એ ખરૂં છે; તોપણ શાળામાં જનાર

ઘણા છોકરા ઉઘાડે પગે માટીમાં અને કાદવમાં કુદતા અન્ય શહેરોમાં જણાય છે તેમ જર્મનીમાં પણ દેખાય છે.

એટલું ખરૂં છે કે જર્મન મજુરનો છોકરો સાધારણ રીતે મર્યાદશીલ હોય છે અને તેનામાં ઉચ્છૃંખલતા ઓછી હોય છે. જર્મન કન્યાઓ પણ તેવી જ રીતે વિનયશીલ હોય છે. ઇંગ્લંડમાં મજુર વર્ગના છોકરાછોકરીઓમાં આ ગુણ ઓછા પ્રમાણમાં હોય છે. જર્મનીમાં એક પ્રાચીન કહેવત છે કે "બાળકપર નજર રાખવી પણ તેના દુરાગ્રહને સંતોષવો નહિ." આ કહેવત હમેશ શાળામાં પ્રચારમાં લાવવામાં આવે છે; અને ઉપર કહેલું પરિણામ તેનું હોવું જોઈએ. કુમારાવસ્થા અને તરૂણાવસ્થા વચ્ચેનો જે કાળ જાય છે તે કાળમાં શાળામાં પ્રાપ્ત કરેલા હિતકારી શિક્ષણ પૈકી ઘણો ભાગ વિસારે પડવાનો સંભવ હોય છે. આ દરમિયાનના કાળમાં છોકરાને પુરુષ બનાવવાની જર્મનકૃતિ અને ઇંગ્લિશ કૃતિમાં ફેર છે. પ્રાથમિકશાળામાં વિદ્યાર્થીના મનપર જે સંસ્કાર થયા હોય તે બળવાન થઈ ચિરકાળ રહે તે માટે કુમારાવસ્થા અને તરૂણાવસ્થા વચ્ચેના ખરા સમયમાં જર્મનીમાં બે પ્રકારનું શિક્ષણ આપવામાં આવે છે. ઇંગ્લાંડમાં ખાસ કરીને તેમ થતું નથી.

પહેલું શિક્ષણ એ છે કે, પ્રાથમિક શાળાનું શિક્ષણ પૂર્ણ થતાં જ વિદ્યાર્થીને કન્ટિન્યુએશન શાળામાં જવું પડે છે, અને બીજા પ્રકારનું એ કે તેને લશ્કરમાં નોકરી કરવી પડે છે. પ્રાથમિક શાળામાંથી વિદ્યાર્થી ઉપરની શાળામાં જાય છે તેથી સ્વાભાવિક રીતે તેના મનનો વિકાસ થયાં કરે છે, તેના વર્તનપર બીજાની નજર રહે છે અને અનુચિત માર્ગે જવાનો ભય રહેતો નથી. લશ્કરી શિક્ષણ મળવાથી તેના શરીરમાં વ્યવસ્થિતપણું આવે છે. જર્મનીમાં પ્રત્યેક સુદૃઢ શરીરવાળા તરૂણને બે વર્ષ સૈન્યમાં રહી લશ્કરી શિક્ષણ મેળવવું પડે છે. રાષ્ટ્રના રક્ષણ માટે પ્રત્યેક મનુષ્યને લશ્કરી શિક્ષણ આવશ્યક અને હિતકારક છે કે નહિ, એ પ્રશ્નનો અહીં વિચાર કરવાનો નથી. આપણે જોવાનું એટલું જ છે કે, લશ્કરમાં રહેવાથી મજુરોમાં કંઈ સારા ગુણ સ્થાન મેળવે છે કે નહિ ? આ બાબતમાં કોઈનો ભિન્ન મત હોય એમ અમે ધારતા નથી. લશ્કરી શિક્ષણથી મનુષ્યનું વર્તન પદ્ધતિયુક્ત બને છે અને એક માણસના હાથ નીચે રહી અન્ય લોકો સાથે કામ કરવાની ટેવ પડે છે. લશ્કરી શિક્ષણ પ્રાપ્ત કરી એકાદ માણસ કારખાનામાં નોકરી સ્વીકારે છે, તો ત્યાંની નવીન પ્રકારની યંત્રસામગ્રી જોઈ તે ગુંચવાતો નથી. તેની બુદ્ધિ સંસ્કાર પામેલી હોવાથી નવીન પરિસ્થિતિમાં તે તરત જ ભળી જાય છે.

લશ્કરી શિક્ષણથી મજુરોની નૈતિક અને શારીરિક ઉન્નતિ લશ્કરીખાતા દ્વારા થાય છે, ત્યારે બીજી બાજુ કારખાનામાં પણ શારીરિક સ્વચ્છતા રાખવાની વ્યવસ્થા કરેલી હોય છે. કાયદાથીજ ઠર્યું છે કે પ્રત્યેક કારખાનાને અંગે સ્નાનગૃહ અને હાથ, પગ વગેરે સ્વચ્છ કરવાની વ્યવસ્થા રાખવી. આ સ્નાનગૃહમાં ગરમ કે ઠંડું, જેને જેવું જોઈએ તેવું પાણી મળી શકે છે. કેટલેક ઠેકાણે "તુષારસ્નાન"ની પણ ગોઠવણ કરેલી હોય છે. આ કારણથી જર્મન કારખાનામાંથી બહાર નીકળતો મજુર મલીન કે અસ્વચ્છ કદી જણાતો નથી. કપડાં માટે પણ એવી જ પદ્ધતિ છે. કારખાનામાં આવતાની સાથે પ્રથમનાં કપડાં ઉતારી, ત્યાંનાં કપડાં પહેરી લે છે. આ કપડાં રાખવા માટે તેમને કબાટ અને પેટીઓ આપેલી હોય છે. કારખાનામાંથી જો કોઈ મજુર સ્નાન કર્યા સિવાય કે કામ વખતે પહેરલાં કપડાં સહિત બહાર જતો જણાય તો તરત જ મુકાદમ તેને પાછો બોલાવી સ્નાન કરવાની ફરજ પાડી કપડાં બદલાવી નાખે છે. પછીજ તેને બહાર જવા દે છે. સ્વચ્છતાના કામમાં આટલે સુધી કાળજી રાખવામાં આવે છે. અત્યારસુધી કહેલાં સર્વ કારણો, એટલે શાળાનું શિક્ષણ, લશ્કરની કવાયત, સ્વચ્છ અને વ્યવસ્થિત આચાર વગેરેને મળતું ઉત્તેજન લક્ષમાં લઈએ છીએ તો જર્મન મજુર ચાલવામાં, કામ કરવામાં અને દેખાવમાં સારો જણાય છે, તેમાં આશ્ચર્ય જેવું કંઈ જણાતું નથી. આ સ્થિતિ સમાજસ્થિતિને લીધે પ્રાપ્ત થતી નથી પણ શિક્ષણથી મળે છે તે લક્ષમાં રાખવું જોઈએ.

વ્યવસ્થિત રીતે અને કરકસરથી ગૃહસંસાર ચલાવવામાં મજુરને તેની પત્ની સહાયરૂપ હોય છે. આ નિયમમાં કેટલાક અપવાદ છે, પણ સામાન્ય રીતે સ્ત્રીઓ ગૃહિણીપદને યોગ્ય હોય છે. પતિના પગારની વ્યવસ્થા તેજ કરે છે. તે થોડા ખર્ચમાં સારા પદાર્થ બનાવી પતિને ભોજન કરાવે છે, પૈસાનો હિસાબ રાખે છે, ભાડું આપવાનું તથા કર ભરવાનું કામ તે કરે છે. ટુંકામાં તે પતિના નાના ખજાનાની માલીક હોય છે; અને પોતે શ્રમ કરી તે ખજાનામાં વધારો પણ કરે છે. આપણે ત્યાં સાધુસંતોના વચનમાં વ્યવહાર અને તત્વજ્ઞાન ભરેલું હોય છે તેથી તેમની શિક્ષાપત્રીઓ મોટા અક્ષરથી કાગળપર લખી તે કાગળો દિવાલપર ચોંટાડીએ છીએ, તેવી રીતે જર્મનીમાં પણ આવી તરેહની સાધુસંતોની શિક્ષાપત્રીઓ પુષ્કળ હોય છે અને ઉપર પ્રમાણે તેનો ઉપયોગ થાય છે. મજુરોનાં ગૃહોની દિવાલો, ટેબલક્લોથ અને બારીઓએ રહેતા પડદાપર એવી શિક્ષાપત્રીઓ સ્થળે સ્થળે નજરે પડે છે.

જર્મન મજુરોને એશઆરામ પ્રિય છે, પણ તેમાં તેઓ નિયમિત રહે છે. તેમનો એશઆરામ માત્ર ભોજનમાં છે. અઠવાડિઆમાં છ દિવસ રોજ નવ દશ અને કદી કદી અગીયાર કલાક તેમને કામ કરવું પડે છે. રવિવાર સિવાય તેમને બીજી રજા મળતી નથી તેથી રવિવારનો દિવસ તેઓ આનંદમાં વ્યતિત કરે છે. તે દિવસે મજુરવર્ગ દેવળમાં દૃષ્ટિએ પડતો નથી. તેઓ ઉનાળાના દિવસમાં કોઈ બાગ કે જંગલમાં અને અન્ય ઋતુઓમાં હૉટેલોમાં નજરે પડે છે. મોટાં શહેરોમાં આ બન્ને પ્રકારની અનુકૂળતાઓ પુષ્કળ હોય છે. મધ્યમ સ્થિતિના મનુષ્યો પોતાના કુટુંબ પરિવાર સાથે જેમ વનભોજનાર્થે જાય છે તેમ આ લોકો પણ જાય છે. સદા સર્વદા શ્રમમાં જ રહેવાથી જેમના હાથે આંટણ પડી ગયેલાં હોય છે એવા મુખ્ય માણસોને રવિવારે પોતાના કુટુંબ સાથે આનંદમાં સમય વ્યતિત કરતા જોઇ કયા માણસને આનંદ ન ઉપજે? આ પ્રકાર જોઈ એમ લાગે છે કે, જો કે જર્મનીમાં કુટુંબનાં માણસોનું પરસ્પર બંધન શિથિલ કરનારાં અનેક કારણ અસ્તિત્વ-માં આવ્યાં છે, તોપણ જર્મન મજુરોના ગૃહસુખમાં હજુ અંતરાય આવ્યો નથી. જર્મન મજુરોના આનંદ મેળવવાના જે અનેક માર્ગ છે તેમાં એક એ માર્ગ પણ છે કે, કંઇ કામ ન કરતાં સ્વસ્થ બેસી રહેવું. સ્વસ્થ બેસી રહીને આનંદ કેમ મેળવી શકાય તેની કલ્પના અસ્થિર સ્વભાવના ઇંગ્લીશ મજુરો કરી શકે તેમ નથી. જર્મન મજુર મ્હોંમાં ચિરૂટ રાખી શૂન્ય આકાશ તરફ દૃષ્ટિ રાખી કલાકના કલાક સુધી એકાદ બાંકડા પર કે ઘાસવાળા ભાગમાં બેસી આનંદ મેળવી શકે છે. ઇંગ્લિશ મજુરથી તેમ થઇ શકે તેમ નથી. કેટલાક કહેશે કે જર્મન મજુર સ્વભાવે એવા હોય છે કે મોઢામાં માંખો પેસી જાય ત્યાં સુધી તેને કંઇ લાગતું નથી. પરંતુ આ કહેવું અમને યોગ્ય લાગતું નથી. ઉલટો અમારો મત તો એવો થાય છે કે, આ વાત પરથી જર્મન સ્વભાવની સાદાઇ, યથાશક્તિ સુખની અપેક્ષા અને અલ્પ સંતોષપણું જગતની દૃષ્ટિ આગળ આવે છે.

મોટાં શહેરોમાં અમુક સમયે અને ઘણું કરી દર રવિવારે બપોરે શરતો થાય છે; પરંતુ મજુરો આ શરતોની જાળમાં પડતા નથી તેથી એ-મના આનંદગૃહમાં જુગાર કે સટ્ટાની મોહિની જાળ દૃષ્ટિએ આવતી નથી; તોપણ તેમના દેશમાં સોરટીઓ ઘણી છે. આ સોરટીની ટીકીટો લઇ પોતાનું ભાગ્ય અજમાવી જોવાનો મોહ તેઓ છોડી શકતા નથી. માત્ર મજુરો જ નહિ પણ તેમનાં બાળ બચ્ચાં પણ આ સોરટીના શોખમાં પડી અશ્રાંત પરિશ્રમ કરી મેળવેલા ધનનો વ્યર્થ વ્યય કરે છે. સોશિયાલિસ્ટ

પત્રોમાં સોરટીના સમાચારો ખીચોખીચ ભરાયલા હોય છે. આ જ પત્રો મજુરોના હાથમાં આવે છે, એટલે તે પરથી સોરટીવાળાના આશ્રયદાતાઓ મજુરવર્ગમાં ઘણા હોય છે, એવું અનુમાન કરવામાં આવે તો તે ખોટું નહિ પડે.

મજુરો પોતાની આવકના પ્રમાણમાં સુખે રહી શકે અને પોતાના આરોગ્યની સારી સંભાળ રાખી શકે તે માટે જર્મન સરકારે કેટલાક કાયદા કર્યા છે. આ કાયદામાં મુખ્યસ્થાન ઇન્સ્યુરન્સ–વીમાના કાયદાને આપી શકાશે. કોઈ મજુરને અકસ્માત થાય છે કિંવા માંદો પડે છે તો તેમાંથી તે સાજો થઈ જાય ત્યાંસુધી કાયદા અન્વયે ઘેર કે દવાખાનામાં તેના ઔષધ વગેરેની વ્યવસ્થા થાય છે અને તે માટે તેને પોતાને પૈસો ખરચવો પડતો નથી. તે જ પ્રમાણે વૃદ્ધાવસ્થામાં કિંવા હાથપગમાં કંઈ ખોડ થાય છે તો તેને પેનશન મળે તેવી વ્યવસ્થા રાખેલી હોય છે. પોતાના હાથપગ ચાલે ત્યાં સુધી તો ઠીક; પણ જ્યારે કોઇ વખત અકસ્માત મરણ થાય અથવા હાથપગ ભાંગી જાય ત્યારે પોતાનાં બાળકોની હાલત કેવી ખરાબ થાય, તેમનું કોઈ પોષણ કરનાર ન હોવાથી અન્ન વગર તેઓ અપવાસ કરીને મરી જશે. આવા વિચારો મજુરોના મનમાં રાત દિવસ ત્રાસ ઉપજાવતા; પરંતુ ઉપરની વ્યવસ્થા અમલમાં આવવાથી તેમનો આ માનસિક ત્રાસ નષ્ટ થયો છે અને બાળબચ્ચાંને ભુખ્યાં મરી જવાની ભીતી તેઓને રહી નથી. ઇન્સ્યુરન્સ કાયદા ઉપર પણ સોશિયાલિસ્ટ પત્રમાં ટીકા થાય છે, પરંતુ તે સાધારણ બાબતો માટે હોય છે. તત્વ માટે કોઇનો ભિન્ન વિચાર જણાતો નથી. ખરી રીતે તો આ કાયદાથી મજુરો સરકાર તરફ કૃતજ્ઞતાની દૃષ્ટિથી જુએ છે. બીજા ગમે તે કાયદા રદ થાય તો તેની તેમને વિશેષ ચિંતા નથી; માત્ર વીમાનો કાયદો તેમના આત્મા સમાન લાગે છે.

કેટલાક લોકો કહે છે કે, મજુરો ઉપર ઉપકાર કરવા માટે આ કાયદો સરકારે પસાર કર્યો છે; તથાપિ વસ્તુસ્થિતિ એવી છે કે, આ કાયદાથી દ્રવ્યનો ઘણોએક ભાર માલીકને બદલે મજુરપરજ પડે છે. મજુરો આ ભાર ચુપકીથી સહન કરે છે. તેમને કંઇક લવાજમ ભરવું પડે છે છતાં તે તેઓ આપે છે. પણ આવી સ્થિતિમાં માલીકની પરોપકાર વૃત્તિ કેવી રીતે કહી શકાય? અકસ્માતના વિમાની સર્વ રકમ માલીકને આપવી પડે તે સ્વાભાવિક છે. માંદગીની રકમ પૈકી ⅔ મજુરો આપે છે અને બાકીની ⅓ માલીક આપે છે અને અશક્તતા કે વૃદ્ધાવસ્થાના વિમામાં બન્ને સમાન

હિસ્સો આપે છે. આ ઉપરાંત પ્રત્યેક પેનશનની પાછળ દરસાલ ૨ પૌંડ ૧૦ શિલિંગ જેટલી રકમ સરકારના ખજાનામાંથી મળે છે. વિમાના કાયદાથી માલીકોને ખર્ચ વધ્યો છે એમ દેખાય છે; પરંતુ તેઓને પોતાપરનું સંકટ ગ્રાહકોપર નાખવાની સવડતા હોવાથી તેમને એકંદરે કંઇ નુકસાન થતું નથી. ખરી રીતે તેમને એક પ્રકારનો નફોજ હોય છે. વિમો ઉતારેલો હોવાથી મજુરોને મરણ પછીની ચિંતા હોતી નથી, તેથી તેઓ પ્રસન્ન મનથી સારૂં કામ કરે છે, જેથી માલીકને પરોક્ષ રીતે ફાયદો જ થાય છે.

મજુરોના નેતાઓના હૃદયમાં મજુરોની શારીરિક ઉન્નતિ સાથે માનસિક ઉન્નતિ પણ થવી જોઇએ, એ તત્વ દાખલ થવા પામ્યું છે તેથી બર્લિન, લિપ્ઝિગ, હેમ્બર્ગ, ડુસેલડૉર્ફ અને મ્યુનિચ જેવાં મોટાં શહેરોમાં મજુરોને શિક્ષણ આપવાની રાત્રીશાળો નીકળી છે. આ શાળા લોકોએજ ચલાવી છે, સરકારી મદદ તેને બીલકુલ મળતી નથી. શાળા રાત્રે નવથી સાડાદસ કે અગીયાર વાગ્યા સુધી ખુલ્લી રહે છે. શિક્ષણ આપવાનું કામ સોશિયાલિસ્ટ પ્રોફેસરો કરે છે. તેમની શિક્ષણશૈલી એકપક્ષી હોય છે તેથી વિદ્યાર્થીઓને ખરૂં જ્ઞાન પ્રાપ્ત થતું નથી, તોપણ જુદા જુદા સામાજીક, રાજકીય અને ઔદ્યોગિક વિષયો વ્યાખ્યાનરૂપે સમજાવવામાં આવે છે, એ ફાયદો જેવો તેવો નથી. પાર્લામેન્ટના મજુરોના સભાસદો, ટ્રેડ યુનિયન્સના કાર્યવાહકો, વર્તમાનપત્રકારો, ગ્રંથકર્તાઓ અને શિક્ષકો પોતાની અનુકૂળતાએ રાત્રીની શાળાના શિક્ષણકાર્યમાં સહાય્ય કરે છે. બર્લિનમાં મજુરો માટે ભાષણો થાય છે ત્યારે સ્ત્રીઓ, પુરુષો અને બાળકો સર્વે ઉત્સાહપૂર્વક ભાગ લે છે. આવા વ્યાખ્યાનના સમાચાર મળતાં તેઓ ખાવા પીવાનું પણ છોડી દે છે! વ્યાખ્યાનના વિષય જો કે ગહન હોય છે, પરંતુ તેનું વિવેચન સહેલી ભાષામાં થતું હોવાથી લોકો ઉત્સુકતાપૂર્વક સાંભળે છે.

મજુરોનું જ્ઞાન વધારવાના કાર્યમાં અન્ય લોકોની જેવી સહાનુભૂતિ છે, તેવી સરકારી અમલદારોની નથી. થોડા વખત પહેલાં સોશિયાલિસ્ટ પક્ષના કેટલાક મુખ્ય ગૃહસ્થોએ પોટસડેમમાં ન્યાયતત્વ શાસ્ત્ર (Jurisprudence) પર વ્યાખ્યાન આપવાનું નક્કી કરી તે વિષે વર્તમાનપત્રોમાં જાહેરાત કાઢી હતી. પણ અધિકારીઓએ એક જુનો કાયદો શોધી કાઢી તેના આધારે વ્યાખ્યાન થતાં અટકાવ્યાં હતાં. તેજ પ્રમાણે ચાર્લોટનબર્ગમાં બાલોદ્યાન–શિક્ષણપદ્ધતિ સંબંધી ભાષણ થવાનાં હતાં તે પણ ત્યાંની પોલીસે બંધ કર્યાં હતાં.

શિક્ષણ પ્રમાણે આનંદ ભોગવવાની બાબતમાં મજુરો સુદ્ધાં પોતાને માટે કેટલીક વિશિષ્ટ યોજનાઓ કરવા લાગ્યા છે. ઘણું કરીને સર્વ શહેરોમાં તેમનાં નાટક ગૃહો, ગાયન વાદનની સમાજો અને રમતના અખાડા છે. બર્લિનમાં **ફ્રી પીપલ્સ સ્ટેજ** ( Free People's Stage ) નામનું એક નાટકગૃહ છે. ત્યાં ઉચ્ચ પ્રતિનાં નાટક થોડા પૈસામાં જોઇ શકાય છે. જર્મનીના પ્રાચીન અને અર્વાચીન નાટકકારોનાં નાટકો ત્યાં ઘણું કરીને હમેશ થાય છે. રાજકીય, સામાજીક અને ઐતિહાસિક વિષયપરનાં નાટકો લોકોને વિશેષ પ્રિય છે. કદી કદી **શેક્સપિયર** અને અન્ય ઇંગ્લિશ તથા પરદેશીય નાટકકારનાં નાટકો પણ થાય છે. ગાયનના જલસા અને ચિત્રોનાં પ્રદર્શનોને તેઓ ઉદાર આશ્રય આપે છે. મોટી વયના મનુષ્યો જ આ આનંદ મેળવે છે અને બાળકો માટે કંઇ નથી એવો કોઇ આક્ષેપ કરવા તત્પર થાય તો તેને માટે તેવો આક્ષેપ મૂકવાનું તેમણે સ્થાન રાખ્યું નથી. અખાડાઓમાં દર રવિવારે બાળકોને રમવાની વ્યવસ્થા કરેલી હોય છે. આનંદ મેળવવાનાં કાર્યોમાં પણ પક્ષપાતિ બુદ્ધિ જણાય છે ખરી; પણ તેથી ગમ્મત સાથે જ્ઞાન મેળવવાના કાર્યમાં અડચણ થતી નથી.

છેલ્લાં દસ પંદર વર્ષથી મદ્યનિષેધક હિલચાલ મજુરોએ કરવા માંડી છે, અને તે પણ ખાસ તેમના પોતાના હિત માટેજ ઉપાડી છે. આ હિલચાલના આરંભને વધારે વર્ષ થયાં નથી, તોપણ તેનો પ્રસાર સર્વ દેશમાં થયો છે. મદ્યનિષેધનો પ્રશ્ન સાપેક્ષ છે. તેનો અર્થ અને તેનું મહત્વ પ્રત્યેક દેશમાં જુદું જુદું છે. ઉદાહરણ રૂપે, ઇંગ્લાંડ અને જર્મની પ્રત્યેક બાબતમાં એક બીજાથી ભિન્ન છે. જર્મનીમાં પણ આ વિષે નિશ્ચિત વિચાર થઇ શકે તેમ નથી. કારણ કે, એ દેશમાં જુદા જુદા પ્રકારનાં હવા પાણી છે, જમીનના પ્રકાર ભિન્ન છે, અને લોકોની જાતિ પણ જુદી જુદી છે. ખરા જર્મન જેટલા છે તેટલા સર્વ બીર ( એક જાતનો દારૂ ) ના ભોક્તા હોય છે. અન્ય સર્વ લોકો જુદા જુદા પ્રકારનો દારૂ પીએ છે. જર્મન અને ઇંગ્લિશમાં આ વિષે જે મુખ્ય ભિન્નતા છે તે એ છે કે, જર્મનો એમ સમજે છે કે બીર એ મનુષ્યને પીવાનો એક આવશ્યક પદાર્થ છે અને ઇંગ્રેજો એમ કહે છે કે તે એક મજાહ મારવાની ચીજ છે. ઇંગ્લિશ લોકોને શાંતિ આપનારા પદાર્થમાં ચહા, કૉફી ગણાય છે તેમ જર્મનીમાં બીર મનાય છે. ગરીબ માણસનો બીર ( Poor ma'nbear ) એમ કહેવાની ત્યાં રૂઢી છે, અને જર્મન દૃષ્ટિથી તેમાં મોટો અર્થ રહેલો છે. તે એ કે, કોઈ પણ મનુષ્યનો સંસારવ્યવહાર બીર સિવાય ચાલતો નથી, અને તેટલા માટે જર્મનીમાં આ

મદ્ય પર કર નથી. જર્મનીમાં બીરપર કર નથી એમ સાંભળતાં ઇંગ્લિશ મનુષ્યોને આશ્ચર્ય થાય છે; પરંતુ તેઓ ઉપર કહેલું રહસ્ય સમજી લેશે તો પછી તેમને નવાઈ લાગશે નહિ.

આ પ્રમાણે જો કે જર્મનો બીરનો ઉપયોગ કરનારા છે, તોપણ તેમાં તેઓ હદ ઉપરાંત જતા નથી. જર્મનીના બીરમાં આલ્કોહોલ એટલે માદક પદાર્થનું પ્રમાણ સેંકડે ૨ ટકા જેટલું હોય છે; ત્યારે ઇંગ્લિશ બીરમાં ૫ ટકા હોય છે. જર્મન બીરમાં જો કે આટલી ઓછી માદકતા છે તોપણ તેનો ઉપયોગ કરવાથી પીનાર વ્યક્તિ પોતાનું અને તે જે સમાજના પ્રાણરૂપ છે તે સમાજનું અતિ અહિત કરે છે, એ ભાવના મજુર વર્ગમાં દિવસે દિવસે પ્રબળ થતી જાય છે. મદ્યનિષેધની ચળવળ પ્રથમ સોશિયાલિસ્ટોએ શરૂ કરી હતી. ત્યાર પછી કેટલાક સમયે મજુર વર્ગનો ટેકો મળ્યો અને હવે તે આખા દેશમાં કાર્ય કરે છે. એક વાત ધ્યાનમાં રાખવા જેવી છે કે, આ હિલચાલ લોકોએ પોતે શરૂ કરેલી છે અને તે એક વિશિષ્ટ વર્ગમાં વ્યાપી રહેલી છે. ઇંગ્લાંડમાં આ કાર્ય માટે એક સોસાયટી છે, તેના આશ્રય નીચે કાર્ય કરનાર અનેક મનુષ્યો છે; પરંતુ જર્મનીમાં તેવું કંઈ જણાતું નથી. કોઈએ ઇસારો કર્યો અને કંઇક ઉત્તેજન આપ્યું તેથી આ હિલચાલનો જન્મ થયો છે એમ નથી. મિતપાન સુધારણાની સભા ભરાય છે તો તેમાં ભાષણ કરવા માટે કોઈ ધર્મોપદેશક કે નીતિશાસ્ત્રજ્ઞ કે સમાજના અન્ય દાખલાની જરૂર પડતી નથી. શ્રોતા મજુર હોય છે અને વક્તા પણ મજુર હોય છે; અર્થાત્ સર્વ વ્યવસ્થા તેમનામાં જ થાય છે. મદ્યસેવન એ ખરાબ વસ્તુ છે, તેનાથી સમાજની નીતિ ભ્રષ્ટ થાય છે અને મદ્યસેવક મનુષ્યત્વ ખોઈ બેસે છે, વગેરે નીતિની લાંબી વાતો આ લોકો કરી બેસી જતા નથી. દારૂના વ્યસનથી શરીરને હાનિ થાય છે, વિનાકારણ દ્રવ્યનો વ્યય થાય છે અને તેથી સમાજને નુકસાન થાય છે તે માટે તેઓ એવું કહે છે કે, મદ્યનું વ્યસન નષ્ટ ભ્રષ્ટ થાય તો ઘણું ઉત્તમ, પરંતુ તેમ થવું અશક્ય હોય તો-પણ છેવટે તે ઘણો ઓછો તો થવો જોઈએ. આથી પ્રત્યેક વ્યક્તિ અને સમાજને ઘણો લાભ થવાનો સંભવ છે. આ સાંપત્તિક ફાયદા તરફ જ લક્ષ આપી તેમણે હિલચાલ ચાલુ રાખી છે; નૈતિક પ્રશ્નને તે સાથે કંઈ સંબંધ નથી.

આ હિલચાલનો આરંભ થતાં પહેલાં એટલે ચોતરફ બીરનો પ્રચાર હતો ત્યારે જેમણે જર્મનીની સ્થિતિ જોઇ હશે તેમને તેનાથી કેવું સારૂં

પરિણામ આવ્યું છે તે તરત તેમના ધ્યાનમાં આવશે. દસ વર્ષ પૂર્વે મિત-પાનનું મહત્વ જાણનારો એક પણ માણુસ મળ્યો ન હોત; પરંતુ આજે જોઇએ છીએ તો ચોતરફ ભિન્ન ભિન્ન સમાજમાં આ લોકોનો સંચાર જણાય છે. ટ્રેડ યુનિયન્સનાં સભાગૃહોમાંથી માદક દ્રવ્યોને હાંકી મુકવામાં આવ્યાં છે. પૂર્વે બર્લિનના કડીઆ દારૂના વ્યસનમાં વિખ્યાત હતા પણ હવે જોઇએ છીએ તો તેઓ પોતાના કામે જતી વખતે સાથે દુધની બાટલીઓ લઇ જાય છે. પરવાના વાળી દુકાનોમાં, ઉપહાર ગૃહોમાં અને અન્ય સ્થળોએ મદ્યના સ્થાને ચહા, કૉફી, દુધ અને એવા જ પ્રકારનાં સાત્વિક પેય મળવાની વ્યવસ્થા લગભગ સર્વત્ર શરૂ થઇ ગઇ છે. ઇ. સ. ૧૮૯૯ થી ૧૯૦૫ સુધીના બીરના વેચાણના આંકડા પ્રસિદ્ધ થયા છે તે પરથી સ્પષ્ટ જણાય છે કે દારૂનો ઉપયોગ દિનપ્રતિદિન ઓછો થતો જાય છે.

જુદી જુદી સરકારો અને સરકારી નોકરો, મજુરોને બીરનો ત્યાગ કરવાના કાર્યમાં ઉત્તેજન આપે છે. બવેરિયા પ્રાંત બીરની જન્મભૂમિ છે પરંતુ ત્યાંની સરકાર સુદ્ધાં આ કાર્યમાં શુદ્ધ અંતઃકરણથી સહાય કરે છે. રેલ્વે, ગોદીઓ, નહેરો વગેરે બાંધવાનાં કાર્યો ચાલે છે ત્યાં જે લોકો દુકાનો ઉઘાડે છે તેમને દારૂ નહિ રાખવાને આજ્ઞા થયેલી છે. તે સિવાય કારખાનાં તપાસનારા અધિકારીઓએ આ બાબતનું મહત્વ કારખાનાવાળાઓને સમજાવવું એવી યોજના પણ કરેલી હોય છે. સરકારી વર્કશૉપમાં બીરને સ્થાને કૉફી, ચહા, દુધ અને ખનિજોદકો ( Mineral waters ) મળે તેવી તજવીજ રાખેલી છે. પ્રથમ બીર ગાળવાની ભઠ્ઠીમાં કામ કરનારાઓને વિના મૂલ્યે બીર પાવાનો રીવાજ હતો તે પણ હવે બંધ થયો છે. સારાંશ, બીર સામે ચલાવેલી લડત યશસ્વી થતી જાય છે.

પ્રથમ કહ્યું જ છે કે મદ્યપાન નિષેધક ચળવળનો આરંભ સોશિયાલિસ્ટોમાં થયો હતો, તથાપિ તે પક્ષના સર્વ મનુષ્યો એને અનુકૂળ ન હતા. કેટલાક તો તેની ચેષ્ટા કરનારા હતા; પરંતુ તેના ઉત્પાદકોએ તે તરફ લક્ષ ન આપતાં વર્તમાનપત્રો, માસિકો, હસ્તપત્રકો અને વ્યાખ્યાનો દ્વારા લોકમત જાગ્રત કરવાનો યત્ન ચલાવ્યો. ધીમે ધીમે આ યત્નને વિજય મળવા લાગ્યો અને સોશિયાલિસ્ટ પક્ષના પ્રમુખ તથા નામાંકિત મનુષ્યો તેમાં સામીલ થવા લાગ્યા. ઈ. સ. ૧૯૦૭ માં એસન શહેરમાં આ પક્ષની એક કૉંગ્રેસ ભરાઇ ત્યારે તે કૉંગ્રેસે જાણે કે તે હિલચાલને ચિરંજીવત્વનો આશીર્વાદ આપ્યો

હોય તેમ ત્યારથી મદ્યપાન નિષેધ વિષયને સર્વ રીતે પોતાનો બનાવી લીધો. તેઓએ કારખાનાવાળાઓના ત્રાસમાંથી મજુરોને હમેશ માટે મુક્ત કરવાના ઉદ્દેશથી જે અનેક ઉદ્યોગોનો આરંભ કર્યો છે, તે સર્વમાં મદ્યપાન નિષેધને હાલમાં મુખ્ય સ્થાન આપવામાં આવ્યું છે.

આ વિષયનું સહજ વિસ્તારપૂર્વક વિવેચન કર્યું, તેનાં બે કારણ છે. પહેલું એક, મજુરીપર નિર્વાહ કરનારા જેટલા મનુષ્યો છે, તેટલાનોજ એક સ્વતંત્ર વર્ગ તૈયાર થવો જોઇએ એવી ઇચ્છા લોકમાં ઉત્પન્ન કરવી અને સર્વ લોકો એક મનથી કાર્ય કરવા તત્પર થાય એટલે અન્ય લોકોની સહાયની અપેક્ષા ન રાખતાં '**उद्धरेदात्मनात्मानं**' એ તત્વપર સ્વાવલંબનના માર્ગે પોતાની સ્થિતિ સુધારવી એ ભાવનાથી મદ્યપાન નિષેધક પ્રશ્ન મજુરોએ પોતાના હાથમાં લીધો છે, તે વાચકોના લક્ષમાં આવે. બીજું એ છે કે, આ વિષયની સાંપત્તિક સ્થિતિ સ્પષ્ટ કરવી. મજુરવર્ગ પૈકી ઘણાનો એવો નિશ્ચય થતો જાય છે કે, મિતપાનના યોગથી ઉદ્યોગધંધામાં આપણી પ્રગતિ થશે અને સામાજીક મનુષ્ય તરીકે પણ આપણી વિશેષ જરૂર જણાશે. આ લોકો મદ્યપાન અટકાવવા તૈયાર થયા છે, તે ઉદ્યોગ ધંધો આપનારા ઉપર પ્રીતિના લીધે કે પોતાનું કાર્ય ખામી વિનાનું કરવાની ખાતર તૈયાર થયા છે એમ સમજવાનું નથી. આ પ્રયત્નમાં મુખ્ય બે મુદ્દા સમાયલા છે. ( ૧ ) સ્વાર્થ અને ( ૨ ) પોતાના વર્ગની સાંપત્તિક ઉન્નતિ. આ પ્રયત્ન જેમ જેમ વિજય મેળવતો જશે તેમ તેમ કારખાનાવાળાઓને અણુચિંતવ્યો ફાયદો મળતો જશે. કારણ કે, દારૂના વ્યસનમાંથી મુક્ત થયેલા મજુરો અધિક કાર્યક્ષમ થશે. આ કારણથી વ્યાપારમાં જર્મની સાથે હરીફાઇમાં ઉતરનારાં રાષ્ટ્રો, મિતપાનની ચળવળના મૂળ હેતુ તરફ લક્ષ ન આપતાં, મુખ્યત્વે કરી એકંદર જર્મન વ્યાપારપર શી અસર થાય છે તે તરફ ધ્યાન આપી રહ્યાં છે. પરંતુ આ કાર્ય કાળાંતરે સાધ્ય થવાનું છે. આજે તે સંબંધી નિશ્ચયાત્મક વિધાન કરવું તે એક જાતનું સાહસ છે.



# પ્રકરણ ૧૦ મું.

## *સિંડિકેટ્સ અથવા કારખાનાંવાળાઓનાં મંડળ.

**બર્લિન**માં રહેતા **આસ્ટ્રિયન** કૉનસલે ( વકીલે ) ૧૯૦૬ માં પોતાની સરકારને એક પત્ર લખ્યો હતો; તેમાં નીચે પ્રમાણેની હકીકત હતી—

"પૂર્વે કદી પણ ન હતી તેવી રીતે **જર્મની**ની સાંપત્તિક સ્થિતિ હાલમાં ગણ્યાગાંઠયા એટલે બહુ તો પચાસ માણસની ઇચ્છાપર અવલંબી રહેલી છે. ઔદ્યોગિક પ્રગતિને કોઇ પણ પ્રકારનો પ્રતિબંધ ઇષ્ટ નથી. તે જેમ વધતી જાય તેમ વધવા દેવી. પૂર્વેનું આ તત્વ ઇ. સ. ૧૯૦૬ માં જેટલું પાછું પડી ગયું છે તેટલું અત્યાર પૂર્વે કદી પણ પડયું ન હતું. મોટી મોટી બેંકો, ઔદ્યોગિક કારખાનાં અને વ્યાપારી મંડળોના મુખ્ય માણસોની ઇચ્છાનુરૂપ માલનું ઉત્પન્ન, પરદેશમાં વિક્રય, માલનું મૂલ્ય, માલ ઉધાર આપવાની પદ્ધતિ, નવીન થાપણો ઉભી કરવી, મજુરોનો પગાર નક્કી કરવો અને વ્યાપારના ભાવ ઠરાવવાનું કાર્ય નક્કી થતું જાય છે. જે ઉદ્યોગ–ધંધામાં વ્યાપારીઓએ મંડળો સ્થાપ્યાં છે તે ઔદ્યોગિક સુધારણા સાથે જો કોઇનાં ખીસાં તર થયાં હોય તો તે મંડળમાં સામીલ થયેલા વ્યાપારીઓનાં જ છે."

કારખાનાંવાળાનાં મંડળ એટલે સિંડિકેટ્સ સ્થાપન કરવાનો હાલમાં **જર્મની**માં જે ઉદ્યોગ ચાલુ થયો છે તે તરફ પરદેશીય પ્રજાઓનું લક્ષ કેવું ખેંચાયું છે તે ઉપરોક્ત ઉતારા પરથી સ્પષ્ટ થાય તેમ છે. ઉદ્યોગ–ધંધામાં સિંડિકેટ્સનો જેવો પ્રચાર છે તેવો થાપણવાળાઓમાં પણ છે, એવો ઉપરોક્ત લેખમાં લેખકે જે ધ્વનિ કર્યો છે તે સત્યપૂર્ણ છે. પ્રાંતોપ્રાંતમાં જે બેંકો હતી તે **બર્લિન**ની મોટી બેંકમાં ભળી ગઇ છે. **બર્લિન**ની આવી બેંકોએ પુનઃ પોતપોતામાં ઐક્ય સાધ્યું છે; તેથી વ્યાપારમાં પૈસાની જે કંઇ ઉથલ-પાથલ થાય છે તે કેવળ પાંચ છ બેંકો દ્વારા જ થાય છે. આમાંની ત્રણ બેંકોની થાપણ બબ્બે કરોડ પૌંડ જેટલી છે. સમુદ્રદ્વારા પરદેશોમાં જે વ્યાપાર ચાલે છે તે વ્યાપારને આ બેંકો પૈસા આપે છે; તે ઉપરાંત જુદા જુદા ઉદ્યોગ-ધંધામાં સિંડિકેટ્સ સ્થાપન કરવાનો જે ક્રમ દેશમાં સર્વત્ર ચાલી રહ્યો છે, તેને જોઇએ તેટલું દ્રવ્ય આપવાને તે તત્પર છે.

---

* એને માટે જર્મન ભાષામાં કાર્ટેલ ( Cartell ) એવો બીજો એક શબ્દ છે. કાર્ટેલ અને સિંડિકેટમાં સાધારણ ફરક છે; પણ તે વિશેષ લક્ષમાં લેવા જેવો નથી. પ્રસ્તુત પુસ્તકમાં, મૂળ ગ્રંથ પ્રમાણે જ એ બન્ને શબ્દ સમાનાર્થે વાપરેલા છે.

ઔદ્યોગિક મંડળો સ્થાપવાનો પ્રચાર જર્મનીમાં હમણાંજ શરૂ થયો છે એમ નથી. એક ઇતિહાસકાર કહે છે કે, ઈ. સ. ૧૮૩૬ માં સિંડિકેટ હતી એવું પ્રમાણ મળી આવે છે. આ સાલ પછી સીત્તેર વર્ષમાં એટલે ઈ. સ. ૧૯૦૬ સુધીમાં સિંડિકેટ્સની સંખ્યા લગભગ ચારસો જેટલી થઇ છે. આ ઉપરથી પરદેશમાં જતા માલના ઘણાખરા ધંધા પૈકી કેટલાક પૂર્ણ રીતે અને કેટલાક થોડીઘણી રીતે પણ સિંડિકેટ્સની સત્તામાં આવેલા છે એમ કહીએ તો તે અતિશયોક્તિ ભરેલું નથી. એટલું તો નિશ્ચયપૂર્વક કહી શકાશે કે, જુદા જુદા ઉદ્યોગધંધાને એક કેંદ્રમાં લાવવાનો જે ક્રમ હમણાં ચાલે છે તે વ્યાપારધંધામાં વિશેષ મહત્વનો માલ ઉત્પન્ન કરનારાં કારખાનાં માટે તો વિજયી થતો જાય છે.

સંરક્ષક કાયદો પસાર થવાથી સિંડિકેટ્સ સ્થાપન કરવાના કાર્યને કેટલું ઉત્તેજન મળ્યું છે તે વિષે જર્મનીમાં પણ મતભેદ છે. એ કાયદો ઈ. સ. ૧૮૭૯ માં અમલમાં મુકાયો હતો; પણ તે પહેલાંએ સિંડિકેટ્સ હતી. આ ઉપરથી આયાત માલ ઉપર જકાત નાખવાથી તેની ઉત્પત્તિ થાય છે એમ કહી શકાય તેમ નથી. સંરક્ષણ સિવાય ઔદ્યોગિક મંડળોને પરિપોશક એવી ભિન્ન ભિન્ન અવસ્થાઓ છે; અને તે તે અવસ્થામાં મંડળનું કાર્ય પૂર્ણ રીતે યશસ્વી થાય છે. દૃષ્ટાંત તરીકે (૧) કાચો માલ જોઇએ તેટલા પ્રમાણમાં ઉત્પન્ન ન થવાથી, અથવા તે ઉત્પન્ન કરનારા માણસોની સંખ્યા ઓછી હોય તો તેનો વેપાર થોડા લોકોનીજ ઇચ્છા પ્રમાણે ચલાવવો, (૨) કારખાનામાં અપૂર્ણ કે પૂર્ણ સ્થિતિમાં તૈયાર થનારા માલનો વેપાર સ્વાભાવિક રીતે થોડા માણસોના હાથમાં રાખવો, (૩) અને બજારોમાં મોકલવાનો માલ કેવા પ્રકારનો હોવો જોઇએ, તે કેટલો તૈયાર કરવો અને અન્ય સ્થળોએ કેવી રીતે રવાના કરવો વગેરે બાબતોનો નિકાલ કરવાને સ્થાનિક મંડળ અનુકૂળ સ્થિતિમાં હોય છે. આવાં અનેક ઉદાહરણ આપી શકાય તેમ છે. જે ઉદ્યોગ ધંધામાં હાલમાં સિંડિકેટ્સ સ્થાપન થઈ છે તેમાં ઉપર કહેલી અવસ્થા કારણભૂત થઈ છે.

ઉપર કહ્યું છેજ કે ઈ. સ. ૧૮૭૯ માં સંરક્ષક કાયદાનો જન્મ થયો હતો. તે કાયદો અમલમાં આવ્યો એટલામાંજ સિંડિકેટ્સની સંખ્યા પણ વધી ગઈ, તે વાત અહીંઆં લક્ષમાં રાખવા જેવી છે. આ વિષે વિચાર કરતાં સહજ અનુમાન થાય છે કે, સંરક્ષણ કદાચિત સિંડિકેટ્સનું આદિકારણ નહિ હોય; પરંતુ તેનાથી તે સ્થાપન થવામાં અનુકૂળ પરિસ્થિતિ ઉત્પન્ન થઈ છે. અને જો તે મન હોત તો સિંડિકેટ્સનો હમણાં જેટલો વિસ્તાર વધ્યો છે તેટલો વિસ્તાર

થયો ન હોત. અમારૂં આ અનુમાન દોષવાળું નથી, અને તે માટે અનેક આધાર જર્મન ગ્રંથકારના ગ્રંથમાંથી આપી શકાય તેમ છે; પરંતુ વિસ્તાર થવાના ભયના કારણે તેને છોડી દેવાની જરૂર પડે છે.

આપણે એટલું સ્વીકારીને વિચાર કરીએ કે, સંરક્ષણ એ સિંડિકેટ્સનું પ્રત્યક્ષ નહિ પણ આધારભૂત કારણ છે; તો તેટલા પરથી આપણે એવું અનુમાન કરી નહિ શકીએ કે, સંરક્ષક કાયદો જરા શિથીલ કરવામાં આવે તો તેથી ઔદ્યોગિક મંડળો સ્થાપવામાં વ્યાપારીઓની પ્રવૃત્તિ ઓછી થાય. પ્રત્યક્ષ દૃષ્ટાંત લઈને આપણે સિદ્ધ કરી શકીશું કે, કેટલાક ધંધાની સિંડિકેટ્સ પર પરદેશની વ્યાપારી હરીફાઈની લેશ માત્ર પણ અસર થવાનો સંભવ નથી. આથી એ ધંધા માટે તો સંરક્ષક જકાત નાખો કે ન નાખો એ સર્વે સમાનજ છે. એ પક્ષના લોકોનું કહેવું એવું છે કે, દેશની થાપણ ચોતરફ વીખરાયલી ન રહેતાં મર્યાદિત સ્થળમાં આવવી જોઇએ–તેવીજ રીતે દેશનો ઉદ્યોગધંધો અમુક લોકોની દૃષ્ટિ નીચે હોવો જોઇએ. એથી ઉલટ કેટલાક સોશિયાલિસ્ટ ગ્રંથકારોના અભિપ્રાય પ્રમાણે આ પ્રવૃત્તિ વધતી જાય તેનું મુખ્ય કારણ ધનવાનોની દ્રવ્યતૃષ્ણાજ છે. આ કહેવું સકારણ જણાતું નથી. ઉદ્યોગધંધાને વ્યવસ્થિત સ્વરૂપ આપવાનો એક વખત નિશ્ચય થાય એટલે તે કયા માર્ગે અને કયા ઉપાયથી સિદ્ધ થાય તેમ છે તેનો વિચાર થાય એ સ્વાભાવિક છે; અને એ વિચારોનો વિકાસ થાય એટલે તેનું પરિવર્તન સિંડિકેટ્સ જેવા મંડળમાં થાય તે પણ સ્પષ્ટ છે.

સિંડિકેટ્સને પ્રતિકૂળ નહિ રહેનારા પુષ્કળ મનુષ્યો એની સાથેજ એવો આક્ષેપ કરે છે કે આ સંસ્થા વ્યાજબી કરતાં વધુ પ્રમાણમાં અસ્તિત્વમાં આવવાથી જર્મન રાષ્ટ્ર ઘણા થોડા સમયમાં એક પ્રચંડ વર્કશૉપ–કલાગૃહ બની ગયું છે; તેથી દેશની ખેતી, સાધારણ–ન્હાના ધંધા અને હુન્નરકળા રસાતળ પહોંચ્યાં છે. ઉદ્યોગધંધા તરફ લોકો વિશેષ લાગતા હોવાથી ખેતીમાં કામ કરનારા મજુરો મળી શકતા નથી, અને એ મુસ્કેલી હંમેશની થઈ પડી છે. સંપત્તિ ઉત્પાદનના કાર્યમાં એકદમ મહાન્ પરિવર્તન થવાથી ખેડુતો પર આ સંકટ અણચિંતવ્યું આવ્યું છે. હવે તેને દૂર કરવાની કલ્પના થઇ શકતી નથી.

ત્રીજા પેરેગ્રાફના અંતમાં જણાવ્યા પ્રમાણે લોખંડ અને કોલસાની ખાણોવાળાઓએ તથા લોખંડ અને પોલાદનાં કારખાનાંવાળાઓએ સ્થાપન કરેલાં મંડળો અન્ય મંડળો કરતાં પૂર્ણ સ્થિતિએ પહોંચ્યાં છે. તે મંડળો ખાણમાંથી આટલોજ માલ કાઢવો અને કારખાનામાં આટલોજ માલ તૈયાર

કરવો, એવો નિશ્ચય કરે છે એટલે તેટલોજ માલ કાઢે છે અને તૈયાર કરે છે. આ મંડળની આવી વ્યવસ્થા હજુ નિર્વિઘ્ને ચાલ્યા કરે છે. સર્વમાં ઉચ્ચ પંક્તિનું મંડળ " રીનિશ વેસ્ટફેલિયન સિંડિકેટ " છે. તેની સ્થાપના એસન શહેરમાં ઇ. સ. ૧૮૯૩ માં થઇ છે. આવા પ્રકારનાં મંડળ બીજાં કારખાનાંના માલીકોએ પણ કર્યાં છે. આ મંડળો બજારમાં કેટલો માલ મોકલવો તે જેમ નક્કી કરે છે, તેવીજ રીતે બજારમાં તે માલ કેટલી કિંમતે વેચવો તે નક્કી કરનારાં પણ જુદાં મંડળો છે. એ બન્ને મંડળોનું કામ એકદીલથી ચાલે છે. આવી રીતે માલની ઉપજ અને તેની કિંમત એ બન્ને બાબતો ઉપર સત્તા ચલાવનાર મંડળો ઉપર ચાર પ્રકારના આક્ષેપ કરવામાં આવે છે. તે આક્ષેપો નીચે પ્રમાણેના છે.

(૧) ઉત્પાદન અને વહેંચણી કરવામાં થતો ખર્ચ ઓછો થાય, તેમજ હરિફાઇને લીધે જે નુકશાન થતું હતું તે ના થાય, એટલા ઉપરજ આ સિંડિકેટ્સ સંતુષ્ટ ન રહેતાં, માલનું મૂલ્ય મર્યાદા બહાર વધારવાના કામમાં પોતાની ઐક્યશક્તિનો ઉપયોગ કરે છે.

(૨) કાચો અને કારખાનામાં અપૂર્ણ સ્થિતિમાં તૈયાર થયેલો માલ સ્વદેશના વેપારીઓને જે કિંમતે આપવામાં આવે છે તેના કરતાં પણ ઓછી કિંમતે પરદેશી વેપારીઓને અપાય છે. તેથી કારખાનામાં અપૂર્ણ સ્થિતિમાં તૈયાર થયેલો માલ ખરીદ કરી તેને પૂર્ણ સ્થિતિમાં લાવનારાં કારખાનાંવાળાઓને અને દેશના એકંદર ગ્રાહકોને ઘણું નુકશાન થાય છે.

(૩) કેટલાક ધંધામાં એવું બને છે કે, દેશની જરૂરીઆતને પહોંચી વળે તેટલો માલ તૈયાર ન કરતાં ઇરાદાપૂર્વક ઓછો તૈયાર કરી તેના ભાવ ચઢાવી દેવામાં આવે છે. પરદેશમાંથી તેવા પ્રકારના આવતા માલ ઉપર સંરક્ષક જકાત હોય છે. આ કારણથી પોતાની વિરુદ્ધ બજારમાં હરિફાઈ થવાનો તેમને લેશ પણ ભય હોતો નથી.

(૪) પરચુરણ વેપાર કરનારા અને દલાલો કહે છે કે, વેપારમાં અમને પહેલાં જે સ્વતંત્રતા હતી તે હવે રહી નથી. પ્રથમ પ્રમાણે અમારો વેપાર ચાલતો નથી. જ્યાં ત્યાં સિંડિકેટ્સ વચ્ચે આવે છે અને તેમનો હેતુ પણ અમને નષ્ટ કરવાનો છે.

પ્રત્યક્ષ વસ્તુસ્થિતિ કેવી છે તે આપણે જોઇએ તો બીજાપર અવલંબી રહેલા કારખાનાવાળા વર્ગનું અને વ્યક્તિશઃ વેપારીઓનું આ કહેવું સત્ય છે એમ આપણને જણાશે. સિંડિકેટ્સની સ્થાપના થવા લાગી ત્યારથી

તેમનો ધંધો પડી ભાગ્યો છે અને તેમને અનેક પ્રકારની હરકતો સહન કરવી પડે છે, એ આપોઆપ સિદ્ધ થયેલું છે. તેના માટે વિશેષ પુરાવાની જરૂર નથી. આ નુકશાનીની બાબતમાં સિંડિકેટ્સ કેટલે સુધી જવાબદાર છે અને તેને કેટલી દોષિત ગણવી તે વિશેષ સૂક્ષ્મ રીતે કહી શકાય તેમ નથી. 'રીનીશ વેસ્ટ ફ્રેલિયન કોલ સિંડિકેટ' સ્થાપન થઇ ત્યારથી અને વિશેષતઃ એ સંસ્થાએ પોતાના કાર્યનું વિશિષ્ટ ધોરણ સ્વીકાર્યું ત્યારથી કોલસાની કિંમત વધી છે, એમાં કંઇ શંકા નથી. ઇ. સ. ૧૯૦૭ માં કોલસાનો ભાવ હદ ઉપરાંત વધી ગયો હતો. ઉત્તર જર્મનીમાં તો એટલે સુધી વધી ગયો હતો કે, કેટલાક ધંધા કોલસાના અભાવે નષ્ટ થવાનો ભય ઉપસ્થિત થયો હતો, અને છેવટે સાધારણ ઉપયોગ માટે લોકોને કોલસો બીલકુલ મળવા લાગ્યો નહિ. જ્યારે આટલે સુધી વાત પહોંચી અને રાઇશટેગ અને પ્રશિયન ડાએટની સભાઓમાં એકજ સમયે કોલ સિંડિકેટ ઉપર પ્રહાર થવા લાગ્યો, ત્યારે તેણે સહજ નમતી બાજુ સ્વીકારી. પરંતુ ત્યાર પછી તે વર્ષના અંતમાં જ્યારે નવીન ઉદ્યોગનો વાયુ ફુંકાયો ત્યારે તેમણે પુનઃ પ્રથમના કરતાં પણ ભાવ વધારી દીધો. આ તો એકજ પ્રકારનું દૃષ્ટાંત આપ્યું છે, પણ એવાં અનેક ઉદાહરણોથી સિદ્ધ થઇ શકે તેમ છે કે સિંડિકેટ્સ પોતાના ઐક્ય-બળથી ઇરાદાપૂર્વક માલનું મૂલ્ય યોગ્ય મર્યાદાની બહાર વધારી દે છે.

સિંડિકેટવાળાઓ સ્વીકારે છે કે માલનું મૂલ્ય અમે અમારી ઇચ્છા પ્રમાણે ચઢાવીએ છીએ અને તેઓ તેનું સમર્થન પણ કરે છે. તેઓ સમર્થનમાં શું કહે છે તે હર કાલવર નામના ગ્રંથકારના શબ્દોમાંજ કહીશું. "સિંડિકેટ્સવાળાઓએ મૂલ્ય ઠરાવવાના સંબંધમાં અનેક વખત ધોરણ બદલ્યાં છે અને ભવિષ્યમાં પણ બદલશે તેમાં કંઇ શંકા નથી. સંરક્ષક જકાતના જોર ઉપર બજારમાં હરિફાઇના કારણે જે વસ્તુઓની કિંમતમાં ફેરફાર થવાનો ભય નથી તે વસ્તુઓ સિંડિકેટ્સવાળા પોતાના હાથમાં લે છે એટલે પછી તેની કિંમત ઇચ્છા પૂર્ણ થાય ત્યાં સુધી વધારવાનો મોહ તેમને થયા સિવાય રહેતો નથી. બજારમાં આવતી વસ્તુઓની કિંમત પ્રથમ કરતાં વધી છે કે નહિ, એ એકજ વાત તરફ લક્ષ આપી સિંડિકેટ્સની કૃતિનો ફક્ત વિચાર કરી ચલાવી લેવું જોઈતું નથી. આ કિંમત ચોતરફ સરખી હોઇ સ્થિર રહી છે કે નહિ તેનો પણ વિચાર કરવો જોઇએ; અને પછી તેમની કૃતિ માટે અનુકૂળ કે પ્રતિકૂળ અભિપ્રાય આપવો જોઇએ. સિંડિકેટ્સ અસ્તિત્વમાં આવી તે પહેલાંના કાળમાં કિંમતમાં ફેરફાર થવાનો આધાર તે વખતની વેપારની સ્થિતિ અને હરિફાઇ ઉપર હતો. જરૂરીઆત વિશેષ

જણાય એટલે ભાવ આપોઆપ વધે છે, અને થોડા વખત પછી સર્વત્ર પહોંચી વળે તેટલો માલ તૈયાર થઇ બજારમાં આવે છે એટલે ભાવ એટલો ઘટી જાય છે કે તેથી કારખાનાંવાળાઓને અને તેની સાથે મજુરોને પણ ઘણું નુકશાન થાય છે. જે માલ ઉત્પન્ન કરવાનું કાર્ય સિંડિકેટ્સના હાથમાં હોય છે તે માલના ભાવમાં આવી રીતે એકદમ ચઢ ઉતર થતી નથી. વેપારમાં તેજી હોય છે તો ભાવ ચઢે છે પણ તે ધીમે ધીમે અને લાંબા વિચારથી ચઢે છે. એથી ઉલટું જ્યારે વેપાર નરમ પડે છે ત્યારે ભાવ ઘટે છે, પણ તે એકદમ નહિ ઘટતાં ધીમે ધીમે ઘટે છે. સિંડિકેટ્સવાળાઓએ મૂલ્ય ઠરાવવાનું કાર્ય પોતાના હાથમાં લીધાથી પૂર્વની મૂલ્ય વિષેની ગુંચવણો નષ્ટ થઈ છે. તે જ પ્રમાણે કયો માલ કેટલા જથામાં તૈયાર કરવો તે પ્રથમથી નક્કી કરવામાં આવતું હોવાથી, બજારમાં નિરર્થક માલ એકત્ર થઇ ઓછી કિંમતે વેચી દઇ નુકશાન સહન કરવાનો પ્રસંગ આવતો નથી. સિંડિકેટ્સથી આ કંઇ જેવો તેવો ફાયદો થયો નથી. કારખાનદારના નફા નુકશાનનો પ્રશ્ન પહેલાં વેપારના વધવા ઘટવા ઉપર હતો; પરંતુ સિંડિકેટ્સના આશ્રયમાં આવેલા કારખાનાંની સ્થિતિ હવે પહેલાંના જેવી રહી નથી.

અહીં સુધી પહેલા આક્ષેપની બંને બાજુ તપાસી વિચાર કીધો. હવે સ્વદેશી વેપારીઓ કરતાં પરદેશી વ્યાપારીઓને વિશેષ સવલતથી માલ આપવામાં આવે છે, એમ લોખંડ અને પોલાદનાં કારખાનાંવાળાઓનો કોલસા અને પોલાદની સિંડિકેટ્સ વિરુદ્ધ આક્ષેપ છે તેનો વિચાર કરીશું. આ અને એને લગતી બીજી અનેક બાબતોનો વિચાર કરવા સરકારે એક કમિશન નીમ્યું હતું. તે કમિશન આગળ આ આક્ષેપના સમર્થનાર્થે જે હકીકત જણાવવામાં આવી છે તે જોઇએ છીએ એટલે કારખાનાંવાળાઓનું કહેવું અક્ષરે અક્ષર સત્ય છે, એવી ખાત્રી થાય છે. જુદા જુદા સાક્ષી આપનારાઓએ પોતાના જવાબમાં જે આંકડા આપ્યા છે તે જોતાં સિંડિકેટ્સવાળાઓને પણ આ આક્ષેપ વિષે શંકા લેવાને બીલકુલ સ્થાન રહેતું નથી. આ આંકડા બજારના ખુલ્લા વેચાણના છે. પરદેશી વેપારીઓને ગુપ્ત રીતે કેવી અનુકૂળતા આપવામાં આવે છે તે સપ્રમાણ સિદ્ધ કરવાનું કાર્ય કઠિન હોવાથી, જગત્ આગળ તે હકીકત આવી શકતી નથી. તે જો આગળ આવતી હોત તો કેટલીએ નવીન આશ્ચર્યકારક વાતો જાણવામાં આવત. સિંડિકેટ્સવાળાઓ કાચો માલ પરદેશી વેપારીઓને ઓછી કિંમતે આપે છે, તેથી પરદેશની વિશેષ માગણી થાય છે એટલે તેમને નફો થાય છે એ વાત ખરી છે; પણ તેથી તેમના

લીધે દેશનાં કારખાનાંને નુકશાન થાય છે એમ કહી શકાય ખરૂં? દેશીઓને કાચા માલની વિશેષ કિંમત ખર્ચવી પડતી હોવાથી તેમના પોતાના કારખાનામાં તૈયાર થતો માલ તેટલા પ્રમાણમાં મોંઘો થાય છે; જેથી પરદેશમાં તેમને જોઇએ તેટલા ગ્રાહક મળતા નથી. આટલેથીજ અટકતું હોય તો હરકત નહિ; પરંતુ તેમના કારખાનામાં થતા માલ જેવોજ માલ પરદેશથી તેમના દેશમાં આવે છે અને તેમના કરતાં ઓછી કિંમતે તેમને આપવો પરવડે છે! આનો અર્થ એવો છે કે, મૂળ જર્મનીમાં તૈયાર થયેલો કાચો માલ પરદેશ જાય છે, ત્યાં તેમના કારખાનામાં રૂપાન્તર પામી પાછો જર્મનીમાં આવે છે અને સસ્તો વેચાય છે એટલે પોતાનાં આંગળાંવડેજ પોતાની આંખો ફોડવા જેવો સિંડિકેટ્સવાળાઓનો ઉદ્યોગ છે એમ કહેવાને હરકત નથી. કલોન ગેઝેટ નામના વર્તમાનપત્રમાં એક આવા પ્રકારનું દૃષ્ટાંત આપતાં જણાવ્યું છે કે સિંડિકેટ્સ સ્થાપન કરવાની કલ્પના પૂર્ણ અવસ્થામાં આવતા પહેલાં પાકો માલ તૈયાર કરનારાં કારખાનાંવાળાઓ અનેક વર્ષ સુધી લગભગ દસ હજાર ટન તારની ચુંકો હોલાંડ મોકલતા હતા; અને ચાર હજાર ટન કાચો માલ હોલાંડના વેપારીઓ લઈ જઇ પોતાના કારખાનામાં ચુંકો બનાવતા હતા. સિંડિકેટ્સના ધંધામાં જેમ જેમ લાભ થતો ગયો તેમ તેમ રોલ્ડ તારનાં એટલે યંત્રની સહાયથી ગોળ તાર બનાવવાનાં નવાં નવાં કારખાનાં નીકળવા લાગ્યાં. આ કારખાનાંમાં એટલો માલ તૈયાર થવા લાગ્યો કે તેની કોઈ પણ જગાએ નીકાસ કરવાની જરૂર પડી. અર્થાત્ દેશની માગણીને પહોંચી વળતાં બાકી રહેલો માલ હોલાંડને ઓછી કિંમતે મળવા લાગ્યો. એનું સ્વાભાવિક પરિણામ એ આવ્યું કે, હોલાંડના વેપારી પ્રથમ પ્રમાણે તારની ચુંકોનો પાકો માલ જર્મનીમાંથી મંગાવતા બંધ થયા; એટલુંજ નહિ પણ ઉલટું કાચા જર્મન માલનો પાકો માલ તૈયાર કરી જર્મનીમાંજ મોકલવા લાગ્યા, અને જર્મન માલની જર્મન બજારમાં જે કિંમત હતી તેના કરતાં ૨૫ ટકા ઓછી કિંમતે વેચવા લાગ્યા! આ હરિફાઇમાં જર્મનીનાં ચુંકોનાં કારખાનાંવાળાઓને પોતાનાં કારખાનાં બંધ કરવાં પડયાં અને તેમાં તેમને અતિશય નુકશાન થયું. આ વિષય સંબંધી ડા. મોરગેનરોથ ( Morgenroth ) નામે ગ્રંથકાર કહે છે કે:—"ઘણું કરીને સર્વે ચેંબર ઓફ કોમર્સના રીપોર્ટો જો આપણે જોઇશું તો તેમાં આ વિષય સંબંધી નાપસંદગી દર્શાવેલી આપણને માલૂમ પડશે. સિંડિકેટ્સવાળાઓના આ વેપારી ધોરણથી અનેક ધંધા જર્મનીમાંથી લુપ્ત થઈ પરદેશમાં ઉન્નત થયા છે. આજ કારણથી રાઇનનો વહાણ બાંધવાનો ધંધો નાશ પામ્યો અને હોલાંડમાં

ઉદય પામ્યો. કારણ કે, આ ધંધામાં આવશ્યક એવાં પત્રાં જર્મન વેપારીઓને જે કિંમતે મળે છે તે કરતાં પણ ઓછી કિંમતે હોલાંડને મળે છે. જર્મન પોલાદ ઓછા મૂલ્યે મળવાથી હોલાંડમાં લોખંડી અને પોલાદી કામનાં અનેક કારખાનાં જોસભેર ચાલે છે. અને બેલ્જીયમમાં પણ જર્મનીના કાચા માલના આધાર ઉપર લોખંડી તાર તૈયાર કરનારાં પુષ્કળ કારખાનાં સ્થપાયાં છે. ”

તેથી ઉલટું ડૉ. લીફ્મેન ( Liefmann ) કહે છે કેઃ—

“ કાચો અને કારખાનામાં અપૂર્ણ સ્થિતિમાં તૈયાર થયેલો માલ સિંડિકેટ્સના ધોરણથી ઓછા મૂલ્યમાં પરદેશ જાય છે; પણ તેથી જર્મનીનો પરદેશ સાથેનો વેપાર વધે છે. જર્મન કારખાનામાં તૈયાર થતો પાકો માલ પરદેશી માલ સામે ટકી શકતો નથી તેનું કારણ કાચો માલ ઘણો બહાર જાય છે એ નથી, પણ તે માલની દેશના વેપારીઓને વધારે કિંમત આપવી પડે છે એ છે.” તથાપિ એ વાત તો ઉઘાડી છે કે, આવી રીતે વધારે કિંમત આપવી પડતી હોવાથી દેશનાં કારખાનાંને બે રીતે નુકસાન થાય છે. (૧) માલ તૈયાર કરવામાં ખર્ચ વધારે આવે છે અને (૨) પરદેશી વેપારીઓને હરિફાઇ કરવામાં ઉત્તેજન મળે છે. પરદેશી ગ્રાહકોને વિશેષ અનુકૂળતા આપવાથી પાકો માલ તૈયાર કરનારાં દેશી કારખાનાંને નુકસાન થાય છે; એ વાત સિંડિકેટ્સવાળા સ્વીકારે છે, અને તેથી તેમનો પાકો માલ પરદેશ જાય છે ત્યારે કાચા માલની વિશેષ કિંમત આપવી પડયાના કારણથી થયેલું નુકસાન વાળવા માટે તે માલપર બૌંટી એટલે બક્ષિસ આપે છે. પણ આ બક્ષિસ વેપાર જ્યારે તદન પડતી સ્થિતિએ જાય છે ત્યારેજ આપે છે, એ સિવાયના પ્રસંગે કદી પણ આપતા નથી; અને તે એટલી જુજ હોય છે કે તેની સહાયથી પ્રથમ થયેલા નુકશાનનો બદલો મળવાનું સંભવિતજ નથી હોતું.

હવે ત્રીજા આક્ષેપનો વિચાર કરીશું. આ બાબતનો વિચાર કરતાં એવું જણાય છે કે, સિંડિકેટ્સવાળાઓએ સ્વીકારેલા ધંધાનું બજાર પ્રથમ કરતાં હાલ વિશેષ રીતે તેમની પોતાની સત્તામાં આવ્યું છે. તેઓ જે માલ તૈયાર કરે છે તેમાંનો કેટલોક પરદેશથી આવતો હતો તે ઓછો થતો જાય છે, એ વાત આથી સિદ્ધ થાય છે. પરંતુ આ બાબતમાં પણ જે વિચાર કરવો પડે છે, તે એ છે કે આ પરિણામ આવવામાં સિંડિકેટ્સ કેટલા અંશે કારણભૂત છે અને સંરક્ષક જકાત કેટલા અંશે કારણભૂત છે? કારણ કે, આ બન્ને કારણથી ઉક્ત પરિણામ આવવું સંભવનીય છે, તથાપિ એમાં પણ

વિશેષ મહત્વના અપવાદો છે. આ અપવાદોમાં પરદેશથી આવતાં જસત-નાં પત્રાંનો એક અપવાદ છે. આ પત્રાંપર સંરક્ષક જકાત છે. સિંડિકેટ્સ-વાળાઓએ તેની કિંમત પણ ઘણીજ વધારી છે, છતાં સેંકડે ત્રીસ ટકા જેટલા પ્રમાણમાં ઇંગ્લાંડથી જસતનાં પત્રાં જર્મનીમાં આવે છે, એવું ઉપર કહેલા કમીશનની તપાસમાં નક્કી થયું છે. આમ કરવામાં ઇંગ્લિશ વેપારીને પણ નુકસાન થતું નથી. કારણ કે, જર્મનીમાં આ માલની સિંડિકેટ્સની કૃતિથી એટલી સારી કિંમત આવે છે કે, જકાત અને અન્ય ખર્ચ કાઢતાં તેમને તેમાં સારો નફો મળે છે. ઉપર કહેલા કમીશન સમક્ષ એક સાક્ષી આપનારે નીચે પ્રમાણે ઉદ્દગાર કાઢયા છે:—

"માગણીના પ્રમાણમાં માલ પુરો પાડવાનું છોડી દઈ ઉલટું ઇંગ્લાંડ-માં જસતનાં પત્રાંની જે કિંમત પડે છે તે કરતાં દોઢી કિંમત તમે ગ્રાહક પાસે માગો છો; અને એટલી કિંમત લેવા છતાં તમે ગ્રાહકોને જોઇએ તેટલો માલ તૈયાર કરી આપતા નથી."

ચોથા આક્ષેપનો વિચાર અતિ સંક્ષેપ રીતે કરીશું તોપણ ચાલશે. કારણ કે, પરચુરણ વેપારી અને છૂટક માલ લેનારા ગ્રાહકોનું સિંડિકેટ્સ-વાળાઓ આગળ કંઇ ચાલતું નથી એ સ્પષ્ટ છે. જથાબંધ માલ લેનારા જે મોટા મોટા કારખાનાંવાળા હોય છે, તેમની સાથે પરભાર્યાંજ તેમના કરાર થાય છે, તેથી દલાલની જરૂર રહેતી નથી.

ચારે આક્ષેપનો ટુંકામાં વિચાર કરી ચુક્યા છીએ. હવે થાપણવાળાઓ અને મજુરના હિત સાથે આ વિષયનો નિકટ સંબંધ છે માટે તેમની દૃષ્ટિથી આ વેપારી મંડળનો વિચાર કરવાની આવસ્યકતા છે. આ બાબતનો વિચાર કરતાં એટલું સ્વીકારવું પડે છે કે, (૧) કમીશન મારફત ઉપસ્થિત થયેલી કેટલીક બાબતો જવા દેતાં ઉદ્યોગધંધામાં એકંદરે સિંડિકેટ્સથી સારૂં પરિ-ણામ આવ્યું છે અને (૨) પ્રથમ ભવિષ્ય વર્ત્યું હતું તે પ્રમાણે અત્યારસુધી મજુરોના હિતને હાનિ થાય તેવું વર્તન સિંડિકેટ્સ તરફથી થયું નથી. મંડળ ઉપસ્થિત કરવામાં શો ફાયદો છે તેનું કારખાનાંવાળા જે કારણ કહે છે તે તદ્દન સરળ અને ધનવાન લોકોને પસંદ પડે તેવું છે. છૂટા રહી હરિફાઈ કરી નફા ટોટાની અનિશ્ચિતતામાં રહી અંદરઅંદર લઢી મરવા કરતાં તેવી હરિફાઇ અટકાવી એકદિલથી કાર્ય કરી જે મળે તે વહેંચી લેવું એ અનેક રીતે ઇષ્ટ છે. વેપારમાં એકબીજાની સલાહના અભાવે થતી મારામારી નષ્ટ થાય છે એ સ્પષ્ટજ છે. વેપાર એક ભાગ્યની રમત છે. તે રમતમાં જય પરાજય અનિ-

શ્રિત છે; એ સિદ્ધાન્ત દૂર થઈ ઐક્યશક્તિથી વેપારમાં નિશ્ચિતપણું પ્રાપ્ત થાય છે; એટલુંજ નહિ પણ આ માર્ગે વેપાર કરવાથી શ્રમ ઘણો ઓછો થાય છે, માલ વિનાકારણ છિન્નભિન્ન થતો નથી, અને વેપારમાં રોકેલી થાપણ પર લગભગ સર્વેને સરખો પણ એકંદરે વિશેષ નફો મળે છે. સિંડિકેટ્સને અનુકૂળ રહેલા લોકોની આ વિચારસરણી ભૂલભરેલી છે, એમ કહી શકાય તેમ નથી, અને તે કારખાનાંવાળાઓને પ્રિય થાય તેમાં પણ આશ્ચર્ય જેવું નથી.

પ્રસ્તુત વિષય સાથે મજુરોનો સંબંધ, તેમને મળતી રોજી અને બજારમાં માલની આપવી પડતી કિંમત સાથે છે. સિંડિકેટ્સની કૃતિથી માલનું મૂલ્ય વધ્યું છે, પણ તેથી મજુરોને હાનિ થતી નથી; કારણ કે ગ્રાહકો પાસેથી વિશેષ કિંમત રૂપે લીધેલા નજરાણામાં મજુરોને વિશેષ પગારના રૂપે ભાગ મળે છેજ. પગારના સંબંધમાં પહેલાંની અનિશ્ચિતતા હવે રહી નથી. સિંડિકેટ્સ સ્થાપન થતાં પહેલાં મજુરોમાં ચળવળ થતી કે પગાર વધતો હતો, પણ તે નરમ પડતી કે તે પાછો ઘણો ઓછો થઇ જતો હતો. સિંડિકેટ્સ સ્થાપન થવાથી તેમનો પગાર સ્થિર થયો છે, તેથી આજે વધારે અને કાલે ઓછો, એવા બનાવ બનતા નથી. આ પ્રમાણે હોવા છતાં સિંડિકેટ્સવાળાઓ વિષે આરંભમાં મજુરોમાં ભય રહ્યો હતો. તેઓ પ્રશ્ન કરતા કે, માલ ઉત્પન્ન કરનારા લોકોની હરિફાઇ નષ્ટ કરી તેઓ જ્યારે માલનું મૂલ્ય વધારી શકે છે, ત્યારે અમોને રોજી–પગાર આપનારા લોકોમાં થતી હરિફાઈ દૂર કરી અમને ઓછો પગાર આપવાની વ્યવસ્થા તેઓ ન કરે એમ કેમ કહી શકાય ? આવા પ્રશ્ન પૂછવામાં વિશેષ તાત્પર્ય હતું એમ અમને લાગતું નથી. કારણ કે, કારખાનદારની માફક મજુર વર્ગમાં પણ સંઘશક્તિ ઉત્પન્ન થઈ છે અને તેના બળપર તેઓ પોતાનું કાર્ય કરી શકે છે. આ વિષે વિવેચન પાછળના પ્રકરણમાં થઇ ગયું છે. ગમે તેમ હો, પણ એ તો સત્ય છે કે સિંડિકેટ્સવાળાઓના હાથે હજુ સુધી મજુરોનું અહિત થયું નથી. તોપણ મજુરોએ સ્થાપન કરેલી ટ્રેડ યુનિયનો વિષે સિંડિકેટ્સની હીલચાલ કરનારા મુખ્ય માણસોએ અનેક વખત જે પ્રતિકૂળ ઉદ્ગાર કાઢયા છે તે ઉપરથી પ્રસ્તુત સ્થિતિ ભવિષ્યમાં પણ રહેશે કે કેમ, એવો સંશય મજુરોને છે, તે અસ્થાને છે એમ તો કહી શકાશે નહિ. આ મુખ્ય ગૃહસ્થોમાં હર કિરડૉર્ફ (Herr kirdorf) નામે ગૃહસ્થ ટ્રેડ યુનિયન્સનો પક્કો શત્રુ છે અને તેનું વેપારી લોકોમાં વિશેષ માન છે. જો તે ટ્રેડ યુનિયન્સને તોડી પાડવાનો નિશ્ચય કરે તો મજુરોને ઘણી મુસ્કેલી સહન કરવી પડે એવો સંભવ છે.

સિંડિકેટ્સ સ્થાપન કરવાની આ યુક્તિ જનસમાજને કેટલે સુધી પસંદ છે અને આ બાબતમાં સરકારનું ધોરણ કેવા સ્વરૂપનું છે, તેનો વિચાર કરી આ વિષય પૂર્ણ કરીશું.

આ યુક્તિ જ્યારે પહેલવહેલી નીકળી ત્યારે અનેક જર્મન વિદ્વાનોએ તેમાં સંમતિ આપી કે તે સિદ્ધ થશે તો આર્થિક ઉત્પન્ન વિશેષ પ્રમાણસર થશે, કિંમત સ્થિર થશે અને દેશનો ઉદ્યોગધંધો વધશે. ત્યાંના લોકોની એ પ્રબળ ઇચ્છા હતી કે, જર્મનીનો લોખંડનો વેપાર સર્વ જગતમાં પ્રસરવો જોઇએ. તેઓને લાગ્યું કે સિંડિકેટ્સની સહાયથી આ ઇચ્છા પૂર્ણ થશે. તેથી ચોતરફ્થી એવા ઉદ્‌ગાર નીકળવા લાગ્યા કે, સિંડિકેટ્સ સ્થાપન થશે તો દેશનો વેપાર મોટા પ્રમાણમાં શરૂ થશે, મજુરોને ઉદરનિર્વાહ માટે પરદેશ જવું નહિ પડે, આયાત વેપારની વૃદ્ધિ થશે, નાનાં અને મોટાં કારખાનાંને સરખો લાભ થશે, મજુરોને વિશેષ પગાર મળશે, જેથી તેમનામાં અસ્થિરતા રહેશે નહિ, અને આટલી કિંમતી બાબતો સાધ્ય થશે એટલે કોઇ પણ વિશિષ્ટ વર્ગને હાનિ થશે નહિ. કારણ કે, ઉત્પાદનક્રિયા અને વિભાગકાર્ય ઓછા ખર્ચે થશે એટલે પ્રથમની કિંમતમાં પણ પરિવર્તન કરવાનો પ્રસંગ આવશે નહિ.

આ ભવિષ્યકથનમાંહેનાં કેટલાંક અનુભવાન્તે ખોટાં અને કેટલાંક અમુક અંશે ખરાં ઠર્યાં છે. સિંડિકેટ્સે સ્વીકારેલા ધંધા પૈકી કેટલાક ઉન્નત સ્થિતિમાં આવ્યા છે, સંરક્ષક જકાતનો ટેકો મળવાથી પોતાના દેશનો બજાર સિંડિકેટવાળાઓના હાથમાં ટકી રહ્યો છે, નિકાશ વેપાર વૃદ્ધિ પામ્યો છે અને મજુરોના પગાર પણ વધ્યા છે. તથાપિ સર્વે ધંધામાં સરખો યશ મળ્યો નથી.

સિંડિકેટ્સમાં એકત્ર નહિ થયેલા નાના ધંધાઓ નષ્ટ થઇ ગયા છે. નિકાસ વેપાર વધવાથી જે ધંધામાં સિંડિકેટ્સવાળાઓની ઉન્નતિ થઇ છે તેજ ધંધામાં સિંડિકેટ્સના અભાવવાળાઓની અધોગતિ થઇ છે, અને છેવટે જે પ્રમાણમાં કારખાનાંવાળાઓને નફો થવા લાગ્યો તે પ્રમાણમાં દેશના ગ્રાહકોને નુકશાન થવા લાગ્યું. કારખાનાંના માલીકો, વેપારીઓ, અને મજુરો ગ્રાહકો પર સ્વાર થવા લાગ્યા તેથી તેમને ઘણું સહન કરવું પડયું છે.

પોતે ધારેલાં ભવિષ્ય અનેક રીતે ખોટાં પડવાથી જે ગ્રંથકારો પહેલાં સિંડિકેટ્સના પક્ષમાં રહેલા હતા તેમાંના કેટલાક તો છેવટે તેમના પર તૂટી પડયા અને પ્રતિપાદન કરવા લાગ્યા કે, સરકાર જો વિશેષ નજર નહિ રાખે તો સિંડિકેટ્સવાળાઓ ગ્રાહકોને પૈસા લેવા કચડી નાખશે ! તથાપિ વાસ્તવિક રીતે જોઇએ તો આ સંસ્થાઓએ અત્યારસુધી કાયદા વિરુદ્ધ કૃત્ય કર્યું નથી એવું કોઈ પણ નિષ્પક્ષપાતી માણસ કબુલ કરશે. એક વખત એક સિંડિકેટ

વિરુદ્ધ ઇમ્પીરિયલ સુપ્રીમ કોર્ટમાં એક દાવો થયો. તેમાં વાદીએ માગણી કરી હતી કે સિંડિકેટ જેવી સસ્થાથી વેપારમાં પ્રત્યેક મનુષ્યની સ્વતંત્રતાને હરકત થાય છે, એવું કોર્ટે ઠરાવવું. પરંતુ કોર્ટે વાદીની વિરુદ્ધ ઠરાવ કરી અભિપ્રાય આપ્યો કે, અમુક પરિસ્થિતિમાં વ્યક્તિસ્વાતંત્ર્ય ઓછું કરવાથીજ સમાજનું કલ્યાણ થાય છે. ઇંડસ્ટ્રિયલ કોડમાં ધંધાસ્વાતંત્ર્ય ( Freedom of occupation ) એવા શબ્દ છે, તેથી તેના આધારપર ઉપરોક્ત સ્વરૂપના ઘણા દાવા કોર્ટમાં ઉપસ્થિત થયા. પરંતુ તે સર્વેનો નિર્ણય ઉપર જણાવ્યા પ્રમાણે થયો. તથાપિ કાયદાએ ઠરાવેલી મર્યાદા સુધી સિંડિકેટવાળા આવી પહોંચ્યા છે. તેઓ જો હવે તેથી એક પગલું આગળ વધે તો કાયદાએ તેમને પ્રતિબંધ કરવાની જરૂર છે, એમ અનેક મનુષ્યો કહે છે. ઘણા સિંડિકેટવાળાઓની ખાત્રી થઈ છે કે લોકમત તેમની વિરુદ્ધ છે તેથી તે શાંત કરવાના હેતુથીજ કોલ સિંડિકેટ્સના ડાયરેક્ટરોએ પ્રશિયન સરકારને પોતાના કાર્યમાં સામીલ થવા કેટલાક દિવસપર વિનંતિ કરી હતી. ડાયરેકારોનું કહેવું એવું હતું કે જો સરકાર અમારા કાર્યમાં સામીલ થશે તો અમારા કાર્યપર દેખરેખ રહેશે. પરંતુ એવું કરવાનો સમય આવ્યો નથી, કહી સરકારે તેમની વિનંતિનો અસ્વીકાર કર્યો.

સિંડિકેટ્સના કાર્યમાં હાથ ઘાલી શકાય તેવો કાયદો હજુ સૂધી સાર્વભૌમ સરકારે કે સંસ્થાનિક સરકારે કર્યો નથી. પ્રશિયન સરકારની માફક સાર્વભૌમ સરકાર પણ સિંડિકેટ્સવાળા ક્યાં સુધી વધે છે તે જોતી સ્વસ્થ બેઠી છે. દેશના મુખ્ય ધંધાપર સિંડિકેટ્સ થવાથી અત્યાર સુધી તેમની શી અસર થઇ છે તેની તપાસ કરવા માટે તેણે એક કમિશન નીમ્યું છે. તે કમિશનનું કામ હજુ ચાલુજ છે. હાલ તુરત સરકારે આશ્વાસન આપ્યું છે કે, સિંડિકેટવાળા મર્યાદા બહાર જશે તો કાયદાથી તરત તેનો બંદોબસ્ત કરીશું. લોકોને પણ વિશ્વાસ છે કે, સરકારની તેવી ખાત્રી થશે એટલે સિંડિકેટ્સવાળાઓને અટકાવવામાં સરકાર વિચાર કરશે નહિ. વેસ્ટ ફાલિયાની કોલ સિંડિકેટ ઉપર લોકોનો વિશેષ કટાક્ષ છે. કોલસા જેવી વસ્તુ હમેશના ઉપયોગમાં આવતી હોવાથી સિંડિકેટના ધોરણથી ગરીબ પ્રજાને સહન કરવાનો પ્રસંગ આવે છે તેથી સિંડિકેટ્સ વિરુદ્ધ જે પોકાર ચાલે છે તેમાં સિંડિકેટનું આ કૃત્ય વિશેષ કારણભૂત છે. આ પોકાર સાર્વભૌમ સરકાર શાંતિપૂર્વક સાંભળી રહી છે, પણ પ્રસંગ આવતાં લોકોના સંરક્ષણાર્થે તેને ફટકો મારવાનો તેનો પૂર્ણ વિચાર છે.

# પ્રકરણ ૧૧ મું.

## સરકારે માથે લીધેલાં કાર્યો.

### રેલ્વે અને નહેર.

આશરે ચાળીસેક વર્ષ ઉપર પોતાના દેશની સાંપત્તિક સ્થિતિ સુધારવાના ઉપાયો શોધી કાઢવા માટે જર્મનો ધ્યાનપૂર્વક વિચાર કરવા લાગ્યા હતા અને તે માટે સરકારે કયાં કાર્ય ઉપાડી લેવાં અને પ્રજાએ કયાં ઉપાડી લેવાં તે વિષે કોઇનો નિશ્ચયાત્મક વિચાર થયો નહતો. એટલે જેની તેની ઇચ્છામાં જે આવે તે કાર્ય ઉપાડવું એવી તે વખતની સ્થિતિ હતી. આથી જર્મનીને ઘણો ફાયદો થયો. સર્વત્ર સામાન્ય માન્યતા એવી છે કે જર્મનો પુસ્તકી જ્ઞાન સારૂં ધરાવે છે, પણ વ્યવહારિક જ્ઞાનમાં તે ઉતરતા છે; ત્યારે ઇંગ્લિશ રાષ્ટ્ર વ્યવહારિક જ્ઞાનમાં નિપુણ છે અને પુસ્તકી જ્ઞાનમાં અપૂર્ણ છે. તથાપિ વ્યક્તિ વિષે સ્વાર્થપરાયણતાનો ગઢ ચણવાના તત્વનો જો કોઇએ સ્વીકાર કર્યો હોય તો તે માત્ર વ્યવહારકુશળ ઇંગ્લિશ રાષ્ટ્રેજ કર્યો છે. જર્મનીએ એવા ગઢ ન ચણતાં એ તત્વનાં જેટલું ગ્રહણ કરવા જેટલું હતું તેટલુંજ ગ્રહણ કર્યું અને તે સાથે સહકાર્યનું મહત્વ કેટલું છે તે પણ બરોબર સમજી લીધા પછી તેનો પણ સ્વીકાર કર્યો. પણ તેણે સુદ્ધાં જરૂર કરતાં વિશેષ ધમક જણની નહિ. જે સમયે ઇંગ્લિશ પ્રજા કહેતી હતી કે દેશના ઉદ્યોગધંધા સરકારે પોતાના હાથમાં લેવા નહિ તેજ સમયે જર્મનો કહેતા કે સરકારે અવશ્ય એ કાર્યમાં પડવું. જર્મનીમાં અનેક વર્ષ સુધી એકતંત્રી રાજ્ય હતું અને સર્વ સત્તા રાજાના હાથમાં હતી. તેથી કોઇ પણ બાબતનો આરંભ કરવો હોય તો રાજાએજ કરવો એવી પ્રજાની ઇચ્છા હતી. આધુનિક સુધરેલી રાજ્યપદ્ધતિમાં પણ જર્મનીમાં રાજાનું મહત્વ ઘટયું નથી. જર્મન રાજ્યવ્યવસ્થાની આ દિશા બરોબર લક્ષમાં લેવાથી, પ્રસ્તુત પરિસ્થિતિમાં પણ દેશની સાંપત્તિક સ્થિતિ સુધારવાના કાર્યમાં સરકારને નેતૃત્વપદ લેવાનું કેટલું સરળ અને સ્વાભાવિક છે તે વાચકો સહજ રીતે સમજી શકશે.

જર્મન રાષ્ટ્રે રાજાનું મહત્વ કાયમ રાખ્યાથી સાંપત્તિક પ્રગતિની દરેક તકનો ઉપયોગ કરવામાં રાષ્ટ્રને ઘણી સહાય થઈ છે. આર્થિક તત્વનો ઘણો ભાર સરકારે અને મ્યુનિસિપાલિટીઓએ પોતાના શીરપર રાખેલો હોવાથી અન્ય લોકોને પોતાનું ધન બીજા કાર્યમાં નાખી પોતાની કર્તવ્યપરાયણતા

દર્શાવવાનો અણુચિંતવ્યો પ્રસંગ પ્રાપ્ત થયો. એકંદરે જનસમૂહના હિતઅહિત-ની બાબતો સરકારની દેખરેખ નીચે રહેવાથી જે કામમાં વ્યક્તિ વિષે ફાયદો હતો તે કામમાં લોકોને વિશેષ ધ્યાન આપવાની સ્વાભાવિક સંધિ પ્રાપ્ત થઈ. એ વાત વિશેષ ધ્યાનમાં લેવા જેવી છે કે સરકારે પોતે કિંવા સરકારની દેખરેખ નીચે કંપનીઓએ ચલાવેલી રેલ્વેનો વિસ્તાર હમણાં ૩૧,૦૦૦ મૈલનો છે. આ રેલ્વેમાં કુલ સાઠ કરોડ પૌંડની રકમ રોકાઈ છે. તેની વ્યવસ્થા રાખવા માટે ડાયરેક્ટરોની બોર્ડ નથી, ખાનગી થાપણવાળાઓની સહાયની અપેક્ષા જણાતી નથી અને શેરહોલ્ડરોની એટલે ભાગીદારોની સભા બોલાવવી પડતી નથી. સરકારદ્વારા સર્વ કારભાર વિના હરકતે અને સરલ રીતે ચાલે છે. ભાગીદારો, ડાયરેક્ટરો વગેરે પદ્ધતિથી લોકો જે કંપનીઓ ચલાવે છે તેમાં અને સરકારે જે ધંધાઓ હાથમાં લીધા નથી તે ઉદ્યોગધંધામાં તેઓ પોતાનું ચાતુર્ય દર્શાવે છે, એટલુંજ નહિ પણ જર્મનીમાં જુદી જુદી સંસ્થાઓનું જે ઉત્પન્ન છે, તેમાંનો ઘણો ભાગ સરકાર જે ધંધાઓ ચલાવે છે તેમાંથી મળેલો હોય છે. પ્રજાપર કર નાખવા વિષે વિચાર કરતી વખતે સરકાર આ વાત ધ્યાનમાં લે છે. આ ઉપરથી કેટલાંક સંસ્થાનોમાં કરનું ભારણ ઓછું કેમ હોય છે તેનો સહેજે નિર્ણય થઇ જાય છે. ઇ. સ. ૧૯૦૫ નું જર્મનરાષ્ટ્રનું બજેટ જોતાં જણાય છે કે, એકંદર ઉત્પન્ન પૈકી સેંકડે ૩૧·૩ જેટલું ઉત્પન્ન સરકારી કારખાનાંનું છે અને સંયુક્ત સંસ્થામાંનું તો ૬.૮ જેટલું છે. જર્મનરાષ્ટ્ર અને તેમાં આવેલાં સર્વ સંસ્થાનોમાં કારખાનાનું ચોખ્ખું ઉત્પન્ન ૧૪,૫૭,૫૦,૦૦૦ પૌંડ છે. સામ્રાજ્યના ઉત્પન્નની બાબતોમાં ફક્ત પોષ્ટ, તાર, આલ્સાસ-લૉરેંજની રેલ્વે, ઇમ્પિરિયલ પ્રિંટિંગવર્ક્સ અને ઇમ્પિરિયલ બેંક એ છે. અને સંસ્થાનોના ઉત્પન્નમાં રેલ્વે, પોષ્ટ, તાર, જંગલ, બીજી જમીન, કોલસા, લોખંડ અને પોટાશની તથા બીજી ખાણો, તેમજ લોખંડ શુદ્ધ કરવાનાં કારખાનાં છે. ઇ. સ. ૧૯૦૬ માં એકલા પ્રશિયામાં ૩૯ ખાણો, ૧૨ લોખંડ શુદ્ધ કરવાનાં કારખાનાં, પાંચ મીઠાના અગર, ત્રણ પત્થરની ખાણો અને એક અંબર (Amber)નું કારખાનું એટલું સરકારનું હતું.

પ્રાચીનકાળમાં સરકારી ઉત્પન્નનું મુખ્ય સાધન માત્ર જમીનનું ઉત્પન્ન એજ હતું, અને એજ સ્થિતિ હજુ સુધી કેટલાંક નાનાં સંસ્થાનોમાં છે. મોટાં સંસ્થાનોમાં જમીનના ઉત્પન્નનું સ્થાન રેલ્વેએ લીધું છે. આ કાર્યમાં સર્વ સંસ્થાનોમાં પ્રશિયા પ્રથમ પંક્તિએ આવે છે. સરકારી ખર્ચ એ સંસ્થાનમાં રેલ્વેના ઉત્પન્ન ઉપર જેટલો ચાલે છે તેટલો અન્ય કોઈ પણ

સંસ્થાનમાં રેલ્વેના ઉત્પન્ન પર ચાલતો નથી. પ્રશિયાના લોકોને વિશ્વાસ છે કે, સરકાર જે કારખાનાં ચલાવે છે તે પૂર્ણ ઉન્નત સ્થિતિએ પહોંચે છે. આથી એવા કામ માટે સરકાર જેટલું ધન માગે છે તેટલું આપવાને પાર્લામેંટ (ડાએટ) કદી પણ ના કહેતી નથી. એવું લાગે છે કે, પ્રશિયાનું આ ઉદાહરણ જોઈ અન્ય સંસ્થાનોની પ્રજાનાં મન પણ આવી બાબતોમાં સરકારને દિનપ્રતિદિન વધારે અનુકૂળ થતાં જશે. રેલ્વે અને અન્ય કારખાનાં વિદ્યુતની સહાયતાથી ચલાવવા માટે પાણીની શક્તિનો ઉપયોગ કરવાની બવેરિયા સંસ્થાનમાં હાલમાં કલ્પના થઈ છે; અને તે વ્યવહારમાં (કૃતિમાં) ઉતારી બતલાવવાનો તેણે પ્રયત્ન શરૂ કર્યો છે. નદીઓ, ધોધ વગેરેના જળનો એ કામ માટે ઉપયોગ કરવાનો હક્ક સરકારને અસલથીજ છે. આ પાણીની શક્તિથી વિદ્યુત્ ઉત્પન્ન કરી જ્યાં જરૂર હોય ત્યાં પુરી પાડવા માટે સરકારે કરેલી યોજના મોટી અને અતિ ખર્ચવાળી છે. સાક્સેન સરકારે આવાજ પ્રકારની એક યોજના ઘડી છે; પરંતુ ત્યાંનો પ્રજામત હજુ જોઈએ તેટલો અનુકૂળ નથી.

જંગલ અને બીજી જમીનનું ઉત્પન્ન સંસ્થાનોને મળે છે એ સંબંધી ઉપર ઉલ્લેખ કરી ચુકયા છીએજ. સરકારના તાબામાં પુષ્કળ જમીન હોવાથી ખેતીના નફા ટોટા ઉપર તેના કલ્યાણ અકલ્યાણનો ઘણો આધાર હોય છે. આ કારણથી મોટા જમીનદાર અને નાના જમીનદાર એ ઉભયમાં તટસ્થ વૃત્તિથી સરકાર પોતાનું સમતોલપણું જાળવી શકે છે, અને તેથી રાષ્ટ્રને અતિ લાભ થાય છે. પ્રસિદ્ધ મુત્સદ્દી પ્રિન્સ બિસ્માર્કે એક એવી યોજના ઘડી હતી કે, પ્રશિયન મુત્સદ્દીને ( મિનિસ્ટર ઑફ સ્ટેટ ) જે પગાર આપવામાં આવે છે તેમાંનો થોડો ભાગ તેને પૈસાના રૂપે આપવો અને બાકીનો જમીન રૂપે આપવો અને તે જમીનનું ઉત્પન્ન તેની ઇચ્છા તે મુજબ મેળવે. તેનું કહેવું એવું હતું કે, આ યોજનાથી રાષ્ટ્રના મુખ્ય ઉત્પન્નના સાધન રૂપ જમીનની સ્થિતિ ઉપર સરકારનું લક્ષ રહેશે અને તેને સુધારવા માટે કયા ઉપાય યોજવા તથા કયું ધોરણ સ્વીકારવું તે જાતઅનુભવ પરથી નિશ્ચિત કરી શકશે. પ્રત્યેક સંસ્થાનમાં પુષ્કળ જમીન સરકારના તાબામાં છે અને તે જમીનનું ઉત્પન્ન સરકારને મળે છે. આ વાત ઉપરથી ઉપર કહેલો પ્રિન્સ બિસ્માર્કનો હેતુ ભલેને અન્ય માર્ગે હોય, પણ સાધ્ય થાય છે. અને તેને અનુસરીનેજ દિનપ્રતિદિન અધિક જમીન પોતાના કબજામાં લેવાની સંસ્થાનોમાં વિશેષ પ્રવૃત્તિ જણાઇ આવે છે. ત્યાં સરકારી જમીન ૧૮ વર્ષના પટાથી

ખેડુતોને આપવાનો પ્રચાર છે. આ રૂઢીથી એકાદ વર્ષે ખેતીની કેવી સ્થિતિ છે તે વિષે બીજા લોકોના પરસ્પર વિરોધી મત પર અવલંબી ન રહેતાં, પોતાના અનુભવથી ઠરાવવાનું સરકાર પાસે સાધન રહે છે. ઓગણીસમી સદીના મધ્યકાળમાં જમીનના વાવેતરનું પ્રમાણ ૨૫ થી ૩૦ ટકા જેટલું ઘટી ગયું હતું. ખેતીની આવી નિકૃષ્ટ સ્થિતિ કેમ થઈ તે વિષે તપાસ કરવા માટે સરકારને તે વખતે કાંઈ કમિશન નીમવાની જરૂર પડી ન હતી. કારણ કે તે પોતાના અનુભવ પરથીજ ખેતીમાં ક્યાં હરકત આવી છે તે જોવાને શક્તિવાળી હતી. સરકારી ખેતીવાડી ખાતામાં હમેશ નવા નવા પ્રયોગો થાય છે તેથી નાના ખેડુતોને ઘણો ફાયદો થયો છે. તેમજ સરકારી જમીનની ખેતી ઉત્તમ પ્રકારની હોવી જોઇએ એવું ખેતીવાડી ખાતાને અભિમાન હોય છે તેથી આજુબાજુના ખેડુતોને સરકારી ખેતરો તથા પાક અનુકરણીય થાય છે, એટલે તે પ્રમાણે પોતાના ખેતરોમાં પણ પાક ઉત્પન્ન કરવાની તેમને ઇચ્છા થાય છે. ખેતીવાડી ખાતાની આ દક્ષતાથી સરકારને કોઇ પણ પ્રકારે નુકસાન ન થતાં ઉલટું ઉત્પન્નમાં વધારો થાય છે. ખેતીવાડી ખાતું સરકારે કેવળ લોકોનું હિત કરવાની ભાવનાથી કાઢેલું નહિ હોવાથી, સરકારી વાડીઓ, બગીચા અને જંગલોનું જેટલું ઉત્પન્ન મેળવી શકાય તેટલું મેળવવા સરકારી અધિકારીઓને લક્ષ આપવું પડે છે. આ પ્રમાણે સરકારનું ઉત્પન્ન વધવા સાથે દેશની ખેતીમાં સુધારો થાય છે. ઉપરની યોજનાથી આ તેમને બીજો ફાયદો છે. પ્રશિયામાં જંગલોનું ઘણું મોટું ઉત્પન્ન આવે છે. તેની વ્યવસ્થા કરવા માટે સરકારે એક સ્વતંત્ર ખાતું રાખ્યું છે. આ ખાતામાં જંગલ વિષે શિક્ષણ મેળવનારાનેજ જગ્યો આપવામાં આવે છે. આવી દક્ષતા રાખવાથી જંગલ ખાતાનું ઉત્પન્ન સારૂં આવે છે, અને તે એટલે સુધી કે રાજાનો અરધો ખાનગી ખર્ચ આ ઉત્પન્નમાંથી પુરો પડે છે!

રેલ્વેનું સ્વામિત્વ અને તેની સર્વ વ્યવસ્થા સરકારના હાથમાં છે. આ વ્યવસ્થા એટલી સુયંત્રિત છે કે, રેલ્વે ખાતા જેટલું જર્મનીમાં બીજું કોઇ પણ ખાતું નફો આપનારૂં નથી. જર્મનીની પ્રચલિત રેલ્વેવ્યવસ્થા ઘણા ઇંગ્લિશ લોકોને પસંદ પડતી નથી. તેમનો મત એવો છે કે, રેલ્વેનુ સ્વામિત્વ અને વ્યવસ્થા ખાનગી કંપનીઓ પાસે હોય એજ લાભકારક છે. આ અભિપ્રાય બરોબર છે કે ભૂલભરેલો છે, તે જોવાની પંચાતમાં બહુધા જર્મનપ્રજા પડતી નથી. અનુભવાન્તે તેમનો નિશ્ચય થયો છે કે, રેલ્વેની વ્યવસ્થા સરકારે પોતાના હાથમાં લીધી છે ત્યારથી તેમાં પુષ્કળ સુધારો

**થયો છે, અને રેલ્વે ખાતાના નોકરો પોતાનાં કાર્ય શ્રદ્ધાપૂર્વક કરતા હોવાથી લોકોને સુખ મળવાની સાથે સરકારને પણ લાભ થાય છે. સરકારનું મહત્વ વધારવાની કોઈ પણ તક પ્રશિયા નિરર્થક જવા દેતું નથી. આ હમેશના ધોરણને અનુસરી રેલ્વે સરકારને હસ્તક અપાવવામાં મુખ્ય ભાગ પ્રશિયાએ લીધો હતો.** ઇ. સ. ૧૮૩૮ માં **પ્રશિયન રેલ્વે** લૉ નામનો એક કાયદો પ્રથમ પ્રસાર થયો હતો. આ કાયદામાં ઇંગ્લાંડની રેલ્વે પદ્ધતિને અનુસરી ખાનગી કંપની-ઓને રેલ્વે બાંધવાની પૂર્ણ છૂટ આપેલી હતી. પરંતુ એવી કંપનીઓના કાર્ય પર પુરેપુરી નજર રાખી શકાય એવા પ્રકારના ઘણા અધિકાર સરકારે પોતાના હસ્તક રાખ્યા હતા, અને ત્રીસ વર્ષ પછી સરકારને યોગ્ય લાગશે તો એ રેલ્વે પોતાની સત્તામાં લઇ શકશે એવી વ્યવસ્થા પણ એ કાયદાથી ઠરી ચૂકી હતી. આરંભમાં આ વ્યવસ્થા શરૂ કરવામાં આવી, પણ પછીથી ધીમે ધીમે ખાનગી રેલ્વે પણ ખરીદી લેવાનું કાર્ય સરકારે ઉપાડી લીધું. કેટલીક રેલ્વે કંપનીઓને મોટી મોટી રકમો કરજે આપી અને એવી રીતે તેની વ્યવસ્થામાં પોતે પ્રવેશ કરી દીધો. આ પદ્ધતિથી **પ્રશિયાની** પુષ્કળ રેલ્વે હવે સરકારની માલિકીની થઈ છે; અને જે થોડી રહી છે તેના પર પણ સરકારે પોતાનો હાથ નાખ્યો છે. **સાક્સેન, બવેરિયા, વેલિંગ** અને **વેડન** સંસ્થાનોએ પણ **પ્રશિયાનું** અનુકરણ કર્યું. રેલ્વેની વ્યવસ્થા સરકાર પોતાના હાથમાં લે તે સર્વ પ્રકારે હિતાવહ છે, એ તત્વ ગયાં ત્રીસ પાંત્રીસ વર્ષથી એટલું સર્વમાન્ય થયું છે કે, સરકારી વ્યવસ્થા સારી કે ખાનગી કંપનીની વ્યવસ્થા સારી એ વિષય સંબંધી જર્મનીમાં હવે કોઇ વાદવિવાદ સુદ્ધાં કરતું નથી.

સંયુક્ત સંસ્થાનો પર વિશેષ સત્તા રાખી શકાય, એ રાજકીય હેતુથી જર્મન સામ્રાજ્યની સ્થાપના કર્યા પછી **પ્રિન્સ બિસ્માર્ક** એવું પ્રતિપાદન કરવા લાગ્યો કે, જર્મન રાષ્ટ્રની સર્વ રેલ્વે સામ્રાજ્યની માલિકીની હોવી જોઇએ. આ કાર્યમાં **પ્રશિયા** આગળ આવી દૃષ્ટાંતરૂપ થાય તે હેતુથી ઇ. સ. ૧૮૭૫ માં **પ્રશિયન** પાર્લામેંટ સન્મુખ તેણે એક ભાષણ કર્યું અને તેમાં કહ્યું કે "**પ્રશિયા**-એ રેલ્વે ઉપરનું પોતાનું સર્વ સ્વામિત્વ અને બીજા સર્વ હક્ક જર્મન સામ્રાજ્યને અર્પણ કરી દેવા તત્પર થવું." આ ભાષણપર રૅડિકલ પક્ષના સભાસદોએ ઘણી ટીકા કરી, પરંતુ તે વિચારમાં ન લેતાં **પ્રિન્સ બિસ્માર્કના** વિચારો સભાએ વધારે મતથી માન્ય કર્યા. **આ પ્રમાણે પ્રશિયન પાર્લામેંટે પોતાની સર્વ રેલ્વે સામ્રાજ્યને સ્વાધીન કરવાની તત્પરતા દર્શાવી, પરંતુ અન્ય સર્વ સંસ્થાનોએ આ કાર્યમાં પ્રશિયાને જોઇએ તેવો ટેકો આપ્યો નહિ, તેથી**

પ્રિન્સ બિસ્માર્કનો મૂળ હેતુ સિદ્ધ થયો નહિ. પ્રશિયા પ્રત્યે ઘણાં સંસ્થાનો ઇર્ષા ધરાવે છે, તેથી પ્રશિયાના વિચારનો સંપૂર્ણ રીતે સ્વીકાર થવાનો હાલમાં તો સંભવ નથી. પ્રસ્તુત લોકમત પરથી સ્પષ્ટ થાય છે કે, રેલ્વેની માલિકી હજુ કંઈ કાળ સુધી જે તે સંસ્થાનો હસ્તકજ રહેશે. ઘણા માલીકોની પુષ્કળ રેલ્વે હોય તો તે વેપારી દૃષ્ટિથી યોગ્ય નથી, એ વાત લક્ષમાં રાખી રેલ્વેની વ્યવસ્થામાં કેટલીક એવી બાબતો રાખવામાં આવી છે કે, તે સંબંધના નિયમ સર્વે સામ્રાજ્યમાં એકસરખા છે; અને તે સર્વ સંસ્થાનોએ કાળજીપૂર્વક પાળવા એવો નિર્બંધ કરવામાં આવ્યો છે. ઉદાહરણ તરીકે, રેલ્વેમાં જતા આવતા માલના ભાડાનો દર, તે સંબંધના નિયમો, ટાઇમિટેબલ અને બીજી એવી બાબતો વિષેના નિયમ સર્વ સામ્રાજ્યમાં સમાન છે. આ યોજનાથી વેપારના કામમાં તેના અભાવે જે હરકતો ઉપસ્થિત થવાનો સંભવ હતો તે બીલકુલ નષ્ટ થયો છે.

ઇ. સ. ૧૯૦૫ના અંતમાં જર્મન સામ્રાજ્યમાં ૩૪,૧૭૫ મૈલ રેલ્વે હતી. તેમાંની ૩૧,૬૧૧ મૈલ ભિન્ન ભિન્ન સરકારની કિંવા ખાનગી પણ સામ્રાજ્યની દેખરેખ નીચે ચાલનારી હતી. બાકીની ૨,૫૬૪ મૈલ રેલ્વે ખાનગી કંપનીઓની પૂર્ણ માલિકીની હતી. એકંદર રેલ્વેનું પ્રમાણ કાઢતાં દર ૧૦૦ ચોરસ મૈલે ૨૬.૨ મૈલ અને દર એક લાખ માણસે ૫૬.૭ જેટલું નીકળે છે. પ્રત્યેક મૈલે ૨૧,૩૦૦ પૌંડ એટલે કુલ ૭૨,૭૬,૦૦,૦૦૦ પૌંડ જેટલી થાપણ રેલ્વેમાં રોકાયલી છે. રેલ્વેનું ઉત્પન્ન એ વર્ષમાં ૧૨,૧૮,૫૦,૦૦૦ પૌંડ થયું હતું ત્યારે ખર્ચ ૭,૭૦,૫૦,૦૦૦ પૌંડ થયો હતો; એટલે ચોખ્ખો નફો ૪,૪૮,૦૦,૦૦૦ પૌંડ રહ્યો હતો. ખર્ચમાં વપરાયલી રકમ પર આ નફો વહેંચી નાખતાં દરવર્ષે દરસેંકડે ૬ પૌંડ ૫ શિલિંગ વ્યાજ પડે છે. રેલ્વેમાં નોકરોની સંખ્યા ૬,૦૩,૭૫૫ જેટલી હતી.

રેલ્વેની વ્યવસ્થા સરકારના હાથમાં જવાથી જે એક પ્રકારનું મોટું નુકસાન થયું છે તે એ કે, પોતાનું ઉત્પન્ન વધારવાની સરકારની સર્વ બાબતમાં દૃષ્ટિ હોય છે તેવી રેલ્વેમાં પણ હોય છે. આ વિષય સંબંધી પ્રશિયામાં હાલમાં ઘણો વિવાદ થવા લાગ્યો છે. પ્રશિયન સરકારને બહુ ભારે ઉત્પન્ન રેલ્વેમાંથી મળે છે. રેલ્વેની વ્યવસ્થા માટે વિશેષ ખર્ચ કરવાની કિંવા લોકોને ભાડાની વિશેષ અનુકૂળતા કરી આપી ઓછો નફો મેળવવાની સરકાર કદી ઇચ્છા કરશે નહિ; એમ માની વેપારીવર્ગ અસંતુષ્ટ થવા લાગ્યો છે. તેઓ એમ કહેતા નથી કે રેલ્વેની વ્યવસ્થા સારી નથી. તેમનો વાંધો એટલોજ

છે કે, સરકારની ઉત્પન્ન વધારવાની પ્રવૃત્તિ સાર્વજનિક હિતાર્થે હોતી નથી. એસેનની ચેંબર ઑફ કૉમર્સે ૧૯૦૯ ની સાલના રીપોર્ટમાં આ વિષયપર પોતાનો મત પ્રકટ કર્યો હતો તેમાં તેણે કહ્યું છેઃ—"......સરકારની દૃષ્ટિ રેલ્વેના ઉત્પન્ન તરફ હોય છે તેથી સાર્વજનિક હિતને હાનિ થાય છે. સરકારનું ઉત્પન્ન વધારવા તરફ અધિકારીઓનું લક્ષ હોવાથી સાંપત્તિક પ્રગતિ તરફ તેમનું લક્ષ જેટલું જવું જોઇએ તેટલું જતું નથી. આથી માલ લઇ જવા લાવવાના રેલ્વેના ભાવ જરૂર કરતાં વધારે રહે છે. પ્રજા તે સંબંધમાં સરકાર આગળ તકરાર કરે છે છતાં તે તરફ જેટલું લક્ષ આપવું જોઇએ તેટલું આપવામાં આવતું નથી, અને ભાડાના દર નિશ્ચિત થઇ બેસે છે." ઇ. સ. ૧૯૦૯ થી પ્રશિયન પાર્લામેંટ રેલ્વેખાતાની વ્યવસ્થા તરફ બારીકાઇથી જોવા લાગી છે. ખેતી અને ઉદ્યોગધંધો વધી શકે તે માટે રેલ્વેનું ભાડું શક્ય હોય તેટલું ઓછું કરવું, એવા અર્થનો એક ઠરાવ પણ પાર્લામેંટમાં પસાર થયો છે. પરંતુ તે કાગળ ઉપરજ રહેશે તેમ લાગે છે. કારણ કે, ઉલટું સરકારનું કહેવું એવું છે કે, રેલ્વેનું ઉત્પન્ન ઘણું છે એ વાત ખરી છે, પરંતુ તેના પ્રમાણમાં પ્રજા પર કરનો ભાર ઓછો રાખવામાં આવે છે. આ ઉત્પન્ન જો ઓછું થશે તો શિક્ષણ અને તેવીજ અન્ય બાબતોમાં અમે હાલના જેટલો ખર્ચ કરી શકીશું નહિ. સરકારનું આ કહેવું સત્ય છે, એટલે અત્યાર સુધી ચાલી આવેલી વ્યવસ્થામાં પરિવર્તન કરવાને સરકાર તૈયાર થાય તેમ લાગતું નથી.

સર્વ રાષ્ટ્રમાં રેલ્વે પ્રસરેલી હોવાથી દેશમાં ને દેશમાં વ્યવહાર ચલાવવાની અનુકૂળતા ઉત્તમ રીતે સાધ્ય થઈ છે. તેવીજ રીતે નદીઓમાંથી નહેરો કાઢવાથી અત્યુત્તમ સગવડ મળી છે. એક નદી સિવાયની જર્મનીની મોટી નદીઓ જેવી કે, રાઇન, એલ્બ, ઓડર, વેસર એ દક્ષિણમાંથી ઉત્તર તરફ વહે છે તેથી પશ્ચિમ તરફના વેપારનો માલ પૂર્વ તરફ લાવવામાં એ નદીઓનો કંઈ ઉપયોગ થતો નથી; અને એલ્મથી વિએના સુધી તદ્દન પૂર્વ તરફ વહેતી નદી માત્ર ડાન્યુબ છે, પણ તે સુદ્ધાં દક્ષિણ જર્મની પૈકી થોડાજ પ્રદેશને ઉપયોગી છે. આ સ્થિતિ પુષ્કળ વર્ષ પૂર્વે સંસ્થાનોની નજરે આવી હતી, તેથી નહેરોથી વ્યાપારને ઘણી અનુકૂળતા મળે તે વાત ધ્યાનમાં લઇ પ્રથમ તેમણે ઘણી નહેરો બાંધી હતી. પ્રસ્તુત કાળને યોગ્ય એવી સુધારણા માત્ર આ નહેરોમાં હમણાં કરવામાં આવી છે. રાઇન, એલ્બ, એમ્સ, ઓડર અને વિશ્ચૂલા નદીઓ અને તેની શાખાઓમાં એકબીજા સાથે જોડાઈ ગયેલી એવી નહેરો મુખ્ય છે. ઉપર કહેલી નદીઓ ઘણી મોટી છે અને તેની ઉંડાઈ

પણુ વિશેષ છે તેથી વેપારી વહાણો તેમાં પ્રવાસ કરી શકે છે. આવી આગબોટોને પ્રવાસ કરવા માટે જોઇતી ઉંડાઈ જ્યાં નથી ત્યાં તે વધારવાનો ઉદ્યોગ ચાલે છે. આ નદીઓની કેટલીક નહેરો પણુ એટલી પહોળી છે કે, નાની નાની આગબોટો માર્ફતે માલ લઈ જવા લાવવાનું કાર્ય સરળ થયું છે. દેશમાં જળમાર્ગનો વિસ્તાર વિશેષગતિથી થતો હોવાથી દૂર દૂરના પ્રાંતો નજીકમાં આવી પડયા હોય તેમ લાગે છે.

હમણાં નહેરોનો વિસ્તાર વધારવા તરફ **પ્રશિયન** સરકારનું વિશેષ લક્ષ ગયું છે. એક નહેર **રાઇન** નદીથી ડાર્ટમંડ-એમસ નહેર સુધી, બીજી ત્યાંથી **વેસર** નદી સુધી, ત્રીજી **વેસરથી હેનોવર** સુધી અને ચોથી તદ્દન અંદરના ભાગમાં એટલે **બર્લિનથી સ્ટેટીન** સુધી અને એ સિવાય બીજી ચાલુ નહેરો કાઢવાની સરકારે ૧૯૦૫ ના **કેનાલ લૉ** અન્વયે મંજુરી મેળવી છે. આ સર્વે કામ માટે એક કરોડ સાઠ લાખ પૌંડ જેટલો ખર્ચ થવાનો અંદાજ છે. દક્ષિણ પ્રાંતમાં નહેરોનો વિસ્તાર આવી રીતે પ્રસરશે અને એક બીજા સાથે તે જોડાશે એટલે ઉત્તર પ્રાંત અને **બાલ્ટિક** સમુદ્ર તથા **વિએના** અને ડાન્યુબ નદી પરનાં અન્ય શહેરો વચ્ચે જળમાર્ગે અપ્રતિહત વ્યવહાર શરૂ થશે. **રાઇન** અથવા **એલ્બ** એ બે નદી પરના કોઈ પણ બંદર કરતાં **બર્લિન** બંદરનો નદી પરનો વેપાર ઘણો મોટો છે. **બર્લિન** શહેર **સ્પ્રી** નદીના કીનારે છે. સરકારી રિપોર્ટ ઉપરથી જણાય છે કે, ઇ. સ. ૧૯૦૪માં ૨૪,૩૦૦ બોટમાંથી ૪૦ લાખ ટન માલ **સ્પ્રી** નદીદ્વારા **બર્લિન** બંદરે ઉતર્યો હતો.

એ જ રિપોર્ટ ઉપરથી જણાય છે કે, **સ્પ્રી** નદીના પ્રવાહથી નીચે જનારા માલનુ પ્રમાણ પણ ઘણું છે. બસો ફીટથી વધારે લાંબી અને છવીસ ફીટ પહોળી છસો ટન જેટલો માલ લેનારી આગબોટ આ નદીમાં પ્રવાસ કરી શકે છે. આ ઉપરથી નદીઓ અને નહેરોનો વેપારી વ્યવહાર વધારવાના કામમાં કેટલો ઉપયોગ થાય છે, તેની વાચકોને સારી કલ્પના થશે.

જર્મનીનો જળસહાયથી દેશમાં ને દેશમાં ચાલતા વેપારનો ઇતિહાસ જોઇએ છીએ તો તેની ગતિ અદ્યાપિ સુધી કોઈ પણ રીતે અટકી હોય એમ જણાતું નથી; પરંતુ જળમાર્ગે પ્રવાસ કરવાનો ગમે તેને હક્ક પ્રાપ્ત થતો નથી એવો હમણાં **પ્રશિયન** સરકારે વિચાર પ્રકટ કર્યો છે. તેને અનુ-સરી સામ્રાજ્યની સર્વે નદીઓ પર કર બેસાડવાની જરૂર છે, એવી સામ્રાજ્ય-ની અંતર્ગત સર્વે સંસ્થાનોને **પ્રશિયાએ** સૂચના કરી છે. આ સૂચના જુદાં જુદાં સંસ્થાનો તરફ યોગ્ય માર્ગે આવી છે, અને તેનો વિચાર સં-

સ્થાનોએ કરવો જ જોઇએ એવી આજે સ્થિતિ નથી; તોપણ ભવિષ્યમાં આ સૂચનાનો વિચાર કરવાની તેમને જરૂર પડશે, એમાં કંઈ શંકા નથી. ખેતીમાં પ્રાધાન્યપદ ભોગવતા પ્રશિયાના પ્રાંતો તરફથી પાર્લામેંટમાં આવતા સભાસદો પ્રથમ સરકારના નહેરો બાંધવાના વિચારની વિરુદ્ધ હતા; પરંતુ પાછળથી તેઓ જેમ તેમ કરી એ વિચારને સંમત થયા છે. તેમની સંમતિની યોગ્યતા માટે તેમણે સરકાર તરફથી એવું આશ્વાસન મેળવ્યું છે કે, જળમાર્ગે થનારા વેપારની અનુકૂળતા માટે નદીઓ અને નહેરોપર કર નાખવામાં આવશે. પ્રશિયન સરકારે આવું એકદમ વચન આપ્યું છે તે આશ્ચર્ય જેવું છે. આ વિષય સાથે જર્મનીનાં અન્ય સંસ્થાનોનો નિકટ સંબંધ છે જ; પરંતુ જર્મનીનાં નજીકનાં અન્ય રાષ્ટ્રોનો પણ તેવો જ સંબંધ છે. આ કારણથી ઉક્ત વચન આપતાં પહેલાં અન્ય રાષ્ટ્રોના અને સંસ્થાનોના વિચારો પ્રશિયન સરકારે પ્રથમથી જાણવાની આવશ્યકતા હતી. પરંતુ તેવું કંઇ ન કરતાં તે વચન તો આપી ચુકી છે, અને ખેડુતો તરફથી સભાસદોએ પુછવા માંડયું છે કે આપેલા વચન પ્રમાણે કર ક્યારે નાખવામાં આવશે? આ પ્રશ્ન લક્ષમાં લઇ પ્રશિયન સરકારે અન્ય રાષ્ટ્રો સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો છે.

કર નાખવાને પ્રશિયન સરકાર એકદમ તૈયાર થઈ છે તેમાં કંઇ પણ વિશેષ કારણ હોવું જોઇએ એવો તર્ક કરીએ તો ખોટું નથી. એક એ કે, જળમાર્ગ ( નદીઓ ) અને રેલ્વેમાર્ગ એ બેમાં હરિફાઈ શરૂ થાય તો રેલ્વેનું ઉત્પન્ન ઓછું થવાનો તેને ભય હોવો જોઇએ; અને બીજું એ કે, જર્મનીના અંતઃપ્રદેશમાં જળમાર્ગે પરદેશમાંથી જે ધાન્ય આવે છે તે આવી શકે નહિ એ ઇચ્છા હોવી જોઇએ. ખેડુત લોકોએ પણ આ કારણ વાદવિવાદના પ્રસંગે આગળ કર્યું હતું. પ્રશિયાના અપર હાઉસ એટલે વરિષ્ઠ સભામાં ખેડુતો તરફથી બોલનારા સભાસદે નીચે પ્રમાણેના સ્પષ્ટ ઉદ્ગાર પ્રકટ કર્યા હતાઃ—

" આ કર નાખવાથી પરદેશથી આવતું ધાન્ય અટકશે, અને તેમ થવાની જરૂર છે એમ હું સ્પષ્ટ શબ્દોથી કહીશ. અને જો જકાતના દરમાં યોગ્ય ફેરફાર કરવામાં આવશે તો અમારા જેવા પૂર્વ પ્રશિયામાં ધાન્ય પકવનારા લોકો રાઇન નદીપર પરદેશી ધાન્યવાળાઓ સાથે સહેલાઇથી હરિફાઈમાં ઉતરી શકશે." આ સભાસદના કહેવા પ્રમાણે કર નાખવાથી પ્રથમ જો કોઇને નુકસાન થવાનો સંભવ હોય તો તે ખેડુતોનેજ છે તે એના લક્ષમાં

કેમ આવ્યું નહિ હોય? નદી પર ચાલતી નૌકાઓના માલીકો નવીન કરના પ્રમાણમાં ભાડું પણ વધારશેજ; તેમજ પશ્ચિમ જર્મનીને સમુદ્રકાંઠાના લાભ હોવાથી પરદેશી વ્યાપારીઓને તે ભાગમાં ધાન્ય લાવવાનું સુગમ પડે છે અને નવીન કર આપવો પડશે તોપણ તે તેમને ભારે પડશે નહિ. જર્મનીના પૂર્વ ભાગમાંથી આવતા ધાન્ય પર રાઇન અને એલ્બ નદીઓ પર વિશેષ ભાડું આપવું પડશે તો તે ભાર સ્વદેશી ધાન્યવાળાઓને અસહ્ય થયા સિવાય રહેશે નહિ. સારાંશ, અમને લાગે છે કે નવીન કર નાખવાથી પરદેશી ધાન્યનો વેપાર જર્મન બજારમાંથી દૂર થશે એવી જે ઘણા ખેડુતોની સમજ છે તે ભ્રમયુક્ત છે."

પ્રશિયન સરકારે યોજેલો કર નાખી શકાશે કે નહિ, એ પ્રશ્નનો પ્રથમ સામ્રાજ્યની વ્યવસ્થાના નિયમના આધારે વિચાર કરવો જોઇએ; અને પછી રાષ્ટ્રરાષ્ટ્રમાં થયેલા કરારને અનુસરી તે કેટલે સુધી સાધ્ય છે તે પણ જોવું જોઇએ. એ તો સ્પષ્ટજ છે કે, રાજ્યવ્યવસ્થાના નિયમમાં આવશ્યક ફેરફાર કરવા માટે જર્મનીના સર્વ સંસ્થાનોની સંમતિ પ્રશિયાએ મેળવવી જોઇએ; પણ તે સિવાય ફ્રાન્સ, હોલૅંડ અને આસ્ટ્રિયા–હુંગરીની પણ મેળવવી જોઇએ. કારણ તા. ૧૭ અક્ટોબર ૧૮૬૮ ના દિવસે રાઇન નૅવિગેશન ઍક્ટ નામનો જે કાયદો થયો છે તે કાયદા પર પ્રશિયા, બેડન, બવેરિયા અને હેસી તરફના અધિકારીઓની સહીઓ છે અને તેની સાથે ફ્રાન્સ અને હોલૅંડના અધિકારીઓની પણ છે. આ સિવાય એલ્બ નૅવિગેશન ઍક્ટ નામનો જે કાયદો છે અને જે.કાયદાની રૂએ એલ્બ નદી પર જેને તેને નૌકાઓ ફેરવવાનો હક્ક છે તે કાયદાને આસ્ટ્રિયાની સંમતિ છે.

સામ્રાજ્યવ્યવસ્થાના નિયમ અન્વયે કર બેસાડી શકાય કે નહિ તે વિષે ધારાશાસ્ત્રીઓમાં પણ મતભેદ છે. જર્મનીનાં કેટલાંક સંસ્થાનો તેને અનુકૂળ હશે તોપણ સર્વ તેમ હોય એવાં આજે કંઇ ચિહ્ન જણાતાં નથી; અને ફ્રાન્સ, હોલાંડ અને આસ્ટ્રિયનો અનુકૂળ થાય એવો સંભવજ નથી. સ્પષ્ટ છે કે આ સર્વ કારણોપરથી પ્રશિયાનો હેતુ સિદ્ધ થવાના કાર્યમાં અનેક વિઘ્નો છે. તે સર્વ વિઘ્ન દૂર કરી પ્રશિયન સરકાર પોતાનો ઉદ્દેશ સાધ્ય કરશે કે નહિ તે વિષે આજે વિચાર કરવામાં અર્થ નથી. પ્રશિયાએ ઉપસ્થિત કરેલા પ્રશ્ન કેવા સ્વરૂપના છે તેટલું સમજાય એટલે બસ છે.

# પ્રકરણ ૧૨ મું.

## ખેતી અને ઉદ્યોગ.

રાષ્ટ્રિય મહત્વના એટલે સ્વદેશની ઉન્નતિમાં આવશ્યક એવા જે અનેક વિષયો જર્મન રાષ્ટ્ર સમક્ષ છે તેમાં ખેતી અને ઉદ્યોગધંધો એ બેમાં કેવા પ્રકારનો સંબંધ હોવો જોઇએ એ વિષય અતિ વિકટ છે, એમાં શંકા નથી. ખેતી ઉદ્યોગધંધાને કે ઉદ્યોગધંધો ખેતીને હાનિ કરે નહિ એવી વ્યવસ્થા રાખવાની સરકારને જરૂર છે. સ્પષ્ટ છે કે આ કાર્ય રાષ્ટ્રના આંતરભાગનું હોવા સાથે અતિ નાજુક છે. કારણ કે, ઉદ્યોગધંધાની વૃદ્ધિ સાથે ખેતી અવશ્ય અધોગતિએ પહોંચે, અને તેવીજ રીતે ખેતીની વૃદ્ધિ અને સંરક્ષણ માટે એકપક્ષીય કાયદો થાય તો ઉદ્યોગધંધો ઉન્નત થઇ શકે નહિ. ફક્ત ખેતીનો કે ફક્ત ઉદ્યોગધંધાનો વિચાર કરવામાં બન્ને બાજુનું સાંગોપાંગ વિવેચન કરવાનું કાર્ય અતિ કઠિન છે, તોપણ સર્વ બાજુનું વિવેચન થવાની આવશ્યકતા છે. કારણ કે, તેમ ન થાય તો એ બન્ને પર અવલંબી રહેલી તથા રાષ્ટ્રિય હિત અહિતની જે અન્ય બાબતો છે તે તરફ દુર્લક્ષ થવાનો ઘણો સંભવ રહે છે.

ખેતીનું અભિમાન ધરાવનારાઓ કહે છે કે, જર્મનીનો સાંપત્તિક ભવિષ્યકાળ જો ઉજવળ થવાનો હશે તો અમારા વડેજ થશે. ઉદ્યોગધંધાના અભિમાનીઓનું કહેવું એથી વિરુદ્ધ છે. આ પ્રમાણે આ બન્નેમાં અહંભાવ ઓતપ્રોત ભરેલો છે. આ બે બાજુઓ સમાન રાખવાના ઉદ્દેશથી સામ્રાજ્ય સરકારે યોજેલા ઉપાયો કેટલે સુધી યશસ્વી નિવડ્યા છે તે સંબંધી લોકોમાં મતભેદ હશે, તથાપિ ખેતીની ઉન્નતિ થાય એ હેતુથી સરકારે પ્રયત્ન કરવો એ આવશ્યક અને ડહાપણ ભરેલું છે, તેમાં કોઇનો પણ મતભેદ હોઈ શકે નહિ. કારણ કે મનુષ્યના જીવનના આધાર રૂપ ખેતીનો તિરસ્કાર આજ સુધીમાં જર્મનીમાં કદી થયો નથી, અને રાષ્ટ્રનો અભ્યુદય થવાનાં અને તેની સ્થિરતામાં વૃદ્ધિ થવાનાં બીજાં અનેક કારણો છે, પણ તેમાં ખેતી એ મુખ્ય કારણ છે, એમ તે પક્ષના લોકો વર્તમાનકાળમાં અભિમાનપૂર્વક કહેતા. ગ્રેટબ્રિટનના સંયુક્ત રાજ્યમાં ઇ. સ. ૧૮૮૧ માં પ્રત્યેક દશહઝાર મનુષ્યમાં ખેતીનો ધંધો કરનારાં ૭૧૧ મનુષ્ય હતાં; તે ઇ. સ. ૧૯૦૧ માં ૪૯૫ થયાં એટલે સેંકડે ૩૦ ની સંખ્યા ઓછી થઈ. જર્મનીમાં ૧૮૯૫ માં ૧૫૫૪ જેટલા થયા એટલે સેંકડે ૧૩ ના પ્રમાણુમાં ઘટાડો થયો ઇ. સ. ૧૮૯૫ માં

ધંધાવાર વસ્તી ગણત્રી કરતાં તેમાં જણાયું કે કુલ સંખ્યા પાંચ કરોડ વીસ લાખમાંના એક કરોડ એંસી લાખ લોક ખેતી ઉપર નિર્વાહ ચલાવતા હતા. આમાં જંગલો વિષે વિચાર કરીએ તો આ સંખ્યામાં પાંચ લાખ જેટલો વધારો કરવો જોઇએ.

હમણાંનાં કેટલાંક વર્ષથી ખેતી વિષે સહાનુભૂતિ ઓછી જણાય છે તેનો દોષ કદાચિત ખેડુતવર્ગપર જ નાખી શકાશે. પોતાની જરૂરીઆતો શી છે, અને તે કયે માર્ગે પુરી પાડી શકાય તેમ છે, તે સંબંધી લોકમત જાગૃત કરવાના પ્રયત્નો ધંધાવાળાઓ એકસરખા કરે જાય છે. ત્યારે રાષ્ટ્રિય (Imperial) અને સંસ્થાનોની પાર્લામેન્ટમાં રહેતા ખેડુતોના સભાસદો માત્ર પ્રિન્સ બિસ્માર્કે ઠરાવેલી રાજ્યવ્યવસ્થાનો અમલ કરવો, એવો જ આગ્રહ પકડી બેસે છે. પ્રિન્સ બિસ્માર્કના સમયમાં ઔદ્યોગિક યુગનો આરંભ થયો નહતો, તેથી ખેતીની જેટલી ઉન્નતિ થઇ શકે તેટલી કરવી એવો તેનો મત હતો. ગયાં ત્રીસ વર્ષમાં પહેલાં કદી નહિ જોએલી એવી સાંપત્તિક સુધારણા થઈ. તે વખતનું મહત્વ આ સભાસદોના લક્ષમાં બરાબર આવતું નથી; તેથી હાલના વખતમાં પણ જુનાને વળગી રહેવાનો તેમનો આગ્રહ અજ્ઞાનતા ભરેલો છે એમાં શંકા નથી.

જર્મનીમાં હાલ જે પરિસ્થિતિ જણાય છે, તેનું વિશિષ્ટ લક્ષણ શું છે, અને તે કઇ બાબતપર અવલંબી રહેલું છે, તેનું યોગ્ય અવલોકન કર્યા સિવાય એક બીજા સાથે પ્રતિસ્પર્ધા કરનારા બે પક્ષના વિચારોનો યોગ્ય નિર્ણય કરી શકાય તેમ નથી; તેથી આપણે સહજ તે વિષય તરફ વળીશું.

ખેતી ઉપર ઉદરનિર્વાહ કરનારા લોકોની સંખ્યા દિનપ્રતિદિન ઓછી થતી જાય છે, અને તેવોજ ક્રમ ઘણાં વર્ષથી ચાલ્યો આવે છે. ઘણા મનુષ્યોની એવી કલ્પના છે કે, આવી સ્થિતિમાં ખેતીમાં સુધારો કરવાનો સંસ્થાનોનો જે પ્રયત્ન થાય છે તે મરણપથારીએ પડેલા મનુષ્યને ઔષધોપચાર કરવા જેવો છે. આ સમજ કેવળ ભૂલભરેલી છે. કારણ, એટલું તો નિશ્ચિંત છે કે, જર્મનીની ખેતી એટલી અધમ સ્થિતિએ પહોંચી નથી. અમારો ધંધો બુડી ગયો છે અને અમારા જીવનપર સંકટ આવ્યું છે, એવો પોકાર મોટા મોટા જમીનદારો વારંવાર કરે છે. તેમના આ પોકારોમાં સત્ય કરતાં આડંબર વિશેષ જણાય છે. કારણ કે, ઉત્તર અને પૂર્વ જર્મનીમાં ધાન્ય પકવનારા મોટા પ્રાંતોમાં પણ ખેતીમાં સુધારો કરી વિશેષ ધન મેળવવાની મોટા મોટા જમીનદારો ઇચ્છા કરે તો તેમ થવાની પુષ્કળ અનુકૂળતા છે. નાના પ્રમાણમાં જે લોકો ખેતી કરે છે તેઓની સ્થિતિ સારી છેજ.

ખેડુતવર્ગમાં કેટલાક મનુષ્યો એવા છે કે જેઓ ખેતી પર નિઃસ્વાર્થ પ્રેમ ધરાવે છે. ખેડુતવર્ગના હિતઅહિત સારૂ પોતે જે ધ્યેય રાખેલું છે તેની સાથે તેમનો કંઈ સંબંધ નથી; પરંતુ એ લોકો તત્વજ્ઞાનની ધૂનમાં પ્રતિપાદન કરે છે કે, શહેરોમાં વસ્તી અતિશય ગીચ થતી હોવાથી શહેર નિવાસીઓની શક્તિનો નાશ થાય છે, અને તેમનાં મન રોગીની માફક અસ્વસ્થ રહે છે. ત્યારે ગામડાંની ખુલ્લી હવામાં રહેનારા મનુષ્યોની સ્થિતિ તેમનાથી વિરુદ્ધ હોવાથી રાષ્ટ્રના સામર્થ્યનો આધાર શહેરમાં રહેતા મનુષ્યો કરતાં તેમના પર વિશેષ છે. આ વિચાર ક્ષણવાર બાજુએ રાખીને સામાન્ય રીતે જર્મનોના સ્વભાવનું નિરીક્ષણ કરતાં જણાય છે કે, તેમનામાં એક પ્રકારની ભાવના વિશેષ રીતે રહેલી છે. આ સ્વભાવને અનુસરી નાટકો, કાવ્યો અને નવલકથાઓમાં ખેડુત તથા ખેડુતોના જીવનક્રમનાં સ્તુતિસ્તોત્ર આ તત્વ-જ્ઞાનીઓએ લખેલાં છે, તે અનેક સ્થળે અને અનેક વખત દૃષ્ટિએ પડે છે. ખેતરોમાં અને વાડીઓમાં રહેવાથી મનુષ્ય સૃષ્ટિસુખ યથેચ્છ અનુભવી શકે છે, તેથી આવા મનુષ્ય શરીરે દૃઢ, પ્રકૃતિમાં શાંત, વ્યવહારમાં સાચા, રાષ્ટ્રહિતમાં તત્પર, જાતિમાં શ્રેષ્ઠ અને ધર્મ પર શ્રદ્ધા રાખનારા હોય છે. આવા પ્રકારનાં વર્ણનો કરનારા અનેક જર્મન કવિઓ અને ગ્રંથકારો છે.

જે લોકોની મનોભાવના ઉપર પ્રમાણે છે, તેમની સાથે વાદવિવાદ કરવાની કોઇની ઇચ્છા નથી; કિંવા તેમના વિચાર અને વિચારને અનુસરીને તેમના હાથે થતી ક્રિયા ઉપર પણ ટીકા કરવાનું કોઇને પ્રયોજન નથી. પ્રકૃત સ્થળે વિરુદ્ધ બાજુએ એટલો ઇસારો કરવાથી બસ થશે કે, શહેરમાં નિવાસ કરનારા મનુષ્યો, આ ગ્રંથકારો કહે છે તેટલી અધમ સ્થિતિએ પહોંચ્યા નથી, કિંવા કેટલાક સમાજસુધારકો, કંઇ પણ આધાર વિના, કેવળ લાગણી દર્શાવવાના હેતુથી, ગમે તેમ બોલે છે તોપણ શહેરોમાં રહે-નારાઓની સામાજીક અવનતિ અદ્યાપિ પર્યંત જર્મનીમાં થઇ નથી. ખેતીના અભિમાની પ્રૉફેસર સેરિંગે કેટલાંક વર્ષ પૂર્વે એક એવો સિદ્ધાન્ત સ્થાપન કર્યો હતો કે, સૈન્યની ભરતીમાં ખેતીવાળા ભાગમાંથી, લોકસંખ્યાના પ્રમાણમાં જેટલા મનુષ્યો મળે છે તેટલા તો શું, પણ તેના ત્રીજા ભાગ જેટલા પણ ઉદ્યોગધંધામાં આગળ વધેલાં શહેરોમાંથી મળતા નથી. આ સિદ્ધાન્તની સત્યાસત્યતા જોવાનો અનેક વર્ષ સુધી કોઇએ પ્રયત્ન ન કરતાં તે સત્ય છે એટલું જ કહી પોતાનું કાર્ય કરતા હતા. છેવટે ૧૮૯૫ માં બવેરિયન સરકારે ભિન્ન ભિન્ન સ્થળે એકત્ર કરેલા આંકડા ઉપરથી એ પ્રોફે-સરનો વિચાર વસ્તુસ્થિતિથી કેટલો ઉલટો છે તે સપ્રમાણ સિદ્ધ કરી બતાવ્યું ત્યારથી આ વિચારનું પોલ સર્વેની નજરે આવ્યું.

ખેડુતો લશ્કરી કાર્યમાં કદાચિત પ્રવીણ થતા નહિ હોય, પણ તે વિચાર બાજૂએ રાખી, ખેતીની સ્થિતિ સુધારવા માટે અને વિશેષ કરીને સ્વતંત્ર માર્ગમાં રહેતા લાખો ખેડુતોનું સંરક્ષણ કરી, નાના પ્રમાણ પર ખેતી કરવા તરફ તેમનું મન વાળવા માટે, સરકાર સંપૂર્ણ રીતે પ્રયત્ન કરવાને તત્પર રહી છે. તેનાં અનેક સબળ કારણો છે. ખેતીમાં સુધારો કરવાનો અર્થ એવો નથી કે, શહેરોનાં કારખાનાંમાં કામ કરવા ગયેલા પૈકીના જે મનુષ્યને ધંધો મળતો નથી, કિંવા જેમને શહેરોમાં રહેવાને જોઇએ તેવાં સગવડવાળાં ઘર મળતાં નથી, એવા લોકોને જમીન ઉપર કામ કરવામાં રાખવા. પણ જે મનુષ્યો હમણાંજ ગામડાંની વસ્તી છોડી ગયા છે અને જેઓ શહેરોની મોજમજામાં કે એશઆરામમાં સપડાયા નથી, તેવા લોકો પોતપોતાને ગામ પાછા જઈ મહેનત કરે, તે તરફ તેમનું મન વાળવું; અને એ પ્રમાણે તેઓ પુનઃ જમીનમાં મહેનત કરવા લાગે, એટલે ત્યાં જ તેમનું મન ખુશી રહે તેવા પ્રકારની વ્યવસ્થા અમલમાં લાવવી, એમાં જ ખેતીસુધારાનું બીજ છે. તે જ પ્રમાણે જમીન તૈયાર કરવાની અને જમીનમાં વાવેતર કરવાની વર્તમાન પદ્ધતિમાં પુષ્કળ સુધારો કરવો જોઈએ. તે સિવાય ખેતીથી રાષ્ટ્રના મનુષ્યોનો ઉપયોગ થાય તેમ નથી. આ સુધારો કરવા પ્રયત્ન થશે તો કેટલાક કાળે થઈ શકશે, પણ આજે વારંવાર જે હરકત આવે છે તે એ છે કે, ખેતીમાં કાર્ય કરવા માટે હોંશિયાર મનુષ્યો મળતા નથી. આ હરકત દૂર કરવાનો પ્રયત્ન પ્રથમ થવો જોઈએ. વર્તમાન સમયમાં તો ઉનાળાની ઋતુ આવે છે કે, ધાન્ય પકવવા માટે પૂર્વ સરહદ પરના લાખો પરદેશી મનુષ્યો જર્મનીમાં આવે છે અને રોજગાર મેળવે છે. પરંતુ જર્મનીના મનુષ્યો તો, ખેતીનો પ્રદેશ છોડી જે પ્રાંતોમાં ઉદ્યોગધંધા ચાલે છે અને જ્યાં વિશેષ લાભ થવાનો સંભવ હોય છે ત્યાં ઘરબાર છોડી ચાલ્યા જાય છે. તેમની આ રીતભાતથી ખેતીને કેટલું નુકસાન થાય તેની કલ્પના થઈ શકે તેમ છે.

ઇ. સ. ૧૮૮૩ થી ૧૯૦૦ સુધીના ખેતીવાડી ખાતા તરફથી જે આંકડા પ્રકટ થયા છે તે જોતાં, ઉપર જણાવેલા પ્રકારનુ નુકસાન હોવા છતાં જરાયત અને બાગાયત જમીન, દ્રાક્ષની અને ભાજીપાલાની વાડીઓ, અને ચરાઉ રાનો તથા જંગલોનું ઉત્પન્ન અલ્પ પ્રમાણમાં પણ વધતું જતું જણાય છે. તે ઉપરથી દેશમાં ને દેશમાં લોકોને ખેતીથી કેટલો ફાયદો થાય છે, તે સ્પષ્ટ રીતે નજરે આવે છે.

દેશમાં ઉત્પન્ન થતું ધાન્ય આખા જર્મનીને પહોંચી વળે એટલું થતું નથી. લોકસંખ્યા દિનપ્રતિદિન વધતી જાય છે, અને લોકો પ્રથમના કરતાં

હવે સારી સ્થિતિમાં રહેવા લાગ્યા છે; તેથી ઉત્તમ જાતિના ઘઉં પરદેશથી હવે આવવા લાગ્યા છે. ગયાં આઠ દશ વર્ષમાં તો આ આયાત ઘણી વધી છે; તોપણ ગરીબ પ્રજાનો નિર્વાહ જે ધાન્યથી થાય છે તે ધાન્ય હમણાં વધવા લાગ્યું છે. રાય (Rye) નામનું ધાન્ય અને હલકી જાતના ઘઉં એ જર્મનીની ગરીબ પ્રજાનો ખોરાક છે, અને તે જોઈએ તેટલા થાય છે. જે પ્રમાણમાં ધાન્યનું પ્રમાણ વધતું જાય છે તે પ્રમાણમાં જંગલનો ઉપયોગ પણ ખેતી તરફ અધિકાધિક થતો જાય છે. જે જમીનદારો પાસે પુષ્કળ જમીન છે તે નવીન શાસ્ત્રીય પદ્ધતિથી તેને તૈયાર કરે છે; પણ તેમાં હજુ તેમણે ઘણી નવીન બાબતો શીખવાની છે. ખેતીના કામમાં મજુરો જોઇએ તેટલા મળતા નહિ હોવાથી હાથે કરવાનાં કામ ઘણાં સ્થળોએ યંત્રની મદદથી થવા લાગ્યાં છે. સ્ટીમ-વરાળના એન્જીનથી ચાલતાં હળ ઘણા ખેડુતોએ રાખ્યાં છે. આ હળની સહાયંતાથી રોજ સાડાબાર એકર જમીન ખેડી શકાય છે. પોટેશ નામના દ્રવ્યનો ખાતર બનાવવાના કામમાં પુષ્કળ ઉપયોગ થવા લાગ્યો છે. આ સર્વ કારણોને લીધે ઉપર કહ્યા પ્રમાણે ખેતીનું ઉત્પન્ન અલ્પાંશે હાલમાં વધતુંજ જાય છે.

ખેતીની પ્રગતિનું વર્ણન આટલેથી અટકતું નથી. દ્રાક્ષના તથા અન્ય ફળોના બાગ, જે ફૂલમાંથી બીર નામનો દારૂ નીકળે છે તે ફૂલના હૉપ (Hop) નામના વેલા, બટાકા અને અન્ય ધાન્યમાંથી દારૂ ગાળવાનાં કારખાનાં તથા બીટ નામના કંદની ખાંડ બનાવવાનાં કારખાનાં તરફ જોઇએ છીએ તો તેનું ઉત્પન્ન પણ વધતું જતું જણાય છે.

અત્યાર સુધી કરેલા વર્ણન પરથી ખેડુતોનો ઉદ્યોગ કેટલો જુદા જુદા પ્રકારનો છે તથા તે ઉદ્યોગ કેટલે સુધી વધતો જાય છે તે ધ્યાનમાં આવે છે; અને તે સાથે જ સંરક્ષક જકાત હાલની માફક ચાલુ જ રાખવામાં આ લોકોની માગણીનો હેતુ શો છે તેનું પણ દિગ્દર્શન થાય છે.

તોપણ આયાત માલ ઉપર જકાતનું ધોરણ ઠરાવતી વખતે, ઓગણીસમી સદીના છેવટનાં ત્રીસ વર્ષમાં જ ખેતીના ઉત્પન્નનો વિચાર થવા લાગ્યો હતો. ઇ. સ. ૧૮૫૦ સુધી અને પછી કેટલાંક વર્ષ સુધી ખેતીની એવી સુસ્થિતિ હતી, અને જો કે ખેડુતના હિત માટે જ સંરક્ષક જકાત રાખવામાં આવી હતી, તોપણ તે નામની જ હતી, અને છેવટે ૧૮૬૫ માં તેની આવશ્યકતા પણ જણાઇ નહિ જેથી તે માફ કરવામાં આવી. તે વખતે ધાન્ય પકવનારાઓના મનમાં સ્વદેશમાં કોઈ પ્રતિસ્પર્ધી હોવો જોઇએ નહિ એવો વિચાર પણ ઉદ્ભવ્યો નહતો. કારણ કે જરૂરના સમયે તેઓ

ગમે તે સ્થળે પોતાનો માલ લઇ જઇ યોગ્ય કિંમતે વેચી શકતા હતા. દેશમાં પાક સારો ઉતરતો નહતો તોપણ ઘઉં અને રાય મોટા જથામાં ઇંગ્લાંડ જતાં હતાં. અનાવૃષ્ટિના સમયે જર્મનીના લોકોને આ ધાન્ય લેવાનું પરવડતું નહતું ત્યારે તેઓ પોતાનો ઉદરનિર્વાહ મકાઇ ઉપર કરતા હતા. આ કારણથી દેશમાં પડી રહેલા ધાન્યનો ઇંગ્લાંડમાં ઘણો સારો ભાવ ઉપજી શકતો હતો.

હવે સાધારણ રીતે એવો પ્રશ્ન ઉદ્ભવે છે કે, ફ્રાન્સ સાથે યુદ્ધ થયા પછી ઉદ્યોગધંધો જેવો ખીલી નીકળ્યો તેવી ખેતીની સ્થિતિ થઇ કે નહિ? એનો ઉત્તર એટલો જ છે કે, "હા, કંઇક કાળ સુધી તેની પણ પ્રગતિ થઇ હતી." પણ તે ક્યાં સુધી? ધાન્યનો ભાવ ચઢતો રહ્યો ત્યાં સુધી. આ ભાવ કંઈ ઘણો વખત ટકયો નહિ; પણ તેટલા અલ્પ કાળમાં જ વિશેષ કિંમતથી જમીન વેચી પોતાના હાથમાં ધન એકત્ર કરવાની પ્રવૃત્તિ લોકોમાં જણાઇ. ધાન્યનો ભાવ તેવો જ રહેશે એમ માનનારાઓની સંખ્યા પણ ઓછી નહતી. આવી માન્યતાવાળાઓએ કરજ કાઢીને પણ જમીનો ખરીદી. ત્યાર પછી થોડા જ વખતમાં જમીનની કિંમત ધીમે ધીમે ઓછી થવા લાગી અને છેવટે એટલે સુધી ઓછી થઇ કે કરેલું કરજ કેવી રીતે વાળવું તેની ચિંતામાં કેટલાક તો પડ્યા. અને જેમણે પુષ્કળ જમીન લીધી હતી, તેઓ તે જમીનનું ઉદ્યોગધંધાના મારા સામે શું કરવું તેની ફિકરમાં પડ્યા! તેમ વળી એક નવીન વિઘ્ન એ ઉપસ્થિત થયું કે ખેતીમાં કાર્ય કરનારા મજુરો વિશેષ પગાર માગવા લાગ્યા; કારણ કે ઉદ્યોગધંધાની પ્રવૃત્તિવાળા પ્રદેશમાં તેમને વિશેષ લાભ જણાયાથી મજુરો તે તરફ જવા લાગ્યા હતા. તે ઉપરાંત નવીન પરિસ્થિતિએ તેમનો ઉદરનિર્વાહ મોંઘો બનાવ્યો; અને જે ખેતરોમાં મજુરી કરવા જન્મભૂમિમાં રહ્યા તેમનામાં એક પ્રકારની અસંતુષ્ટતા વધી. ધાન્ય પકવનારા પરનું સંકટ આટલેથી જ અટક્યું નહિ. અત્યાર સુધી ફક્ત રૂશિયામાંથી માલ આવતો હતો તે હવે અમેરિકા અને આર્જેન્ટાઇન તરફથી પણ આવવા લાગ્યો, અને તે પણ એટલા પ્રમાણમાં કે, જર્મનીમાં મુખ્ય ધાન્યમાં ગણાતા રાયનો ભાવ પણ ઓછો થઈ ગયો. આ સર્વનું પરિણામ એ આવ્યું કે રાયના પાકમાં ફાયદો રહ્યો નહિ. તેથી પુનઃ ઈ. સ. ૧૮૭૫ ના અરસામાં સંરક્ષક જકાત માટે પોકાર શરૂ થયો. શરૂઆતમાં પ્રિન્સ બિસ્માર્કે તે તરફ લક્ષ આપ્યું નહિ; પણ છેવટે ઈ. સ. ૧૮૭૯ માં જનસમૂહના પોકાર આગળ તેને નમ્યું આપવું પડ્યું અને ઘઉં તથા રાય ઉપર એક હંડ્રવેટે ૬ પેન્સ જેટલી સંરક્ષક જકાત નાંખી.

અત્યાર સુધી દેશમાં ઉત્પન્ન થતા ધાન્ય પર જર્મન લોકો નિર્વાહ કરી શકતા હતા, એટલુંજ નહિ, પણ દેશની માગણી પૂર્ણ કરી પરદેશ ધાન્ય મોકલવા જેટલી શક્તિ ધરાવતા હતા; પરંતુ આ સ્થિતિ તરતજ ફરી ગઇ. સીત્તેરની સાલના આરંભમાં ઉદ્યોગધંધાનો આરંભ થયો અને થોડાજ વખતમાં તેને સુસ્વરૂપ પ્રાપ્ત થયું અને સર્વે રાષ્ટ્રમાં તેનો વિસ્તાર વધ્યો. ઉદ્યોગધંધાની વૃદ્ધિ સાથે શહેરોમાં કામદારોની સંખ્યા વધી, એ લોકોને વિશેષ ધાન્યની જરૂર પડવા લાગી અને પોતાની જરૂરિયાત પુરી પાડવા જેટલા પૈસા પણ તેમનાં ખીસાંમાં ખડખડવા લાગ્યા. ખેતીના પ્રદેશમાંથી જે તે શહેરો તરફ દોડી જવા લાગ્યા અને તેથી ખેતીના મજુરોનો ભાવ જ્યાં પ્રથમથી ઓછો હતો ત્યાં પણ વધવા લાગ્યો.

ઇ. સ. ૧૮૭૦ સુધી તો જર્મનો યુનાઇટેડ સ્ટેટ્સ, બ્રાઝિલ, આસ્ટ્રેલિયા અને દક્ષિણ આફ્રિકા વગેરે પ્રદેશમાં, સ્વદેશમાં કામ નહિ મળતું હોવાથી ઉદરપોષણાર્થે જતા હતા. પરંતુ ત્યાર પછી તેમને સ્વદેશ છોડવાની આવશ્યકતા જણાઇ નહિ. નિરનિરાળી ખાણો, કારખાનાં અને કલાગૃહોને સેંકડો મજુરો મળવા લાગ્યા; છતાં તેઓ મજુરોની અછત વિષે પોકાર કરતા રહ્યા. ઇ. સ. ૧૮૯૦ ની સાલમાં તો એટલે સુધી વાત પહોંચી કે સ્વદેશ છોડી પરદેશમાં જવાનો વિચારજ લોકોના મનમાંથી નીકળી ગયો. કેટલાંક માણસો જતાં હતાં, પરંતુ તેમની સંખ્યા દિનપ્રતિદિન ઓછી થતી જતી હતી, અને આજે તો તે અતિ અલ્પ છે.

આટલું થવા છતાં પણ વીસ વર્ષ ઉપર ખેતી અને ઉદ્યોગધંધામાં ભવિષ્યમાં ઉત્પન્ન થનારા વિરોધનું એક પણ ચિહ્ન જણાતું નહતું. પ્રથમ કહેલી સાધારણ જકાત નાખવાથી ધાન્યના મૂલ્યમાં વિશેષ ફેરફાર થયો નહિ. કારખાનાંના માલીકોને પ્રથમ પ્રમાણે જોઈએ તેટલા મજુર મળતા હતા, પણ તેમને મજુરી વિશેષ આપવી પડતી હતી; પરંતુ હાલ જે મજુરી આપવી પડે છે તેના પ્રમાણમાં તે બહુ ઓછી હતી. દેશના રાજ્યકાર્યભાર તત્ત્વના ધોરણમાં પણ કંઈ પરિવર્તન થયું નહતું. કારણ કે એ તત્વો પૈકીનું મુખ્ય તત્વ એજ હતું કે, જર્મનીનો મુખ્ય ઉદ્યોગ જે ધાન્ય પકવવાનો છે તે વિના અડચણે ચાલતો આવ્યો છે તેમજ હમેશ ચાલુ રાખવો અને જમીનના માલીક તથા ખેડુતો પ્રાપ્તિવાળા થાય તેવી વ્યવસ્થા રાખવી. મંત્રી અને પાર્લામેંટનું મુખ્ય કર્તવ્ય એજ હતું. ઈ. સ. ૧૮૯૫ ની ધંધાવાર થયેલી વસ્તી ગણત્રી ઉપરથી જણાય છે કે, ઈ. સ. ૧૮૮૨માં ખેતી વગેરે કામધંધામાં જેટલા મનુષ્યોનું પોષણ થતું હતું તેટલું ૧૮૯૫માં થયું નહતું; તોપણ આ અપૂર્ણતા

વિશેષ લક્ષમાં આવે તેવી નહતી. ઉલટું, આ વખતે ભરવાડનો ધંધો ઉન્નત થયો હતો અને તે ઉપરથી એવું અનુમાન કરવામાં આવ્યું હતું કે, રાષ્ટ્રની અંતર્વ્યવસ્થાથી ખેતીની સુસ્થિતિને કોઇ પણ પ્રકારે હાનિ થઇ નથી. તથાપિ ઉદ્યોગધંધાની પ્રગતિ અતિ જોસમાં હતી, તેથી ખેતીને બે દિશાથી માર પડવા લાગ્યો. એક મજુરોની અછત અને બીજું ધાન્યની ઘટતી જતી કિંમત. દાખલા તરીકે ઇ. સ. ૧૮૮૦ સને ૧૮૮૯ દરમ્યાનમાં ઘઉં અને રાયની જે કિંમત ઉપજતી તે ઘણી ઓછી થતી ચાલી તે વિશે હમણાંજ આપણે લખી ગયા છીએ.

કમનસીબ ખેડુતોનું દુર્ભાગ્ય આટલેથી જ અટક્યું નહિ. જર્મન કારખાનામાં તૈયાર થતો માલ પરદેશમાં દિનપ્રતિદિન વધારે જથામાં જવા લાગ્યો અને આ માલના બદલામાં પરદેશથી પુષ્કળ ધાન્ય આવવા લાગ્યું. એનું તાત્પર્ય એટલું છે કે અત્યાર સુધી જે ધાન્ય સ્વદેશમાંથી જ લેવાતું હતું તેને બદલે હવે કારખાનાંની ઉન્નતિ સાથે વધતી જતી મજુરોની સંખ્યાના કારણે શહેરમાં ધાન્યની જે વિશેષ માગણી થતી તે કારખાનાં દ્વારા પરભારી પૂર્ણ થવા લાગી. છેવટે ખેતીના અભિમાની પ્રિન્સ બિસ્માર્કના સ્થાને કાઉંટ વૉન કૅપ્રિવી નામનો મંત્રી સત્તાસ્થાને આવ્યો. તેણે કાયદાનું ધોરણ એકદમ બદલી નાખ્યું તેથી ખેડૂતોની પૂર્ણ અધોગતિ થવાનો પ્રસંગ ઉપસ્થિત થયો. પ્રિન્સ બિસ્માર્કની દૃઢ માન્યતા હતી કે, ખેડુત વર્ગ જો સુસ્થિતિમાં હોય છે તો રાષ્ટ્રને આપોઆપ સુસ્થિતિ પ્રાપ્ત થાય છે. આ માન્યતાને અનુસરીને જ તે કાયદાકાનુન કરતો હતો. કાઉંટ વૉન કૅપ્રિવી ચૅન્સેલરની જગ્યા પર આવતાની સાથે આ રંગ બદલાયો. એ મુત્સદ્દીનો એવો અભિપ્રાય થયો કે, જર્મની દેશ કૃષિપ્રધાન છે એટલું માની લઇ કેવળ ખેતીના લાભના કાયદા કરવા એ ગંભીર ભૂલ છે અને 'સંપત્તિ ઉત્પાદનના નવા નવા માર્ગ અસ્તિત્વમાં આવે છે, માટે ખેતીનું પોષણ કરવાનું કાર્ય જેટલું અગત્યનું છે, તેટલુંજ નવીન માર્ગમાં આવતાં વિઘ્નો દૂર કરવાનું કાર્ય જરૂરનું છે. આ અભિપ્રાય પ્રમાણે કાયદાકાનુનોનું સ્વરૂપ જ્યારે ફરવા લાગ્યું, ત્યારે ઉદ્યોગધંધા અને ખેતી એ બેઉમાં તીવ્ર વિરોધ ઉત્પન્ન થયો, અને તે સર્વેને સ્પષ્ટ જણાવા લાગ્યો.

ખેતીની સુધારણા માટે સંરક્ષક જકાત કેમ બેસાડવી પડી તેનો ઇતિહાસ પ્રસ્તુત પુસ્તકમાં આપવાનું અમોને પ્રયોજન લાગતું નથી. તે જ પ્રમાણે જકાતની બાબતમાં જે ગુંચવણભરેલા અને વિવાદવાળા પ્રશ્નો છે, તેમાં પણ પ્રવેશ કરવાની આવશ્યકતા નથી. કારણ કે, સાંપત્તિક દૃષ્ટિએ જર્મન

રાષ્ટ્ર હાલમાં સુધારાની અવસ્થામાં કેમ આવ્યું છે તેનો જ સ્થૂળ દૃષ્ટિથી વિચાર કરવાનો છે. તથાપિ આ વિષય સંબંધી બે પ્રશ્ન એવા છે કે, તેનો ઉત્તર આપવાનો થોડો પણ પ્રયત્ન કરવાની આવશ્યકતા છે. આ પ્રશ્ન દેખાવમાં માત્ર ભિન્ન છે, પણ તેનું સ્વરૂપ એક જ છે. તે પ્રશ્ન નીચે પ્રમાણે છેઃ—

૧ જર્મન પ્રજાને જોઇએ તેટલું ધાન્ય જર્મનીમાં ઉત્પન્ન કરી શકાય કે નહિ? અને ૨ આ ઉદ્દેશ વર્તમાન કાયદાઓથી કેટલે સુધી સાધ્ય થાય છે? એ તો નિર્વિવાદ છે કે, જર્મનીની ખેતી જો કે હમણાં નવીન પદ્ધતિથી સુધરતી જાય છે તોપણ લોકસંખ્યા વધવાથી અને લોકોની રહેણીકરણી જરા ઉંચા પ્રકારની થવાથી, જે ધાન્ય જેટલું જોઇએ છે, તે ધાન્ય તેટલું તેમને મળી શકતું નથી. ત્યારે આ સ્થિતિ કેવી રીતે સુધારી શકાય એ પ્રશ્ન જર્મન રાષ્ટ્રમાં હાલમાં અતિ મહત્ત્વનો થઇ પડયો છે. આ પ્રશ્નનો વિચાર કરનારા લોકોમાં વિવિધ વિચારોનો પ્રવાહ વહે છે, પરંતુ એ ગુંચવણમાં વાચકોને નાખવાનો અમારો વિચાર નથી. ફક્ત તેમના કહેવાનું તાત્પર્ય શું છે તે જ અહીં આપવાનો અમારો હેતુ છે.

ખેતીની ઉન્નતિ કેવી રીતે કાયમની થઇ શકે, એ વિષયને જર્મનીના આન્તર્ગત રાજ્યકાર્યોમાં ઘણા સમય સુધી અગ્રસ્થાન આપવું પડે તેમ છે. આ હેતુ સાધ્ય કરવાના ઉત્તમ ઉપાય શા છે, આ કાર્યમાં સરકારની સહાયતા કેટલી અને ક્યાં સુધી લેવી જોઇએ; એ વિષે પ્રજામાં મતભેદ છે, અને તેમાં એકમત થવો તે ઘણું મુશ્કેલ છે. ખેતીનું અભિમાન ધરાવનારાઓ કહે છે કે, જર્મનીનું અનાજનું બજાર જર્મનોની સત્તામાં રહે તેવી વ્યવસ્થા સરકારે કરવી જોઇએ. રેડિકલ પક્ષવાળા કહે છે કે, સર્વ જમીનના નાંના નાના વિભાગ પાડી જેટલાં નાનાં ખેતરો બનાવી શકાય તેટલાં બનાવી સરકારે પોતે ખેતી કરવી. મતભેદનો આ એક નમુનો અત્રે બતાવવામાં આવ્યો છે. પરંતુ આ અને એવા જ પ્રકારના બીજા ઘણા મત છે. તે વિષે વિશેષ ધ્યાન આપવાની જરૂર નથી. કારણ કે, ખેતીનો ધંધો મનુષ્યના જીવનની સાથે નિકટ સંબંધ ધરાવતો હોવાથી તે તરફ સરકારે બરાબર લક્ષ આપવું જોઇએ. પૂર્વની માફક જેને જે ગમે તે ધંધો કરે કિંવા ન કરે, અમે વચ્ચે આવી શકીએ નહિ, એવી ઉદાસીન વૃત્તિ સ્વીકારી સ્વસ્થ રહેવું જોઇતું નથી, એ મુખ્ય તત્વ વિષે કોઈ વિરુદ્ધ વિચાર પ્રકટ કરતું નથી. મતભેદ માત્ર ઉપાયયોજના વિષે છે. કેવળ રાજકીય દૃષ્ટિએ વિચાર કરવામાં આવે તો એવું કહેવું પડશે કે, પરદેશના ધાન્ય પર જર્મની જો આધાર રાખે તો તે અનિષ્ટકારક છે, એ વાત પ્રત્યેક જવાબદાર મુત્સદ્દીએ ધ્યાનમાં રાખવી જોઇએ. ગ્રેટબ્રિટનના

સંયુક્ત રાજ્યમાં ખેતીનો નાશ થવા દીધો એ શોચનિય છે; તથાપિ સમુદ્રપરના વ્યાપારી માર્ગ ખુલ્લા રાખવાનું સામર્થ્ય પોતાના બલિષ્ટ આરમારથી તે રાજ્યને પ્રાપ્ત થયેલું હોવાથી, ત્યાંની પ્રજાને ધાન્ય જોઇએ તેટલું મળી શકે છે. જર્મનીમાં આવા પ્રકારનું સામર્થ્ય નથી; માટે એટલું તો નિર્વિવાદ છે કે, ધાન્યનાં ક્ષેત્રો એટલે ઉત્તર અને પૂર્વ તરફની ધાન્ય ઉત્પન્ન કરનારી જમીન, ઉત્તમ પ્રકારની ફળદ્રુપ થાય એવા દેશકલ્યાણના કામમાં સરકારે વિશેષ લક્ષ આપવાની આવશ્યકતા છે. આ વાત ખેતીના સંરક્ષણની જરૂરિયાત બતાવનારાઓને જેટલી માન્ય છે, તેટલી જ કાઉંટ વૉન કેપ્રિવીને પણ માન્ય છે. આ મુત્સદ્દી ઉદ્યોગધંધાનો પૂર્ણ પક્ષપાતી છે અને ઉદ્યોગધંધો એ જ રાષ્ટ્રનું મુખ્ય જીવન છે એવો તેનો નિશ્ચિત મત હતો, તોપણ મજુરોને ધાન્ય સસ્તું મળવું જોઇએ એ સિદ્ધાન્ત તે સ્વીકારતો હતો; અને તેથી જ તેનો ઉપર પ્રમાણે મત થયો છે એ સ્પષ્ટ છે. ૧૮૯૧ માં રાઇશ્ટાગમાં એક વખત બોલતાં તેણે જણાવ્યું હતું કે,—

"બીજા રાષ્ટ્ર સાથે યુદ્ધનો પ્રસંગ ઉપસ્થિત થાય ત્યારે ધાન્ય માટે લોકોના મ્હો તરફ જોવાનો પ્રસંગ ન આવે માટે સ્વદેશની ખેતી જેટલી સુધારી શકાય તેટલી સુધારવી જરૂરની છે. મારી દૃઢ ખાત્રી છે કે **ભવિષ્યકાળે થનારા યુદ્ધમાં સૈન્યને અને અન્ય મનુષ્યોને પહોંચી શકે તેટલું ધાન્ય દેશમાં થાય છે કે નહિ, એ વાત ઉપરજ જયપરાયજનો આધાર રહેશે......**"

ખેતીનો પક્ષ કરનારાનું પણ છેવટનું કહેવું એજ છે. તેઓ એવું પ્રતિપાદન કરે છે કે, ઉદ્યોગધંધાની વૃદ્ધિ સાથે દેશના ધાન્યનો સંગ્રહ પણ વધવો જોઇએ. ધાન્ય માટે પરાવલંબી થવું એ નુકસાનકારક છે. એક દેશમાંથી બીજા દેશમાં જનારા માલનો બદલો પૈસાથી ન મળતાં માલના રૂપમાં મળે છે; અને જર્મની જેવા દેશમાં આ બદલો વિશેષ કરીને કાચા માલ અને ધાન્યરૂપે આવે તે અનિવાર્ય છે. આવી પદ્ધતિથી જર્મનીના માલનો વિક્રય જ્યાંસુધી ચાલુ છે, જ્યાંસુધી સમુદ્રપરના માર્ગ સર્વ રાષ્ટ્રના વ્યાપાર માટે ખુલ્લા છે—સારાંશ, જ્યાંસુધી યુદ્ધનો પ્રસંગ આવ્યો નથી—ત્યાંસુધી જર્મનીનો ધંધો સરળતાથી ચાલશે પણ બીજે પ્રસંગે જર્મની પોતાના પગપર ઉભું રહી શકશે નહિ. વિશેષમાં તેઓ કહે છે કે, દેશી કારખાનાવાળા સામે દેશી બજારમાં પ્રતિસ્પર્ધી આવવા જોઇએ નહિ; તે સાથેજ દેશમાં ધાન્ય એટલું થવું જોઇએ કે, પરદેશમાંથી ધાન્ય આવવાને બદલે તે દેશમાં ધાન્ય મોકલવાની યોગ્યતા જર્મનીમાં આવવી જોઇએ; અને રાષ્ટ્રનો જેટલો માલ બદલા દાખલ

પરદેશ મોકલવો પડે તેટલોજ મોકલવો–વિશેષ મોકલવો નહિ. ખેતીનો પક્ષ કરનારાઓનું આ કહેવું વ્યવહારદષ્ટિએ નિરૂપયોગી છે, એટલુંજ નહિ પણ તેનો ખેડુતો સુદ્ધાં સ્વીકાર કરી શકે તેમ નથી. સ્વસંરક્ષણ માટે પરદેશી ધાન્યપર જકાત હોવાની તેઓ જરૂરિયાત જણાવે; પરંતુ પરદેશમાં ધાન્ય મોકલી ત્યાંથી મળતું દ્રવ્ય શા માટે સ્વીકારવું નહિ એમ તેઓ સ્વાભાવિક રીતેજ કહે. હાલના ત્યાંના ઇમ્પીરિયલ ચૅન્સેલર વૅાન બૂલોને આ વિચાર પસંદ છે. તેણે ઇ. સ. ૧૯૦૬થી પરદેશથી આવતા ધાન્યપર સંરક્ષક જકાત વિશેષ કરી છે અને પરદેશ જતા ધાન્યપર કોઇ જાતનો ભાર રાખ્યો નથી. ખેતી સંભાળવા માટે તેણે જેમ સંરક્ષક જકાત રાખેલી છે તેમ ઉદ્યોગધંધાપર પણ સંરક્ષક જકાત રાખેલી છે. આ પ્રમાણે ઉભયનું હિત સાધવા તરફ તેણે પોતાની દષ્ટિ રાખી છે. ખરી રીતે આમજ થવું યોગ્ય છે. કારણ કે ઉદ્યોગધંધાનું સંરક્ષણ કરવું હોય તો ખેતીનું પણ કરવુંજ જોઇએ. બન્ને કાર્ય એકબીજા ઉપર આધાર રાખે છે. સંરક્ષક જકાત જેવા કૃત્રિમ ઉપાયથી ધાન્યની કિંમત વધારવામાં આવે તો ધાન્ય વેચાતું લેનારાઓ ઉપર કિંમતના રૂપે વિશેષ ભાર પડે છે અને એ ભાર છેવટે કારખાનાવાળા ઉપર પડે છે; કારણ કે તેમને મજુરી વિશેષ આપવી પડે છે. હાલમાં કેટલાક ઉદ્યોગધંધા એવા છે કે, ધાન્ય પરની સંરક્ષક જકાત દૂર કરી પરદેશમાંથી ગમે તેટલું ધાન્ય જર્મનીમાં આવવા દે તોપણ તે માટે જકાતની આવશ્યકતા જણાય તેમ નથી. પણ તેમ થાય કેવી રીતે? સર્વેનો દઢ મત થયો છે કે, હાલની પરિસ્થિતિમાં ધાન્યને નિરંકુશ વ્યાપારમાં ગણી લેવું એ એક મહાન્ સાહસ કરવા જેવું છે. આ કારણથી એ દિશામાં ઉદ્યોગ કરવાનો કોઇના મનમાં વિચાર થવાનો સંભવ નથી. આની સાથે ઉદ્યોગધંધાવાળાઓની ખેડુતો વિરુદ્ધ હંમેશની એવી તકરાર છે કે, જમીનદારો 'થોડું તને અને થોડું મને' એ તત્વપર કાર્ય કરવા કદી પણ તૈયાર હોતા નથી. તેઓ ફક્ત પોતાના હિતનાજ કાયદાકાનુન કરાવવાના પ્રયત્નમાં નિમગ્ન રહે છે. એગ્રેરિયન લીગ જેવી સંસ્થાના કાર્ય તરફ જોઇએ છીએ તો આ તકરારમાં સત્ય વિશેષ જણાય છે. તે સંસ્થાનો એ હેતુ સ્પષ્ટ જણાય છે કે, ખેતીમાંથી ઉદ્યોગધંધા તરફ જર્મનીનું જે સંક્રમણ થાય છે તેમાં કોઇપણ પ્રયત્ને પ્રત્યેક સ્થળે કોઇ પણ જાતનો વિક્ષેપ ઉત્પન્ન કરવો! આ કાર્યમાં કોન્ઝરવેટીવ પક્ષ અનુકૂળ હોવાથી રાજકીય દષ્ટિએ પણ લીગને વિશેષ મહત્વ મળ્યું છે. આ સર્વ કારણોથી લાડકા પુત્રની હઠ પિતા જેમ પૂર્ણ કરે છે તેમ સરકાર પણ એ લોકોની ઇચ્છાને અનુકૂળ થતી જાય છે.

## પ્રકરણ ૧૩ મું.

### નાના પાયાપર ચાલતી ખેતી.

ખેડુતોનું જીવન સુખી બને અને બીજાની જમીન મેળવી ખેતી પર ઉદરનિર્વાહ ચલાવનારાનો સંસાર શાંતિમય બને, એવી ઇચ્છા રાખનારા લોકોમાં, કેટલાકના વિચાર પ્રમાણે જર્મનીમાં પુષ્કળ ખેતરોના નંબર એવા છે કે તેના વિસ્તારની મર્યાદા જ નથી, તેથી દેશને મહાન્ નુકસાન થાય છે. તેમનો મત એવો છે કે, આ નુકસાન દૂર કરવા માટે તેમ જ ખેતીના પ્રદેશમાંથી શહેરો તરફ જતા મનુષ્યપ્રવાહને અટકાવવા માટે અને ખેતરો-માં કામ કરતા મજુરોની થતી અછત દૂર કરવા માટે, ખેતરોનો વિસ્તાર મર્યાદિત કરી તે ખેડુતોને કે ખેતરોના મજુરોને આપવામાં આવશે તો ઘણો લાભ થશે.

અત્યાર સુધી સામાન્ય માન્યતા એવી હતી કે, પ્રશિયાના ઉત્તર અને પૂર્વ ભાગની મોટી મિલકતો નાશ કરી તેના સ્થાને જો નાની નાની મિલકતો ઉભી કરવામાં આવશે તો ખેતીની દુર્દશા થશે; નજીકમાં મોટા મોટા જમીનદાર રહેવાથી થોડી જમીનવાળાઓ ઉપર જે એક પ્રકારની નૈતિક સત્તા હોય છે તે નષ્ટ થશે; એટલું જ નહિ, પણ ખેતીનો ધંધો ભાગી પડશે અને સ્થાનિક સ્વરાજ્યને મહાન્ હાનિ થશે. મોટા મોટા જમીનદારોમાં આ માન્યતા દૃઢ હતી; પરંતુ સુભાગ્યે સરકાર તે માન્યતાને પસંદ કરતી નહતી. તથાપિ પૂર્વની આ સ્થિતિ ફરી ગઇ છે. હવે લોકો સમજવા લાગ્યા છે કે, મોટી મિલકત ધરાવનારને વિશેષ ઉત્તેજન આપવાથી તેના માલીકને સાંપત્તિક લાભ મળે છે. અને રાજકીય દૃષ્ટિએ તેનું માન વધી તેના હાથમાં અધિક સત્તા આવે છે, તે સર્વ રીતે દેશને હિતકારક નથી. તેમાં થોડું નુકસાન પણ છે. ખેતી પર એકાદું સંકટ આવતાં નાના ખેડુતો હતાશ થઇ જતા નથી. કારણ કે તેમનો વ્યવહાર વિસ્તૃત નહિ હોવાથી તેઓ જાતમહેનતથી કોઇ પણ રીતે પોતાનું રક્ષણ કરી શકે છે. મોટા જમીનદારો–ખેડુતોની સ્થિતિ પરાશ્રયી હોવાથી તેઓ સંકટ સમયે સપડાઇ જાય છે. આ કારણથી સરકારની એવી ઇચ્છા થઇ છે કે નાના ખેડુતોની સંખ્યા વધારવી. સરકારને પ્રામાણિક રીતે લાગે છે કે આમ કરવાથી જમીનદારોનો એક પક્ષ હાલ જેટલો વિશેષ વજનવાળો છે, તેટલો જ નાના ખેડુતોનો પક્ષ વજનવાળો કરવાની આવશ્યકતા છે. તથાપિ, જુની અને પ્રમાણ બહાર વધેલી મિલકતોને હરકત

ન કરતાં, અતિશય નાના પ્રમાણમાં પણ નવીન મિલ્કતો કેવી રીતે નિર્માણ કરવી તે કાર્ય સરકારને અઘરૂં થઇ પડ્યું છે. હાલમાં મજુરોની અછતનો સવાલ ઉપસ્થિત થયેલ છે તેથી, ઘણા જમીનદારોને ખાત્રી થવા લાગી છે કે જેમ નાના જમીનદારોની સંખ્યા વધે તેમ સારૂં.

હાલમાં આ વિષય તરફ ત્યાંના લોકોનું વિશેષ લક્ષ ગયું છે તે ઉપરથી વાચકોએ એવો તર્ક કરવો નહિ કે ત્યાં નાનાં ખેતરો બીલકુલ નથી. થોડી જમીન પર ખેતી કરી જીવન ચલાવી રહેતા પુષ્કળ ખેડુતો પહેલાંથી જ છે. આવા ખેડુતોની સંખ્યા પશ્ચિમ અને મધ્ય ભાગમાં, તેમજ બવેરિયા અને ઉત્તર સમુદ્રને કિનારે આવેલા પ્રાંતોમાં ઘણી છે. આ ખેડુતો જમીનમાં ધાન્યનું વાવેતર ન કરતાં જાનવર માટે જરૂરનો સર્વ પ્રકારનો ચારો તૈયાર કરે છે. આ કાર્ય તેઓ પોતાની સ્ત્રી અને છોકરાંથી ચલાવી લે છે, એટલે મજુરોને રોકતા નથી. સરકારી રિપોર્ટ પરથી જણાય છે કે, આમ કરવાથી તેમને ઘણો ફાયદો થાય છે; અને સંખ્યા તથા વિસ્તારના પ્રમાણમાં નાના પાયા પર થતી ખેતી હમણાં ઘણી વધી છે.

ખેતી સંબંધીના જેમના વિચારોને વિશેષ માન મળે છે તેવા ગૃહસ્થોનો એવો દૃઢ અભિપ્રાય છે કે, થોડા વિસ્તારનાં ખેતરો વધવાથી ખેતીની ઉન્નતિ થવાનો જેવો સંભવ છે તેવો બીજા ઉપાયથી નથી. આ વિષે વિસ્તારથી વિવેચન થઇ ગયું છે જ. પ્રશિયાના જે ભાગમાં મોટા જમીનદાર છે તે જ ભાગમાં આપદ્‌કાળે ખેડુતોની શોચનિય સ્થિતિ થઇ જાય છે; પરંતુ નાના ખેડુતો–તેમાં પણ વિશેષ કરીને જેઓ પોતાની થોડી જમીનમાં જાનવરો માટે ચારો તૈયાર કરે છે તે–સંકટ સમયે સ્થિર રહી શકે છે; એ વાત સુપ્રસિદ્ધ છે. રાઇનિલેંડ અને વેસ્ટફાલિયા જેવા પશ્ચિમ તરફના પ્રાંતો આ સત્યના પુરાવા રૂપ છે. કારણ કે, પોતાની માલિકીની જમીનમાં અગર તો બીજા પાસેથી સાંથે મેળવી નાની જમીનમાં ખેતી કરનારા ખેડુતો જેટલા તે પ્રાંતમાં છે તેટલા બીજા કોઈ પ્રાંતમાં નથી. રાઇનલૅન્ડ પ્રાંતના કેટલાક ભાગમાં તો એવી સ્થિતિ છે કે, ત્યાંની સર્વ જમીનના $\frac{3}{4}$ ભાગ જેટલી જમીન તો ખેડુતો સાંથથી રાખે છે. આ જમીનના માલિકોને ખુશીથી સારી સાંથ આપી શકે છે. મોટાં શહેરો નજીક જે જમીન હોય છે, તે જમીનના ખેડુતો આ કાર્યમાં કદી પણ હરકત જણાવતા નથી. કારણ કે, શહેરમાં વેચી શકાય તેવાં ફળ અથવા ચારો તૈયાર કરવાથી તેમને સારો લાભ મળે છે. વેસ્ટફાલિયા પ્રાંતની આજુબાજુના ભાગમાં પૂર્વ તરફના જમીનદારો જેવા મોટા જમીનદારો છે. પણ તેમની સંખ્યા થોડી છે. તેવી જ

રીતે નાના જમીનદારો પણ પુષ્કળ છે. જમીન ખેડવાની પ્રત્યેક જાતની પદ્ધતિ અહીં દૃષ્ટિએ પડે છે, અને સર્વ પ્રકારનાં વાવેતર પણ આ જમીનમાં કરવામાં આવે છે. ઉદ્યોગધંધાની ગમે તેટલી ઉન્નતિ થયા છતાં તેથી હમેશના જમીનદારો કે ખેડુતોને તેવું ભારે નુકસાન થયું નથી. એ ઉપરથી એવું ચોક્કસ અનુમાન કરી શકાય છે કે, મોટી અને નાની ખેતી એક જ સ્થળે અને એક જ સમયે ઉન્નત થઈ શકે છે. અર્થાત્ એકથી બીજાનો નાશ થાય છે એવું કંઈ નથી.

પૂર્વ પ્રશિયાના પોલિશ પ્રાંતમાં જમીનનું સેટલમેંટ કરવા માટે ગયાં વીસ વર્ષથી એક કમિશન બેઠું છે. તે કમિશનના હમણાંના એક રિપોર્ટમાં નીચે પ્રમાણેની હકીકત છેઃ—

"મજુરો જોઇએ તેટલા મળી શકતા નહિ હોવાથી, મોટા જમીનદારો વિશેષ સંકટમાં આવી પડયા છે. આજે જો ખેતી બરાબર થઈ શકતી હોય તો નાના અને મધ્ય પ્રમાણના એટલે ૨૫ થી ૫૦ એકર સુધીના ખેતરોમાં થાય છે. મજુરોની તૂટ પડે છે તોપણ આવાં ખેતરોના માલીકોને હરકત પડતી નથી. તેમની જમીનમાં જેટલું ધાન્ય પાકે છે તેટલું સર્વ તેમને અને તેમનાં જાનવરોને જરૂરનું હોવાથી, ધાન્યની કિંમત ઓછી થવા છતાં તેમને પ્રત્યક્ષ એવું વિશેષ નુકસાન થતું નથી. જાનવરો પાળવાથી તથા તેમની સંભાળ રાખવાથી ખેતીના કામમાં તેઓ સારી કરકસર કરી શકે છે. તેમજ છાણમૂત્રનું ખાતર કિંવા દૂધ, ઘી વગેરે પોતાને ઉપયોગ થવા જેટલું રાખી બાકીનું તેઓ વેચી શકે છે તેથી તેમાં તેમને ઠીક પ્રાપ્તિ થાય છે. જાનવરો તેમની પ્રત્યક્ષ દેખરેખમાં રહેતાં હોવાથી તેમાં પણ તેમને વિશેષ સહન કરવું પડતું નથી. મોટા જમીનદારો જાનવરોમાંથી આવો લાભ મેળવી શકતા નથી. કારણ કે તેમની જમીન મર્યાદિત નહિ હોવાથી તેઓ પોતે દેખરેખ રાખી શકતા નથી. નોકરો દ્વારા સર્વ વ્યવસ્થા રાખવી પડે છે અને તેથી ખર્ચ વધે છે. મોટા જમીનદારોએ પોતાની જમીનમાં જે સુધારા કર્યા છે તે નાના જમીનદારો પણ કરી શકયા છે. તેઓ જે સુધરેલાં યંત્રો વાપરે છે તે એ લોકો પણ વાપરે છે અને વિશેષમાં પોતાનાં જાનવરોનું જે ખાતર આ લોકો વાપરે છે તે ગુણમાં લેશમાત્ર ઓછું હોતું નથી. સહાયકારી મંડળીઓ પાસેથી થોડા વ્યાજે નાણું મેળવવામાં નાના જમીનદારોને હરકત પડતી નથી. તે જ પ્રમાણે ખેતરોમાં થયેલો તથા બીજો માલ વેચવામાં તથા ખેતી માટે માલ વેચાતો લેવામાં આ

મંડળી તરફથી ઘણી મદદ મળે છે. આ સર્વ કારણોથી મોટા જમીનદાર કરતાં તેમને પોતાની જમીનની વિશેષ કિંમત આપવાનું અગવડભર્યું લાગતું નથી.”

એકંદર સ્થિતિ આવી હોવાથી નાનાં નાનાં ખેતરોની જરૂર સ્વીકારાય છે, પણ મોઠાં ખેતરોના વિભાગ પાડયા સિવાય નાનાં નાનાં ખેતરો થઇ શકે નહિ, એ સ્પષ્ટ છે. અને જો કોઇ તેમ કરવાની તૈયારી કરે છે તો તેના જેવા અન્ય ગૃહસ્થો વચ્ચે આડા આવે છે. પૂર્વ પ્રશિયાના મોટા જમીનદારો પોતાની દરિદ્રતાની કહાણી હમેશ કહ્યા કરે છે, તથાપિ જે જમીન જરૂર કરતાં વિશેષ વિસ્તારવાળી હોવાથી જેમાં સારી મહેનત થઇ શકતી નથી અને જે તદ્દન હીન સ્થિતિને પ્રાપ્ત થયેલી છે, એવી જમીનના ભાગ પાડવાથી સમાજનું હિત થશે એમ કોઇ જમીનદારને કહેવામાં આવશે તો તે પ્રાણાંતે તે વાત કબુલ કરશે નહિ. કોઇ આવા ભાગ કરવાની યોજના સૂચવે છે તો તેને તોડી પાડવાને તેઓ પ્રયત્ન કરવામાં બાકી રાખતા નથી. ગયા પ્રકરણના અંતમાં કહેલી એગ્રેરિયન લીગે ઇ. સ. ૧૯૦૭ માં નીચે લખ્યા પ્રમાણેની માગણી કરી હતીઃ—

“ સરકારની સંમત્તિ સિવાય ખાનગી રીતે કોઇએ પોતાની મિલ્કત—જમીનની વહેંચણી કરવી નહિ. સ્પષ્ટ શબ્દમાં કહીએ તો—એક મનુષ્યના કબજાની જમીન બીજા મનુષ્યના કબજામાં જવાની હોય તો તેમાં સ્થાનિક અથવા પ્રાંતિક કૉર્ટની, અને મિનિસ્ટર ઑાફ એગ્રિકલ્ચરની દેખરેખ નીચે રહેતા સ્ટેટ બૉર્ડ ઓાફ કલ્ટિવેશનની મંજુરી મેળવવી. સરકારને નુકસાન થાય તેવી અમારી ઇચ્છા નથી, તથાપિ ખેતીના હિત માટે સરકાર જો લાખો રૂપીઆ ખર્ચ કરવા તત્પર થશે તો જ રાજ્યહિત સાધી શકાશે.”

વંશપરંપરાથી ચાલી આવેલી મિલકતને એનટેલ ( Antail ) કહે છે. એનટેલના સખત કાયદાથી એવી મિલકતના માલિકોનું અસલથી સંરક્ષણ થતું આવે છે. એ વાત ખરી છે કે એ આશયથી હમણાં પુષ્કળ જમીનદારોને લાભ થવા લાગ્યો છે, તથાપિ એટલા ઉપરથી લીગના કહેવા પ્રમાણે વિશેષ વ્યવસ્થા કરવાનું પ્રયોજન જણાતું નથી. પ્રશિયામાં આ એનટેલનો વિસ્તાર ઘણો છે. પચીસ હજારથી દશલાખ એકર જેટલી જમીનવાળા ત્યાં ઘણા જમીનદારો છે, અને તે સર્વને આ કાયદાનો લાભ મળે છે. પુષ્કળ મનુષ્યોનો મત એવો છે કે, નાના જમીનદારોને પણ આવા પ્રકારના કાયદા લાગુ કરવા, કે જેથી એકને જે લાભ થાય છે તે બીજાને પણ મળે. બવેરિયામાં આવો કાયદો એક વખત કર્યો હતો પણ તેનો વિશેષ ઉપયોગ થયાનું જણાતું નથી.

ઇ. સ. ૧૮૯૦–૯૧ માં પ્રશિયામાં કેટલાક કાયદા પાસ કરી, તેના આધારે નાના વિસ્તારનાં નવીન ખેતરો તૈયાર કરી ખેડુતોને સોંપવાનો ક્રમ શરૂ થયો. આ કાયદા પ્રમાણે વિસ્તારવાળી જમીન સરકાર વેચાતી લઇ શકે છે. પછી સરકાર તેના નાના નાના વિભાગ કરી ખેડુતોને આપી દે છે. આવાં ખેતરો માટે ખેડુતોને આકાર આપવામાં આવે છે. આ આકાર પૈકી કંઇક ભાગ હમેશના માટે રાખેલો હોય છે, જેથી તે કદી માફ થતો નથી, અને કેટલોક ભાગ જમીન લેવામાં થયેલા ખર્ચ માટે લેવામાં આવે છે. આ પ્રમાણેનો વધારે આકાર સાડા છપ્પન વર્ષ સુધી લેવામાં આવે છે. આ વ્યવસ્થાથી ખેડુત વર્ગ તરફ સરકારને હમેશ ધ્યાન આપવું પડે છે, અને જમીન સાથે તેનો હિતસંબંધ ઘણા સમય સુધી રહે છે. સરકાર પાસેથી મેળવેલી જમીન અવિભાજ્ય હોય છે તથા તે ગીરો કે વેચાણ થઇ શકતી નથી. આ સર્વ વ્યવસ્થા જોવાનું કામ સરકારે જનરલ કમિશન્સ અને રેંન્ટબેંકસને સોંપેલું છે. ખેતરમાં ઘર બાંધવું હોય છે તો ખેડુતને આ બેંક પૈસા આપે છે. આથી સરકાર અને ખેડુત વચ્ચે શાહુકાર અને લેણદારનો સંબંધ ઉત્પન્ન થાય છે, અને તે ખેડુતને સુખદાયી થાય છે. જો ખાનગી ગૃહસ્થને ત્યાં જમીન ગીરો મૂકવામાં આવે છે તો, તેના તરફથી સરકારના જેટલી સવલતા મળતી નથી.

ઇ. સ. ૧૯૦૫ સુધીમાં પ્રશિયનરાજ્યના ૧૧ પ્રાંતની સરકારે એકંદર ૧,૩૧૫ મિલકત ખરીદ કરી હતી અને તે સર્વેનો વિસ્તાર ૬,૭૨,૬૮૨ એકર હતો. આ જમીનના સવા છ એકરથી સાડીબાસડ એકર સુધીના વિભાગ કરી તે ખેડુતોને અપાયા છે. આ જમીનોની ઇચ્છિત વ્યવસ્થા ખેડુતો કરી શકતા નથી તેથી ઇચ્છા મુજબ દ્રવ્ય મેળવવાનો ખેડુતોને માર્ગ રહ્યો નથી. આથી માલીકના મરણ પછી તેની વિધવા જો પોતાના સંબંધીઓને જમીનનો કંઇ ભાગ આપવા ઇચ્છે તો તેને જનરલ કમિશન્સની સંમત્તિ મેળવવી પડે છે.

ખેતીનું અભિમાન રાખનારા મનુષ્યો આ પદ્ધતિની વિરુદ્ધ નથી તોપણ મજુરોને આવી રીતે ખેતરો આપવાની રીત તેમને નાપસંદ છે. તથાપિ આ બાબતમાં પ્રશિયન સરકારે હાલમાં લક્ષ આપ્યું છે અને હમણાંનો ખેતીવાડી ખાતાનો મંત્રી તો આ યોજનાને સર્વ રીતે અનુકૂળ છે. ઇ. સ. ૧૯૦૭ ના જાનેવારી મહિનામાં એક જાહેર હુકમ બહાર પાડયો છે, અને તેને અનુસરીને ખેડુતોને જે શરતે નાનાં ખેતરો આપવામાં આવે છે તે શરતે કારખાનામાં કામ કરતા મજુરોને જમીન આપવાની વ્યવસ્થા કરવામાં આવી છે. આ પ્રમાણે પુષ્કળ મજુરોને સરકાર પોતે પોતાના ખર્ચથી જમીન આપશે તો મજુરો જે દિનપ્રતિદિન ઓછા થતા જાય છે, તે થશે નહિ, એવું અનુ-

માન છે. મજુરો જમીન પોતાની છે એમ સમજે તે માટે, તે જમીનના માટે સરકાર જે ખર્ચ કરે છે તે બારથી પંદર વરસ સુધી ખેડુત પાસેથી લેતી નથી. પછીથી નાના નાના હપ્તા બાંધી તે રકમ વસુલ કરે છે; પરંતુ જમીનનો આકાર ખેડુતો વિનાહરકતે ભરે અને સરકારને ત્રાસ આપે નહિ, તે માટે જામીન લેવામાં આવે છે. આ પ્રમાણે મજુરો એક વખત જમીન મેળવે છે એટલે પછી જમીનથી દૂર થઈ શકતા નથી. આવી રીતે આ લોકોને જમીન અપાય છે, પણ ઘણા નાના ટુકડા આપવામાં આવે છે, અને તે એટલે સુધી કે એક તૃતીયાંશ એકર જેટલો પણ ભાગ પાડેલો છે. આટલું નાનું પ્રમાણ રાખવાનું કારણ એ બતાવવામાં આવે છે કે, તેમ કરવાથી તેમને પોતાના ખેતરોમાં કામ કરવા છતાં ઘણો વખત મળે અને પોતાનાં બાળબચ્ચાં માટે બીજાં ખેતરોમાં મજુરી કરવાની ફરજ પડે. જો તેઓને સર્વ કુટુંબનો વ્યવહાર ચલાવી શકે તેટલી જમીન આપવામાં આવે, તો પછી તેઓ જાતેજ આખા ખેડુત બની જાય એટલે જે ઉદ્દેશ માટે આ યોજના ઉભી કરવામાં આવી છે તે ઉદ્દેશ પૂર્ણ થાય નહિ. કારખાનાના મજુરોને જમીન આપતી વેળા પ્રથમ તે મજુરને કારખાનામાં બારે મહિના રોજગાર મળે તેમ છે કે નહિ તે જોવું પડે છે. કારણ કે જો તેને તેવી રીતે હમેશ રોજગાર મળતો હોય તોજ પોતાને અનુકૂળ વખતે જાતે ખેતીની વ્યવસ્થા કરે અને બીજા સમયમાં પોતાની સ્ત્રી વગેરે પાસે કરાવી લેવા તૈયાર થાય.

એ ઉદ્યોગ આરંભમાં સરકારેજ સ્વીકારી લીધો હતો. હવે તેમાંથી તે તે મુક્ત થવા માટે ધીમે ધીમે પોતાનું અંગ કાઢતી જાય છે. આ કાર્ય પૈકીનો ઘણો ભાગ હવે લૅન્ડ બેંકસ કોઓપરેટીવ સોસાયટી અને યુનિયન્સને સોંપી દીધો છે, અને કાયદાથી મળતા સર્વ અધિકાર સરકારે એ સંસ્થાઓને આપ્યા છે. અને હરકતના પ્રસંગે આવી સંસ્થાઓને સરકાર પૈસાની મદદ આપવા પણ તૈયાર હોય છે.

સરકાર તરફથી મળતી જમીનમાં ખેડુતોને ઘરો બાંધવાની છૂટ આપેલી છે; પણ તેમાં એટલી શરત રાખી છે કે, સેંકડે ૮૫ થી ૯૦ ટકા જમીન ખેતી માટે ખુલ્લી રાખી બાકીની જમીનમાં રહેવાનાં એક અથવા બે મજલાનાં ઘર અને ખેતીના ઉપયોગ માટે ઝુંપડાં વગેરે બાંધવાં.

આ યોજના વિરુદ્ધ ખેડુતો કહે છે કે, અમને જે જમીન આપવામાં આવે છે તે બહુ તો અમને શાક પાન કે દૂધ આપી શકે; એટલે અમારે બીજાઓને ત્યાં મજુરી કરવી પડે એ સ્પષ્ટ છે, પરંતુ અમારાં ખેતરોમાં ( કું જેટલા ટુકડામાં ) એટલું તો કામ કરવાનું હોય છે કે અમને વખતજ મળતો નથી.

# પ્રકરણ ૧૪ મું.

## જર્મનીમાં મજુરોની હાડમારી.

ઇ. સ. ૧૯૦૦ ની જર્મનસામ્રાજ્યની વસ્તી ગણત્રી પરથી જણાય છે કે, ૫,૬૩,૬૭,૧૭૮ જનસંખ્યામાં ૮,૨૩,૫૯૭ મનુષ્યો પરદેશના હતા, એટલે સેંકડે ૧·૪ જેટલું તેમનું પ્રમાણ હતું. અને તે પહેલાંની એટલે ૧૮૯૦ ની વસ્તી ગણત્રીમાં ૪,૯૪,૨૮,૦૦૦ ની સંખ્યામાં ૪,૩૩,૨૫૪ પરદેશી હતા એટલે સેંકડે ૦·૮૭ જેટલું પ્રમાણ હતું. કૃષિપ્રધાન પ્રાંતોમાં ઉનાળાની ઋતુમાં થોડામાં થોડા ત્રણ લાખ જેટલા મજુર પરદેશથી આવે છે, એવો અંદાજ નીકળે છે. આ લોકો એક ઠેકાણે ન રહેતાં અહીં તહીં ફર્યા કરે છે. એકલા પ્રશિયામાં ઇ. સ. ૧૯૦૫ ના ડીસેમ્બર મહિનામાં ૫,૨૪,૮૭૪ માણસો પરદેશનાં હતાં. પ્રશિયાની એકંદર સંખ્યા ( ૩,૬૭,૬૭,૨૦૨ ) જોતાં આ માણસોનું સેંકડે પ્રમાણ ૧·૪ નીકળે છે. આ પૈકી લગભગ ત્રણ લાખ માણસો આસ્ટ્રિયા, હુંગરી અને રૂશિયામાંથી આવેલાં હતાં. અને તેમાં સેંકડે સાઠ પુરુષ હતા. પ્રશિયામાં ૧૮૯૫ માં ફક્ત ૨,૦૫,૮૧૮ અને ૧૮૮૫ માં ૧,૫૬, ૯૭૦ પરદેશી માણસો હતાં. એ ઉપરથી ૧૮૮૫ થી ૧૯૦૫ સુધીનાં વીસ વર્ષમાં દર હજારે ૫·૫ થી ૧૪·૧ સુધી પ્રશિયામાં પરદેશી લોકોનો વધારો થયેલો જણાય છે.

'ઉપર આપેલા આંકડા ઉપરથી દેશી મજુરોની, અને હમણાંનાં કેટલાંક વર્ષોમાં તો દરેક પ્રકારના મજુરોની બહુ જ અછત થતી જાય છે; અને તેથી સર્વ દેશની, તેમાં પણ વિશેષ કરીને પ્રશિયાની ખેતીને કેવી હરકત ઉભી થઇ હશે તે સ્પષ્ટ સમજાય તેમ છે. મજુરો સંબંધીની આવી સ્થિતિના કારણે હાલમાં જેના તેના મુખમાંથી આ વિષય સંબંધી જ વાત નીકળે છે. પ્રશિયન પાર્લામેંટમાં પણ આ વિષયનો જ હમેશ વાદવિવાદ થાય છે. છેલ્લાં દસ પંદર વર્ષમાં ખેતીના પ્રદેશોમાંથી બહાર જનારા લોકોના વિલક્ષણ પ્રવાહના કારણનું જો આપણે વિવેચન કરીએ છીએ તો, પ્રશિયાની ખેતીની અંતઃસ્થિતિ આપણી દષ્ટિ સન્મુખ આવે છે; અને થોડો વિચાર કરીએ છીએ એટલે આ સ્થિતિ લોકોને સંકટજાળમાં સપડાવ્યા સિવાય રહેશે નહિ એમ લાગે છે. આ કારણથી ખેતીમાં સુધારો કરવાની ઇચ્છા ધરાવનારાઓ નિરાશ થઇ જાય છે.

વસ્તુતઃ આપણી દૃષ્ટિએ એવું આવે છે કે, પ્રાચીન કાળથી જે લોકો વડે ખેતી ચાલતી હતી, તે લોકો પોતાનો પ્રદેશ છોડી બીજી બાજુ જાય છે. પોલિશ પ્રાંત અને પ્રશિયાના પાછળ પડેલા ઉત્તર તરફના ભાગમાંથી અસંખ્ય મનુષ્યો શહેરો તરફ જાય છે. આ કારણથી મોટા જમીનદારો અને નાના ખેડુતોને હરકત એક સરખી જણાવા લાગી છે. સરકારી રિપોર્ટો પરથી પોલિશ પ્રાંતમાંથી બર્લિન, રાઇન પ્રાંત અને વેસ્ટ ફાલિયા તરફ હજારો મનુષ્ય ગયાની હકીકત નીકળી આવે છે. દેશાન્તર કરનારા લોકોનો મુખ્ય ઉદ્યોગ બહુધા ખેતી જ હોય છે; પરંતુ તે હવે તેની તરફ નજર પણ કરતા નથી. તે સર્વે ઉદ્યોગધંધા પ્રતિ દૃષ્ટિ સ્થિર કરી રહ્યા છે, માત્ર થોડા ખાનગી નોકરી સ્વીકારે છે.

પ્રાથમિક શાળાના શિક્ષકોની સહાયથી પૂર્વ પ્રશિયા સંબંધી સરકારે જે આંકડા મેળવ્યા છે તે પરથી સ્પષ્ટ થાય છે કે, લગભગ ૧૯૦૫–૦૬ ની સાલમાં ૨૪૦૦ કુટુંબો તે પ્રાંત છોડી ગયાં હતાં. આમાંનાં કેટલાંક જર્મની છોડી બીજા દેશમાં ગયાં; અને બાકીનાં સર્વે જર્મનીના પશ્ચિમ ભાગમાં જઈ રહ્યાં. બીજી જગાએ જવાની આ આતુરતા જેમ તરૂણ પુરુષોમાં જણાય છે તેમ બાળાઓમાં પણ જણાય છે. આવી બાળાઓ કારખાનામાં કામ કરે છે અગર તો ખાનગી નોકરી મેળવે છે. કેટલીક વણાટકામ વગેરેનું કામ કરે છે તો કેટલીક દુકાનોમાં વેચાણના કાર્યપર રહે છે. સમુદ્ર ઓળંગી પરદેશમાં જનારા લોકોમાં પણ ખેતીના પ્રાંતમાંથી જનારા લોકોનું પ્રમાણ ઔદ્યોગિક પ્રાંતમાંથી જનારા મનુષ્યો કરતાં ઘણું જ મોટું છે.

ગામડાંની અને ખેતી કરનારી લોકવસ્તી આવી રીતે કેમ તૂટતી જાય છે, તે સંબંધી જુદા જુદા મનુષ્યો જુદાં જુદાં કારણો જણાવે છે. જમીનદારો અને કેટલાક આગેવાનો કહે છે કે, હમણાં મજુરોની મતિ ઠેકાણે નથી, તેમનાં મગજ બગડી ગયાં છે. આ વિષયનો જરા ઉંડો વિચાર કરનારાઓ બોલે છે કે જમીનના માલીકોને જેવી હરકતો હોય છે તેવી મજુરોને પણ હશે, તેથી તેઓ ખેતીનું કાર્ય છોડી જાય છે. ઉપર કહેલા લોકો જે કહે છે તેના દૃષ્ટાંત નિમિત્તે સાયલીશિયાના એક જમીનદાર-ના ઉદ્‌ગાર અમે જણાવીશું. એક વખત જમીનદારોની કોંગ્રેસ મળી હતી તેમાં તે જમીનદારે કહ્યું કે "હમણાં બાળકોને શિક્ષણ વિશેષ મળવા લાગ્યું છે, તેના પરિણામે અમને મજુર મળતા નથી." ઘણા લોકોને એવું લાગ-વાનો સંભવ છે કે, જમીનદારોના આ અને આવા પ્રકારના બીજા ઉદ્‌ગારો

વસ્તુસ્થિતિ બતાવનારા છે. તેમાં લેશ માત્ર સત્યતા નથી, એમ અમે પણ કહેતા નથી. અમારૂં કહેવું એટલું જ છે કે, મજુરોને ગમે તેટલા દોષિત માનવામાં આવે તોપણ તેથી ખેડુતોને જે કંઈ હરકત પડે છે તે હરકતનો નીકાલ થતો નથી.

આ સંબંધમાં સર્વમાં મહત્વની વાત કહીએ તો તે એ છે કે, ખેતીમાં કરવું પડતું ઘણુંખરૂં કાર્ય હાલમાં યંત્રની સહાયતાથી થતું હોવાથી પૂર્વની માફક હમેશ ખેતી સંબંધી કામ કરનારા મજુરોને સ્થાને જરૂરના સમયે કામ કરનારા હંગામી મજુરો બહાર આવ્યા છે. ખેતરમાં હાથે કરવાનું કાર્ય ઓછું થવાથી વર્ષના ઘણા મહિના સુધી થોડા મજુરોથી કામ ચાલી શકે છે. આ કારણથી શિયાળાના દિવસોમાં જરૂર જેટલાજ મજુરો ખેડુતો પોતાની પાસે રાખે છે, અને મોસમ શરૂ થાય છે કે તેટલા વખતને માટે વિશેષ મજુરો લાવી પોતાનું કાર્ય કરી લે છે. અસલના મજુરોએ કેટલાક વખત સુધી કામચલાઉ મજુરો પ્રમાણે જીવનનિર્વાહ માટે હમેશના ધંધાને પકડી રહેવાનો પ્રયત્ન કર્યો. પરંતુ એવી રીતે તેમનું જીવન વ્યવસ્થિત ન રહેતાં આજે આ ખેતરમાં તો કાલે બીજા ખેતરમાં એવી ભિક્ષાવૃત્તિનો તેમને કંટાળો આવ્યો. સારાંશ કે ખેતીના કાર્યમાં જેમ જેમ યાંત્રિક શક્તિનો વિશેષ ઉપયોગ થવા લાગ્યો તેમ તેમ અધિકાધિક મજુરો શહેરો તરફ જવા લાગ્યા. જ્યાં જમીનનો વિસ્તાર વિશેષ હોય છે ત્યાં યંત્રની સહાયતાથી ખેતી કરવામાં વિશેષ ફાયદો થાય છે; તેથી મજુરોની સંખ્યા ઓછી થવાથી ખરા કાર્ય પ્રસંગે જો કોઇને વિશેષ નુકસાન થતું હોય તો મોટા જમીનદારોને જ થાય છે.

પૂર્વ પ્રશિયાના જમીનદારોની સ્થિતિનું વર્ણન હેર એવર્ટ ( Herr Evert ) નામના ગૃહસ્થે નીચેના શબ્દોમાં કર્યું છે:—

"પશ્ચિમ ભાગની હવા કરતાં પૂર્વ ભાગની હવા ખેતીવાડીમાં ઓછી અનુકૂળ હોવાથી ત્યાં કાર્ય જલદી પૂર્ણ કરી લેવું પડે છે; ત્યારે પશ્ચિમ તરફ આજ કામ આખું વર્ષ ચલાવવામાં આવે છે તોપણ તેમાં હરકત આવતી નથી. ઉનાળાના થોડા સમયમાં ખેતીનું કામ ઘણું હોય છે. આ કારણથી શિયાળા કરતાં ઉનાળામાં ખેડુતોને મજુર, ઘોડા અને બીજાં જાનવરોની વિશેષ જરૂર હોય છે. ભાર ખેંચનારા ઘોડાઓની જ્યારે તેમને જરૂર નથી હોતી ત્યારે તેઓ તેમના ખોરાકમાં બનતી કરકસર કરી વર્ષ સુધી પોતાની પાસેજ રાખી મુકે છે. પરંતુ મજુરોના સંબંધમાં તેઓ તેવી કરકસર શી રીતે કરી શકે? ખેડુત હોય કે કારખાનાવાળો હોય, તેઓ પોતાનો ધંધો

કરકસરથી ચલાવે તો જ તરી શકે. પરંતુ કંઇ કાર્ય ન હોવા છતાં કોઇ ખેડુત પોતાની પાસે વિનાકારણ વિશેષ મજુર રાખે તો તે કરકસર કરે છે એમ કેવી રીતે કહી શકાય? દાણા મસળવાનું વરાળયંત્ર જ્યાં સુધી નીકળ્યું નહતું ત્યાં સુધી તો આખો શિયાળો ખળી ઉપર તથા ઘરમાં જરૂરનાં કપડાં વણવાનું કાર્ય મજુરોને જોઇએ તેટલું મળતું. પરંતુ જ્યાં ત્યાં યંત્રોનો પ્રચાર થવાથી સમાજમાં હાથે કામ કરનાઓની દુર્દશા થઇ ગઈ છે. પોતાના મજુરોને પુરતું કામ પહોંચી શકે તે માટે ખેડુતોએ યંત્રનો ઉપયોગ કરવો નહિ, એમ કહી શકાય ખરૂં? આ ઉપરથી એમ જણાય છે કે, શહેરોમાં મોજમજા મળે અને જીવન સુખમાં વ્યતિત થાય એ હેતુથી પૂર્વ ભાગના લોકો જન્મભૂમિ છોડી પરભૂમિમાં જાય છે એમ નથી; પણ બદલાયલી પરિસ્થિતિના કારણે તેમને તેમ કરવાની ફરજ પડે છે. યંત્રોનો વિશેષ ઉપયોગ થવાથી જમીનમાંથી પાક લેવાના કામમાં પહેલાંના અને હાલના પ્રકારમાં મોટો તફાવત જણાય છે. શિયાળાની ખરાબ હવામાં જંગલ કાર્ય, રસ્તા દુરસ્તી અને જમીન સુધારવાનાં બીજાં કાર્યો મજુરોના હાથે થઇ શકતાં નથી. આવી સ્થિતિમાં હમેશના મજુરોને શું કામ સોંપવું એની ફીકરમાં ખેડુત પડે છે; જેથી હમેશ—આખા વર્ષની બંધણીથી મજુર રાખવાની પંચાતમાં તે પડતો નથી. આવી પરિસ્થિતિ પ્રાપ્ત થવાથી વર્ષની બંધણીથી રહેલા મજુરો શહેરો તરફ જાય તો તેમાં શું આશ્ચર્ય છે? કામ ચલાઉ મજુરો પાસે કામના દિવસમાં કામ કરાવવાથી પરાપૂર્વથી ચાલી આવેલી સમાજવ્યવસ્થા બગડે છે તે ખેડુત જાણે છે; પરંતુ ખર્ચના સંબંધમાં કરકસર કરવી પડતી હોવાથી તે મજુરોને રજા આપે છે તેમાં ખોટું શું કરે છે?"

આટલાથી આ વિષયનો વિચાર પૂરો થતો નથી. ખેતી કરવાની નવીન પદ્ધતિ ઉત્પન્ન થવાથી પહેલાં પ્રમાણે મોટા પ્રમાણમાં જે જમીન છે તેમાં મજુરોનો સમાવેશ કેમ થઇ શકતો નથી; તેમજ કામ ચલાઉ મજુરો જમીનનો આશ્રય લઇ રહેવાનું કેમ અનુકૂળ માનતા નથી તેનો નિર્ણય ઉપરના વર્ણનથી થાય છે, એમાં કંઇ શંકા નથી. પરંતુ મજુરોની અછતને લીધે આખું વર્ષ કેમ નિભાવી લેવાય છે તેનો નિર્ણય તેનાથી થતો નથી. કામના પ્રસંગે મજુરોની તૂટ પડે છે તો, રૂશિયા, ઓસ્ટ્રિયા અને ગૅલીશિયાના મજુરોને બોલાવી કામ કરાવી શકાય છે, તેથી પ્રશ્નની આ બાજુ એટલી મહત્વની નથી. અમે ઉપર સૂચવેલા અને ઉપરોક્ત ઉતારામાં નહિ આવેલા પ્રશ્નજ વિશેષ મહત્વના છે; અને તેમાં દર્શાવેલી સ્થિતિ પ્રાપ્ત થઈ છે તો

તેનાં કારણ શાં હોવાં જોઇએ તેની તપાસ કરવાની આવશ્યકતા છે. એ કારણો એક વાક્યમાં કહીએ તો તે એ છે કે, ઉત્તર અને પૂર્વ ભાગનાં ખેતરોમાં કામ કરનારા મજુરોને સમાજે હાલમાં જે સ્થિતિમાં રાખ્યાં છે તે સ્થિતિમાં સુખથી જીવન વ્યતિત કરવાનું લગભગ અશક્ય થયું છે. નજીવા પગાર, ભાગ્યાં તૂટયાં ઘરો, સમાજમાં થતો તિરસ્કાર, માલીકોની સખત નજર અને શહેરોના મજુરોને મળતા નાગરિકપણાના હક્કનો અભાવ; એ સર્વ બાબતોને લીધે મનુષ્ય અને નાગરિક તરીકે આપણે અતિ હીન દશામાં આવ્યા છીએ, એમ તેમને લાગે છે, જેથી તે સ્થિતિ સુધારવા હજારો મનુષ્ય ઘરબાર છોડી પૂર્વમાંથી પશ્ચિમ તરફ ઉદ્યોગધંધામાં વધેલાં શહેરોનો આશ્રય લે છે. વેસ્ટ ફાલિયાની કોલસાની ખાણોમાં કામ કરવા માટે પૂર્વ પ્રાંતના હજારો પોલ્સ કુટુંબોએ જન્મભૂમિને છેવટના પ્રણામ કર્યા છે. ડૉર્ટમેંડની ખાણોમાં પોલ્સ અને પૂર્વ પ્રશિયાના લોકોની સંખ્યા ઘણી મોટી છે. રાઇનિલેન્ડમાં પણ આવીજ સ્થિતિ છે. " મજુરોની હરકતનું બીજ મજુરોની હરકતમાં છે " એ વાક્ય ત્યાંના અનેક મનુષ્યોના મુખદ્વારા સંભળાય છે અને તેમાં ઘણું સત્ય છે. એલ્બ નદીની પૂર્વ તરફના જમીનદારોની બહોળા વિસ્તારવાળી જમીન પર રહી કામ કરનારા મજુરોને પોતાનું જીવન નિરર્થક લાગવા માંડયું છે. તેમની એવી સ્થિતિ થઇ છે કે, કોઈ પણ સ્થળે તેમની પ્રતિષ્ઠા નથી, સ્વાભિમાન નથી અને ભવિષ્યમાં સ્થિતિ સુધરવા વિષે તેમને આશા પણ નથી; અને જર્મનો તે તરફ જોતા પણ નથી.

ખેતીના પ્રદેશમાં રહેતા મજુરોને રહેવાનાં સ્થાન પણ મળતાં નથી. એ માટે વિશેષ પુરાવાની જરૂર પણ નથી. એક પ્રસિદ્ધ જમીનદારે સરકારને સૂચના કરી હતી કે, શહેરોમાં જતા મજુરોને કહેવું જોઇએ કે શહેરમાં રહેવા માટે ઘર સારાં મળતાં નથી; અને તેમ જો ન થઇ શકે તેમ હોય તો તેમને પોતાનું ઘર છોડી જવા માટે પ્રતિબંધ કરવો જોઇએ. આ સૂચના યોગ્ય હો કે અયોગ્ય હો, તે કરનારાએ એવું માની લીધેલું જણાય છે કે, ગામડાંનાં ઘર શહેરોનાં ઘર કરતાં વિશેષ સારાં હોય છે. પરંતુ વસ્તુસ્થિતિ તેવી નથી. નિદાન મોટાં શહેરોમાં મજુરોનાં ઘર આરોગ્યની દષ્ટિએ સારાં હોય છે. હા, તેમને શહેરમાં ભાડું વિશેષ આપવું પડે છે. પણ તે જુદી વાત છે. પ્રશિયાના સાર્વજનિક આરોગ્યખાતા તરફથી સરકારી રીતે જે હકીકત પ્રસિદ્ધ થાય છે તે ઉપરથીજ સિદ્ધ થાય છે કે, મજુરોને ઘરમાં રહેવા જેટલી જગ્યા હોતી નથી, મકાનો ભાંગ્યાં તૂટયાં હોય છે, જયાં ત્યાં અંધકાર અને ભેજ રહે છે, પાણી પુરેપુરૂં મળતું નથી અને ગંદકી દૂર કર-

વાની વ્યવસ્થા નથી. મજુરોને મળતા પગારમાંથીજ ઘરની વ્યવસ્થા કરવી પડે છે, એ કારણ આ સ્થિતિમાં મુખ્ય છે. મજુરીના દર વધ્યા છે ખરા, પણ તેની સાથે મોંઘવારી પણ વધી છે; તેથી બીજા સુધારા કરવાની તેમનામાં શક્તિ નથી.

ખરી રીતે દરિદ્રતાના કારણેજ મજુરો શહેરોમાં જાય છે, અને તે વિષે વિશેષ મતભેદ નથી. આયપત વેરાનું ઉત્પન્ન જે પ્રાંતમાં વિશેષ થાય છે તે પ્રાંતને સધન માનીએ અને જેનું ઓછું આવે છે તે નિર્ધન અથવા સાધારણ માનીએ તો તેમાં ખોટું નથી. આ તત્વને અનુસરી જો પ્રસ્તુત વિષયનો વિચાર કરીએ તો આપણને જણાઈ આવશે કે, જે પ્રાંતમાં આયપત વેરાનું ઉત્પન્ન વિશેષ હોય તે પ્રાંતમાં બીજા ભાગના લોકોને આકર્ષણ કરવાની શક્તિ વિશેષ હોય, અને જ્યાં ઓછું હોય તે પ્રાંતમાં પોતાના લોકોને પોતાની પાસે સંભાળી રાખવાનું સામર્થ્ય ઓછું હોય એ પણ સ્વાભાવિક છે. આ અનુમાનની સત્યતા સરકારી રિપોર્ટો પરથી જણાઈ આવે છે અને આ પેરિગ્રાફના આરંભમાં કરેલો સિદ્ધાન્ત ખરો ઠરે છે.

પ્રશિયાનો પશ્ચિમ ભાગ પૂર્વ ભાગ કરતાં ઉત્પન્ન પ્રમાણમાં ઘણો આગળ પડતો હોવાથી ત્યાંના મજુરોને જેટલી મજુરી મળી શકે છે, તેટલી પૂર્વ કે ઉત્તર ભાગમાં કદી પણ મળી શકતી નથી. આમાં ઉત્તર વિભાગને ગણ્યો છે, તેનું કારણ એ છે કે, આ સંબંધમાં એ બન્ને પ્રાંતની સ્થિતિ લગભગ સમાન છે. માત્ર ત્યાંના મજુરોની જાતિ જુદી છે. પૂર્વ તરફના મજુરો ઘણુંખરૂં પોલ્સ છે અને ઉત્તરના લો જર્મન પૈકીના છે, અને તે બહુ મહેનતુ પણ બુદ્ધિહીન અને સંકટની સામે થનારા છે.

ખેતીના મજુરોને પગાર અને વિશેષમાં કંઈ માલ આપવાનો પ્રશિયામાં રીવાજ હતો, પણ હવે તે બંધ થતો જાય છે. આ માલ અમુક પ્રકારનો જ હોવો જોઈએ એવો કંઈ નિયમ નથી. ધાન્ય, બટાકા, ભાજીપાલો, દૂધ, જાનવરોનો ચારો એમાંનું જેને જે અનુકૂળ પડતું હોય તે મજુરોને આપતા. આ સર્વ બાબત વિચારમાં લઈ અનુમાન કરીએ તો દર વર્ષે પચીસથી ચાળીસ પૌંડ સુધી માલ અને રોકડ મળીને મજુરને મળતા અને હાલમાં ફક્ત રોકડ પગાર તેટલો મળતો હોય એમ જણાય છે. ઉદ્યોગધંધામાં ગુંથાયલા મજુરો જેમ સુધરેલા જીવનક્રમનો લાભ લઈ શકે છે, તેવો લાભ લેવાની કાયદાથી જો ખેતીના મજુરોને માટે છૂટ રાખી હોત તો માત્ર ઓછા પગારના કારણથી જ તેઓએ જન્મભૂમિ તજી નહોત; ને ઘરના આંગણે સુખ

માનીને રહ્યા હોત. પરંતુ જર્મનીના કાયદા આ કામમાં તેમને ઘણી હરકત ઉત્પન્ન કરે છે. પોતાની આર્થિક સ્થિતિ સુધારવા માટે તેઓ સંઘશક્તિનું અવલંબન કરે તો કંઇક સુધારો થઇ શકે, પણ ખેતીના મજુરોને તથા ખાનગી નોકરોને કાયદો તેમ કરવા દેતો નથી. પ્રશિયામાં આ કાયદાનું સ્વરૂપ કેવું છે તે જાણવા માટે તેમાંનો કેટલોક ભાગ ઉતારીએ તો તે પરથી આખા જર્મનીના પ્રચલિત કાયદાઓની કલ્પના થઈ શકે તેમ છે; અને તે માટે તે સંસ્થાનોની પ્રથમની થોડી હકીકત કહેવી જોઇએ.

અઢારમી સદીના અંત સુધી પ્રશિયાના માલીકો પોતાના નોકરો સાથે ગુલામી વર્તન ચલાવતા હતા. ઓગણીસમી સદીના આરંભમાં રાજા ફ્રેડરિક ત્રીજા વિલિયમે આ અને બીજી જાતની ગુલામી ( Serfdom ) બંધ કરવા માટે એક આજ્ઞાપત્ર ( Ordinance ) કાઢયું. આ આજ્ઞાપત્રને લીધે પ્રજાને વ્યક્તિસ્વાતંત્ર્ય પ્રાપ્ત થતાં ગુલામી નાબુદ થઇ. આ આજ્ઞાપત્ર જોઇ મોટા જમીનદારો નિરાશ થયા. તેમને બીક લાગી કે, હાથ નીચેના લોકો સ્વતંત્ર થવાથી મીજાજી બનશે, હુકૂમ માનશે નહિ, અને તેમના પરની પોતાની સત્તા નાબુદ થશે. તેમણે બાદશાહને વિનંતિ કરી કે, "દેશની બીજી ગુલામી આપે નાબુદ કરી તેમાં કંઇ હરકત નથી; પરંતુ કોઈ પણ રીતે અમે અમારા નોકરો પર જે સત્તા ધરાવીએ છીએ તે રહેવા દો." તેમની વા'રે બાદશાહ ચઢયો અને પુનઃ તેણે જાહેર કર્યું કે, "જો કે ગુલામી નાબુદ કરવામાં આવી છે, તોપણ સ્વામી અને સેવક વચ્ચે અત્યાર સુધી જે સંબંધે ચાલતો આવ્યો છે તે તેવોજ ચાલુ રહેશે." આ જાહેરનામામાં બીજા કેટલાક એવા શબ્દો હતા કે, તેના આધારે ખાનગી નોકરો પ્રમાણેજ ખેતીના મજુરો ઉપર પણ તેમના માલીક મરજી મુજબ સત્તા ચલાવવા લાગ્યા. આ બીજી જાહેરાતનો અમલ ઇ. સ. ૧૮૧૦ થી અત્યાર સુધી પૂર્વ તરફના પ્રાંતમાં તથા ઉત્તર અને પશ્ચિમ ભાગના કેટલાક પ્રાંતમાં હજુ ચાલે છે. આ જાહેરનામાને ઇ. સ. ૧૮૧૦ નું પ્રશિયન સરવંટ્સ ઑારડિનન્સ કહે છે. આ ઑારડીનન્સનો અમલ ખાનગી નોકરો પર, તેમજ કોઇ પણ રીતે માલીકના ઘરનો કે જમીનનો આશ્રય મેળવી રહેનારા મજુરો પર થઇ શકે છે, અને તેનું એવું પરિણામ આવે છે કે, મજુરોને માલીકની ગમે તેવી આજ્ઞાને આધિન થવું પડે છે. આવી રીતે એ લોકોને ગુલામીમાં રહેવું પડે છે. માત્ર ગુલામી શબ્દ મોઢેથી બોલાતો નથી! નોકરીના કરાર રદ કરવાનો કદાચિત તેઓ વિચાર કરે, પણ તેમાં કાયદાએ એટલી હરકતો નાખેલી છે કે તેમ થવું બહુધા અશક્યજ છે. કારખાનાંના મજુરો ટ્રેડ યુનિયન્સ જેવી સંસ્થાઓ સ્થાપન કરી માલીક વિરુદ્ધ સંપ

કરી શકે છે, પરંતુ ખેતીના તથા ખાનગી મજુરોની સ્થિતિ એથી તદ્દન ઉલટી છે. ઇ. સ. ૧૮૫૪ માં તેમના માટે એક કાયદો થયો છે. અને તેઓ કદી સંપ કરે છે તો તે કાયદા પ્રમાણે અપરાધી ઠરે છે, અને તેમને કેદની શિક્ષા ભોગવવી પડે છે. સારાંશ, ઉપર જણાવ્યું છે તે પ્રમાણે આ લોકોની સ્થિતિમાં અને ગુલામોની સ્થિતિમાં કંઇ અંતર નથી.

અત્યાર સુધી અમે ફક્ત પ્રશિયાની સ્થિતિનું વર્ણન કર્યું છે; પરંતુ તેજ પ્રમાણે બીજાં જર્મન સંસ્થાનોમાં પણ સરવંટ્સ ઓરડિનન્સજ છે, અને સર્વ સ્થળે ખાનગી નોકરોને તથા ખેતરોમાં કામ કરતા મજુરોને સરખોજ ત્રાસ સહન કરવો પડે છે. માત્ર સાકસેન સંસ્થામાં આ સંબંધમાં ઘણો સુધારો થયો છે.

પ્રશિયન સરવંટ્સ ઑારડિનન્સને ઇ. સ. ૧૮૫૪ ના કાયદાથી કેવો ટેકો મળ્યો છે તેનો અમે ઉપર ઉલ્લેખ કર્યો છે જ. આ કાયદો ફક્ત ખેતીના મજુરોને અને ખાનગી નોકરોને લાગુ છે. તે કાયદાની પહેલી કલમ પ્રમાણે “ જે કોઈ નોકર પોતાના સ્વામીની આજ્ઞા પાળશે નહિ કે કાયદેસર કારણ સિવાય નોકરી છોડી જશે તેને, માલિક ફરિઆદ કરશે તો ૧૫ શિલિંગ દંડ અથવા ત્રણ દિવસ સુધી કેદની શિક્ષા ભોગવવી પડશે. ”

જર્મનીમાં અપરાધીઓને શિક્ષા કરનારા કાયદાનું જે ધોરણ છે, તે ધોરણને તદ્દન બંધબેસતી નહિ એવી એ કલમ છે. કરારનો ભંગ કરવામાં આવે છે તો બીજા કોઇ પણ નાગરિકને દંડ કે શિક્ષા થતી નથી. માત્ર થયેલું નુકસાન આપવાની કાયદાએ તેના પર જવાબદારી રાખી છે. કારખાના-ના મજુરોમાં સંપ થાય છે તો તેઓ સૂચના આપ્યા સિવાય કામ છોડી ચાલ્યા જાય છે. આવા પ્રસંગે માલીક કૉર્ટદ્વારા નુકસાન મેળવી શકે છે. કારખાનાવાળાને સંતોષ મળે તેટલા માટે આ કાયદો દાખલ થયો છે, પરંતુ વ્યવહારમાં તેનો કંઇ વિશેષ લાભ થતો નથી. કારણ કોર્ટના દરવાજા જોતાં પહેલાં તેને સમય અને દ્રવ્યનો ભોગ આપવો પડે છે. આટલું છતાં કોર્ટમાં શો નિર્ણય થશે તે કંઇ નિશ્ચિત થઇ શકતું નથી. આ કારણથી કારખાના-વાળા આવો દાવો કરવાનું પગલું ભરતા જ નથી. ખેતીના મજુરો અને ખાનગી નોકરોની સ્થિતિ આથી જુદી જ છે. તેમના માટે થયેલા કાયદા સખત હોવાથી અને તેનો અમલ વિશેષ થતો હોવાથી તેમને બહુ પજવણી થાય છે. બેઉ પક્ષમાંથી કોઈ પણ પક્ષના હાથે કરારનો ભંગ કરી શકે તેમ માલીકના હાથે પણ ભંગ થતોજ હોવો જોઈએ. પરંતુ તે બદલ માલીકને

કદી પણ શિક્ષા થતી નથી. શિક્ષાનો સર્વે માર બિચારા મજુરો પરજ પડે છે. નોકરી છોડતાં પહેલાં સૂચના આપવાની કાયદાએ મજુર પર ફરજ રાખી છે; પણ નોકરી પરથી માલીક મજુરને અર્ધી રાત્રે કાઢી મૂકે તો કાયદો તેને શિક્ષા કરતો નથી. નોકરી છોડી જનારા નોકરને ફરી જુલમથી નોકરી પર આપણે લાવી શકતા નથી એ સ્પષ્ટ છે. પણ જર્મનીમાં વસ્તુસ્થિતિ એવી છે કે, એવા નોકરોને જુલમથી કામ પર લગાડવાનો પ્રચાર બળવાન છે. નોકરને દૂર કરવાની કોઇ પણ દલીલ થાય છે તો તે માન્ય થાય છે, પણ નોકર નોકરી છોડવા માટે જેટલું કહે છે તેટલું કોર્ટમાં સુદ્ધાં વ્યર્થ થાય છે. કારણ કે, જ્યૂરીની પદ્ધતિવાળી સર્વે સ્થાનિક કોર્ટો જમીનદારનો પક્ષ કરનારી હોય છે.

આ મજુરોની ખરાબી કરનારી બીજી અનેક બાબતો છે. એ બિચારાઓને સુધારાથી દૂર રાખવામાં આવ્યા છે તે આપણે અનેક રીતે જોઇ ગયા છીએ. ગુલામી બંધ કરવાના કાયદાથી જમીનદારોના ખેડુતોની સ્થિતિ સુધરી છે, પણ આ મજુરો તરફ કોઇએ લક્ષ આપ્યું નથી !

ઉપર કહ્યા પ્રમાણે ખેડુતોની સ્થિતિ સુધરવાથી કેટલાક વખત સુધી જર્મનીની ખેતી વિષે સ્થિતિ સારી રહી હતી. ઓગણીસમી સદીનાં પહેલાં પચાસ વર્ષમાં તો ખેતીના પ્રદેશોમાં અન્ય પ્રદેશો કરતાં જનસંખ્યા વધી ગઇ હતી. આ વખત સુધીજ જર્મની કૃષિપ્રધાન દેશ હતો એ કહેવાને હરકત નથી.

કેટલાક લોકો કહે છે કે ખેતીવાડીના મજુરોનો હાલમાં જે પ્રશ્ન ઉપસ્થિત થયો છે તેને બિનાકારણ મોટું સ્વરૂપ આપવામાં આવે છે. આમ કહેનારાઓના લક્ષમાં એ તો આવતુંજ નથી કે, ગયાં ચાળીસ પીસ્તાળીસ વર્ષમાં જે સુધારાના કાયદા કરવામાં આવ્યા તે સર્વે કારખાનાનાજ મજુરોના હિતના છે. ઇ. સ. ૧૮૬૯ નો "લેબર કોડ" નામના કાયદામાં અને તેમાં વખતો વખત જે સુધારો કરવામાં આવ્યો છે તેમાં ખેતીના મજુરોના નામનો ઉલ્લેખ પણ નથી. કારખાનાં અને કલાગૃહો પર દેખરેખ રાખવા માટે જે નિયમો છે તેમાં તેમના તરફ લેશ માત્ર લક્ષ અપાયું નથી. માંદગી, અકસ્માત, અશક્તતા વગેરે માટે ગયાં ૨૫ વર્ષથી તો કારખાનાંના મજુરો માટેજ ચાલે છે. હમણાં હમણાં ખેતીવાડીના મજુરો માટે વીમા જેવી તજવીજ કરવાના વિચાર થાય છે, પણ તે ઘણા શાંત છે. હજુ સુધી તો ખેતરોમાં અને જંગલોમાં કામ કરનારાઓને વિમાનો ફાયદો મળ્યો નથી.

માંદગીથી તે કામ કરવા અશક્ત થાય છે, તો બિચારાને પુઅર લૉ કે લોકોની ઇચ્છાપર રહેલા દાનધર્મ પર અવલંબી રહેવું પડે છે. સંઘશક્તિનો ઉપયોગ તેઓ કરી શકે તેમ નથી, તે પ્રથમ કહી ગયા છીએ. જો તેમની પાસે આત્મરક્ષણનું કોઈ હથિયાર હોય, તો માત્ર દેશત્યાગ છે. સરકાર તેમના માટે કંઇ કરી શકે નહિ અને જમીનદારો તેમને હેરાન કરે ત્યારે જે મજુરો વિષે સરકારને ચિંતા રહેતી હોય તે મજુરોની પંક્તિમાં જઇ બેસવાનો તેઓ પ્રયત્ન કેમ કરે નહિ ?

થોડા સમય પહેલાં એક જમીનદારે દૂરદર્શીત્વથી નીચે પ્રમાણે ઉદ્‌ગાર કાઢ્યા હતાઃ—

" ખેતીના મજુરોના પગારમાં આજે અમે જે વધારો કર્યો છે તે જો પચીસ વર્ષ પહેલાં કર્યો હોત તો આજે મજુરોની અછત પડે છે તે પડી નહોત ઉલટું, ઓછા પગારમાં આજના કરતાં સારા મજુરો મળ્યા હોત. "

આ કહેવું ખરૂં હો કે ખોટું હો, પણ એક વાત તો સંભવિત જ જણાય છે કે, મજુરોની સ્થિતિ સુધારવા માટે જે કાયદાઓ થયા છે તેનો લાભ ખેતીના મજુરોને પણ મળવો જોઇએ, એમ આજે તેમને લાગવા માંડયું છે. આ પ્રમાણે પૂર્વે વિચાર્યું હોત અને ઉદ્યોગધંધાના વિસ્તારને લીધે ઉત્પન્ન થયેલી પરિસ્થિતિ પ્રમાણે નવીન કાયદા કરવાની આવશ્યક્તા ઇ. સ. ૧૮૮૧ માં જણાઈ તેમ આ લોકો વિષે પણ જણાઈ હોત, તો આજની માફક ખેતીના મજુરોનો પ્રશ્ન વિકટ થયો નહોત. તેવીજ રીતે મોટા જમીન-દારો અને નાના ખેડુતોએ પણ બીજી એક ભૂલ કરેલી છે. જ્યાં સુધી મજુરોના મનમાં જમીનના માલીકોને વળગી રહેવાની બુદ્ધિ પૂર્વ સંસ્કાર પ્રમાણે જાગૃત હતી, ત્યાં સુધીમાં તેમના કલ્યાણના માર્ગ તેમણે શોધી કાઢવા જોઇતા હતા; પરંતુ તેમ ન કરતાં ઉલટું બાદશાહી માર્ગ સ્વીકાર્યો તેથી આ કામ ઘણું જ મુશ્કેલ થઇ પડયું છે.

સર્વના ઉપયોગ માટે પૂર્વે જે જમીન ખુલ્લી હતી તે હવે બંધ કરી છે. તે જ પ્રમાણે પગાર સાથે કંઈ માલ આપવાનો રિવાજ હતો તે કાઢી નાખવામાં આવ્યો છે, તેથી તો ઉલટા મજુરો વિશેષ ફરી બેઠા છે. જમીન ખુલ્લી રાખવામાં આવી નથી તેથી હવે તેમનાં જાનવરોને ચરવાનું સ્થાન રહ્યું નથી, અને માલીક પર મજુરોનો પ્રેમ રહ્યો નથી. જે જમીનમાં તેઓ પ્રાણની દરકાર ન કરતાં મહેનત કરે તે જમીનમાં થતા માલનો દાણો પણ મ્હોંમાં ન મુકી શકે તો પછી તેમના પ્રેમની આશા રાખવી એ મૂર્ખાઇ નથી ?

સર્વે જમીનદારો અને ખેડુતો પોતાના મજુરોના કલ્યાણ માટે બેદરકાર છે, એવી સમજ ઉપરના વિવેચન પરથી થાય તો તે ભૂલભરેલી છે. કારણ કે, કેટલાક મનુષ્યો અપવાદ તરીકે છે. આ મનુષ્યો પોતાના માણસો-પર ઘણો પ્રેમ રાખે છે, અને મજુરો પણ તેમના પ્રેમથી આનંદિત રહે છે. જ્યાં આથી વિરુદ્ધક્રમ હોય છે ત્યાં પણ માલિકો જાણી જોઇને દુષ્ટ બને છે એમ કંઈ નથી. પણ માલિક એટલે એક શ્રેષ્ઠ પ્રાણી અને મજુર એટલે ક્ષુદ્ર પ્રાણી, એવી પ્રાચીનકાળથી જે એક માન્યતા ચાલી આવેલી છે, તે હજુ તેમના મનમાંથી નીકળી નથી; તેથી તેઓ મજુરોને હલકા માને છે. સાકસેનના એક લેખકે જમીનના માલિકોને નીચે પ્રમાણે ઉપદેશ કર્યો છે:—

"મજુરોના હૃદયમાં એવી આશાને જન્મ આપો કે ભવિષ્યમાં આપણે સારી સ્થિતિમાં રહી શકીશું, મનુષ્યની વસ્તીને યોગ્ય ઘર તેમને રહેવા આપો, માંદગીના સમયમાં તેમની અને તેમના કુટુંબનાં માણસોની સંભાળ લેતા રહો, તે કામ કરતા હોય ત્યારે તેમની શારીરિક સ્થિતિ તરફ ધ્યાન આપતા રહો, અને સર્વમાં વિશેષ એ કે, કારખાનામાં કામ કરનારા મજુરો કરતાં પોતે અધમ સ્થિતિમાં છે એવી તેમના મનમાં જે ભાવના દૃઢ થઈ છે તે દૂર કરવા પ્રયત્ન કરો. મજુરોની હરકતો તરફ તમે જેટલા પ્રમાણમાં જોશો તેટલા પ્રમાણમાં મજુરો વિષેની તમારી હરકતો દૂર થશે. મજુરોની જેમ સાંપત્તિક સ્થિતિ બહુ ખરાબ છે તેવીજ સામાજિક પણ છે, અને તેઓ સામાજિક હરકતો નીચેજ દબાઇ ગયા છે."

હાલમાં જે જમીનમાં મજુરોને કામ કરવાનું હોય છે તે જમીન વિષે તેમના હૃદયમાં પ્રેમ ઉત્પન્ન કરવા, તથા તેઓ તેને છોડી દે નહિ તે માટે અનેક સ્થળોએ પ્રયત્ન ચાલે છે. ઘણા ઉદાર અંતઃકરણવાળા ગૃહસ્થો આ પ્રયત્નમાં યશ મળેલો જોવાને આતુર છે. વાસ્તવિક રીતે મજુરોને પડતી હરકતો દૂર કરવાનો, તેમનું જીવન સુખી બનાવવાનો, અને તેમના વિષે માલિકોના હૃદયમાં પ્રેમનો ઝરો ઉત્પન્ન કરવાનો ઉદ્યોગ આવા ઉદાર વૃત્તિ ધરાવનારા માણસો તરફ-થીજ થવો જોઇએ. પરંતુ શોચનીય વાત એ છે કે, એવા મનુષ્યોની સંખ્યા બહુ થોડી છે. પુષ્કળ જમીનદારો અદ્યાપિ પોતાની જુની કલ્પનાઓને વળગી રહ્યા છે. મજુર એટલે પગની ઠોકરે અફળાતો પ્રાણી! આ વિચાર હજુ તેમના મગજમાંથી ખસતો નથી. મજુરો પોતાની પાસે નોકરી શોધતા આવે એવા સારા ઉપાયો યોજવાને બદલે એ લોકો વધારે પગાર મેળવી સુખ આપનારી જગ્યાએ જાય નહિ તે માટે પ્રયત્નશીલ રહે છે, અને તેમના

માર્ગમાં કાંટા પાથરે છે. ઈ. સ. ૧૯૦૭ માં પ્રશિયન પાર્લામેંટમાં એક મોટા જમીનદારે સ્પષ્ટ કહ્યું હતું કે, "પ્રત્યેક લાયક થયેલો મજુર અમોએ કરેલા ખર્ચની થાપણ છે! પણ તે વયમાં લાયક થાય છે કે કારખાના તરફ ધસી જાય છે અને કારખાનાવાળાને એક પૈનો ખર્ચ ન થતાં ફાયદો મળે છે."

કેટલાંક વર્ષ પૂર્વે પ્રશિયન પાર્લામેંટના કૉન્ઝરવેટીવ પક્ષના સભાસદોએ ખેતીના મજુરોની સ્થિતિ સુધારવાના અનેક ઉપાય સૂચવ્યા હતા. તેમાંના કેટલાક સરકારે માન્ય કર્યા છે. મજુર અને માલિકની વચ્ચે કામ કરનારા દલાલો પ્રશિયામાં ઘણા છે, અને તેમનું જોર પણ વધ્યું હતું. 'ઇંડસ્ટ્રીયલ કોડ'થી સરકારે તેમનું બળ તોડયું છે, ત્યારથી માલિકના હાથમાંથી છૂટેલા પૈસા સીધા મજુરોના હાથમાં જવા લાગ્યા છે, અને દલાલોની દલાલી નીકળી ગઈ છે. દિવસે ખેતરોમાં કામ કરવા માટે લશ્કરના માણસોને દર વર્ષે મોકલવાનો ક્રમ શરૂ થયો છે, અને એવા માણસોની સંખ્યા દિનપ્રતિદિન વધતી જાય છે. ઈ. સ. ૧૯૦૭ ના ઉનાળાની મોસમના દિવસોમાં ફર્સ્ટ આર્મીકોરના સાત હજાર માણસોને પૂર્વ પ્રશિયાનાં મોટાં મોટાં ખેતરોમાં કામ કરવા માટે મોકલ્યા હતા. રાજ્યદરબારમાં પ્રવેશ કરી રહેલા પોતાના સ્નેહીઓ દ્વારા મોટા જમીનદારોએ આ પદ્ધતિ શરૂ કરી છે. હવે નાના જમીનદારોને પણ આવા પ્રકારની સહાયતા સહેલાઇથી મળે છે. દક્ષિણ તરફના પ્રાંતમાં પણ હવે તેવી સહાયતા અપાય છે.

જમીનદાર વર્ગમાંના ઘણા લોકો કહે છે કે લશ્કરી નોકરી કરવા માટે બે વર્ષનો જે નિયમ છે તે એક વર્ષનો થાય તો ખેતીના કામ માટે ઘણા લોકો છૂટા થાય. જમીનદારો પોતાના સ્વાર્થ તરફ દૃષ્ટિ રાખી સરકારને ઉપર પ્રમાણે અનેક યુક્તિઓ સૂચવે છે. તેમાં યોગ્ય કઈ અને અયોગ્ય કઈ, તેનો તેઓ વિચારજ કરતા નથી; તેથી સરકારમાં તેમની સૂચના ઘણું કરી માન્ય થતી નથી. રાજકીય વિચારપ્રવાહ પ્રશિયામાં તદ્દન અવળી દિશામાં કેવો વહે છે, તેનું આ પ્રત્યક્ષ દૃષ્ટાંત છે. લિબરલ પક્ષ કહે છે કે દિવાની કાયદાની માફક કરારનો ભંગ થાય, તો નુકસાની માગવાનો હક્ક રાખી શિક્ષા કરવાની કલમ કાઢી નાખવી જોઇએ; ત્યારે જમીનદારો એવું ઠરાવવા પ્રયત્ન કરે છે કે, હાલ જે દંડ અને કેદનું ધોરણ રાખ્યું છે તેના બદલે વધુ કેદની શિક્ષાનું ધોરણ ઠરાવવું, અને તે ઉપરાંત કરાર તોડી જનાર મજુરને જે કોઇ કામ પર રાખે તેનો, જે દલાલ નવો માલિક મેળવી આપે તેનો, અને બીજા જે કોઇએ કરાર તોડવા સલાહ આપી હોય તેનો ભારે દંડ થવો જોઇએ.

મજુરોની હરકત ગમે ત્યારે દૂર થાય, પણ હાલ તો કામના પ્રસંગે પરદેશના મજુરોથી કામ ચલાવી લેવાય છે. પ્રશિયાના પૂર્વ અને ઉત્તર ભાગમાં સર્વે સ્થળે અને જર્મન રાષ્ટ્રના બીજા સર્વ ભાગમાં, થોડા ઘણા પ્રમાણમાં ઉનાળાના આરંભથી ચોમાસું પુરૂં થતાં સુધી પરદેશના મજુરોને રાખવામાં આવે છે. મોટા જમીનદારો તો આ મજુર ઉપરજ અવલંબી રહેલા હોય છે. પ્રથમ રૂશિયામાંથી ઘણા મજુરો આવતા હતા, પરંતુ હવે ગૅલીશિયામાંથી ઘણા આવે છે. કામ પુરૂં થાય છે એટલે એ લોકો પોતાને દેશ ચાલ્યા જાય છે. જર્મનીમાં તેમને રહેવા દેવામાં આવતા નથી.

પરદેશી મજુરોને પગાર થોડો આપવામાં આવે છે; પણ તેમને રહેવાને જગ્યા તથા ધાન્ય ( હલકા પ્રકારનાં ) ઘણું કરીને અપાય છે. આ કારણથી થોડા પૌંડ તેઓ પોતાના દેશમાં લઇ જઇ શકે છે. આ મજુરો સાથેના વર્તનમાં માલિક દયા કે પ્રીતિ લેશ માત્ર બતાવતા નથી. જે લોકો સ્વદેશીઓને પીડવામાં પાછા પડતા નથી તે લોકો પરદેશી પ્રત્યે પ્રેમ ક્યાંથીજ ધરાવે ? એનો બદલો મજુરો તરફથી કેવો મળતો હશે તે પણ કલ્પનાથી સમજી લેવું.

પ્રચલિત કાયદાને લીધે ખેતીના મજુરો રાજકીય વિષયનો વિચાર કરતા નથી; અને થોડા પ્રમાણમાં પણ તેમનામાં સંઘશક્તિ ઉત્પન્ન થયેલી નથી. આ કામમાં તેમની ગરીબાઇ વિશેષ હરકત કરે છે. તેમજ તેમને જો કોઇ તેવો માર્ગ દર્શાવે છે તો તેઓ તેના તરફ શંકાની નજરથી જુએ છે. તેમની સમજ એવી હોય છે કે એ માર્ગે આપણે જઇશું તો આપણી ખરાબી થશે. ખેતીવાળા પ્રદેશમાં ઉંચી જાતના લોકોના હાથમાં સત્તા હોવાથી તેમજ ખુલ્લા મનથી મજુરોને બોલવા દેવામાં પણ આવતા ન હોવાથી, તેમનો કોઇ સ્થાનિક આગેવાન પણ થતો નથી. તેમનામાં ચૈતન્ય આવે તે માટે પ્રજાસત્તાવાદી ( Social Democrats ) પ્રયત્ન કરે છે, પણ તે માત્ર ચૂંટણીની ધામધૂમમાં. તે વખતે પણ તેમના પ્રયત્નમાં જોઇએ તેવો યશ તેમને મળતો નથી.

જેઓ તટસ્થ વૃત્તિથી આ વિષય પર વિચાર કરે છે અને ખેતીના મજુરોના મનની ખરી સ્થિતિ કેવી હશે તે સમજી લેવાનો સરળ યત્ન કરે છે, તેમને જણાઇ આવે છે કે, મંડળો અથવા સમાજ સ્થાપન કરવા વિષેના, અને કરારના પ્રસ્તુત કાયદા અત્યંત પક્ષપાતી અને સુધારાના કાળને બંધબેસતા ન થાય તેવા છે. મજુરોના પગાર થોડા છે, ને જીવન સુખી કરવાનાં સાધનોની તેમને અનુકૂળતા નથી, તેથી ખેતીના કામ માટે જોઇએ તેટલા મજુરો મળતા નથી એ ખરૂં છે; પરંતુ આ હરકત ઉત્પન્ન થવામાં વિશેષ

બલવત્તર કાંઈ કારણ હોય તો અમે ઉપર કહેલી કાયદાની વિષમતાજ છે. આ કાયદામાં સુધારો કરવા માટે આજ સુધીમાં અનેક પ્રયત્ન થયા છે પણ તે સર્વે અપૂર્ણ છે. આ કાયદામાં મનુષ્યત્વને શોભે તેવું પરિવર્તન થવું જોઇએ. તે થતાં સુધી, અરે ત્યાર પછી કેટલાંક વર્ષ સુધી પણ મજુરોનું શહેરો તરફ થતું પ્રયાણ ચાલુ રહેશે.

---

## પ્રકરણ ૧૫ મું.

---

### કૉ–ઑપરેશન અથવા અન્યોન્ય સાહાય્ય.

એકબીજાના ફાયદા માટે ઐક્ય રાખવાનો જર્મનોનો સામાન્ય સ્વભાવ છે, કિંબહુના પ્રભુએ તેમને જન્મથીજ એવી બુદ્ધિ આપેલી છે એમ કહેવાને હરકત નથી. તેમની આ બુદ્ધિનો અનુભવ ઘણા પ્રાચીનકાળથી જગતને થતો આવ્યો છે. આ બુદ્ધિને વર્તમાનકાળમાં ઘડાયેલું સ્વરૂપ પ્રાપ્ત થયું અને કૉ–ઑપરેશનની હિલચાલ થઈ છે. આનું પરિણામ પ્રત્યેક બાબતમાં દૃષ્ટિગોચર થવા લાગ્યું છે. પ્રત્યેક જર્મન કોઇ પણ એક કૉ–ઑપરેટીવ મંડળીનો સભાસદ હોય છે. ખરી રીતે કૉ–ઑપરેશનનું જન્મસ્થાન સંયુક્ત બ્રિટિશ રાજ્ય છે, પણ ત્યાં વીસે એક જેટલું પણ પ્રમાણ નીકળતું નથી.

જર્મન કૉ–ઑપરેટીવ મંડળીઓના મુખ્ય ચાર વર્ગ છે, અને પ્રત્યેક વર્ગમાં અનેક મંડળીઓનો સમાવેશ થાય છે. આ ચાર વર્ગ આ પ્રમાણે છે. ૧ જનરલ યુનિયન, ૨ સેંટ્રલ યુનિયન, ૩ રેફેસને ( Raiffeisen ) ઠરાવેલા ધોરણ પ્રમાણે ચાલતી ખેડુતોની મંડળીઓ અને ૪ ઇમ્પિરિયલ યુનિયન. ઈ. સ. ૧૯૦૫ થી નંબર ત્રીજા અને ચોથાની મંડળીઓ એકત્ર થઈ ગઈ છે. તેમનો સંબંધ વિશેષતઃ ખેતી અને ખેડુત સાથે હોય છે.

આ મંડળીઓના હેતુ મુખ્યત્વે કરીને ૭ છેઃ—સધરપણાની ખાત્રી કરીને રકમ ધીરવી. પછી કરજ માગનારો ખેડુત હોય કે બીજો ઉદ્યોગધંધો કરનારો હોય; જેને જોઇએ તેને કાચો માલ લઇ પુરો પાડવો, જુદો જુદો માલ ઉત્પન્ન કરવો, કારખાનામાં તૈયાર થયેલા માલનો વેપાર કરવો, ધાન્યનો સંગ્રહ કરવો અને મકાનો બાંધવાં. આ મંડળીઓ પૈકી કેટલીકને સરકારનો આશ્રય છે અને કેટલીક સરકારની સહાયતાની બીલકુલ અપેક્ષા રાખતી નથી.

ઇ. સ. ૧૯૦૭ ના આરંભમાં સર્વે પ્રકારની મંડળીઓની સંખ્યા ૨૫,૭૧૪ હતી અને તેમાં ૩૮,૬૦,૧૪૩ સભાસદો હતા. એમાં ૧૫,૬૦૨ ક્રેડિટ સોસાઇટીઓ (મંડળીઓ) હતી અને ૨,૦૦૬ કો-ઑપરેટીવ સ્ટોર્સ ( વખારો ) હતા અને તેમાં અનુક્રમે ૨૧,૧૩,૬૫૩ અને ૧૦,૩૭,૬૧૩ સભાસદો હતા. જર્મનીમાં ખેતી પર ઉદરનિર્વાહ કરનારા અને વિશેષ કરી નાના ખેડુતો કૉ-ઑપરેટીવ મંડળીઓ તરફ વિશેષ પ્રેમ ધરાવે છે.

એકલા પ્રશિયામાં ઇ. સ. ૧૮૯૦ માં રજીસ્ટર થયેલી મંડળીઓ ૨,૯૧૨; ૧૮૯૫ માં ૫૧,૩૫; ૧૯૦૦ માં ૯,૪૨૯ અને ૧૯૦૫ માં ૧૩,૩૩૧ હતી. અને ૧૯૦૪ માં પ્રત્યેક મંડળીમાં સરાસરી ૧૪૭ સભાસદો હતા. અહીં ક્રેડિટ સોસાઇટીઓ પણ ઘણી છે.

ક્રૅડિટ સોસાઇટીઓમાંની ઘણીખરી ગામડાં માટે અને ખેતી સંબંધીની એટલે રૂરલ છે. તેમાંની કેટલીક લિમીટેડ કંપનીઓના ધોરણે ચાલે છે. રૈફેસન મંડળીઓ માત્ર તેનાથી જુદા ધોરણે ચાલે છે. કાચો માલ ઉત્પન્ન કરનારી મંડળીઓમાં ચમાર, દરજી, ભઠીઆરા, કંદોઇ, લુહાર, સોની, ગીલીટ કરનાર, હજામ, કલાઇગરા, કંસારા અને રંગારા લોકોએ સ્થાપન કરેલી મંડળીઓ મુખ્ય છે. ઔદ્યોગિક કામ કરનારી મંડળીઓ, અનાજ દળવા છડવાની મીલો, વિદ્યુત્ અને ગૅસ તૈયાર કરનારાં કારખાનાં, સુતારકામ અને ખાટકીઓની દુકાનો ચલાવે છે. ખેતીનું કામ કરનારી મંડળીઓમાંની ઘણી મંડળીઓ અનાજની મળણી કરવાનું કામ કરે છે, અને બીજી વરાળથી ચાલતાં હળ અને બીજાં યંત્રો ખરીદ કરી તે ચલાવે છે. પરચુરણ વેપાર કરનારી મંડળીઓ ટેબલો, ખુરશીઓ, કબાટો, ઇંટો, ચામડું, જાનવરો, કુકડીઓ, બતકો, ઈંડાં, અનાજ, સ્પીરીટ અને તંબાકુ-સિગારેટ્સ વગેરેનો વેપાર કરે છે. ઉદ્યોગધંધામાં કાચો માલ કરનારી મંડળીઓમાં ટોપલીઓ કરનારા, દરજી, સુતાર, ચમાર, યંત્રો ગોઠવનારા, લુહાર તથા એવાજ પ્રકારનાં અન્ય કામ કરનારા કારીગરોનો સમાવેશ થએલો હોય છે. કારખાનામાં માલ ઉત્પન્ન કરનારી મંડળીઓમાં કંદોઇ, છાપખાનાવાળા, દારૂ ગાળનારા, ઇંટો બનાવનારા, સુતર કાંતનારા અને વણનારાઓનો સમાવેશ થએલો હોય છે. ખેતીનો માલ ઉત્પન્ન કરનારી મંડળીઓ દૂધ ઘીનાં કારખાનાં, સ્પીરીટ ગાળવાનાં કારખાનાં, દ્રાક્ષની વાડીઓ, અનાજની મીલો, બાગ ( ફળ આપનારા ), મુરબ્બા જેવા પદાર્થનાં કારખાનાં અને ખાદ્ય પદાર્થ ઘણા દિવસ રહી શકે તેવી વ્યવસ્થા કરનારાં કારખાનાં ચલાવે છે. પરચુરણ ( Miscellaneous ) મંડળીઓ પાણી

પુરૂં પાડવું, વિમા ઉતારવા, જમીન વેચાણ રાખી તેની વેંચણી કરવી, ગ્રંથો છાપવા, હવા ખાવા માટે જનારા લોકોનાં મકાનોની અને બીજી વ્યવસ્થા રાખવી, એવાં કાર્યો કરે છે.

જર્મનીમાં ખેતી વિષેની મંડળીઓની અને તેના સભાસદોની સંખ્યા હમણાં ઘણી વધી છે. ઇ. સ. ૧૯૦૬ ના અંતમાં આ મંડળીઓની સંખ્યા ૨૦,૪૩૨ થઈ હતી; અને તેના વડે ખેડુતોનું જેટલું હિત થયું છે, તેટલું કાયદાએ કે સંરક્ષક જકાતે પણ કર્યું નથી.

જુના વિચારને વળગી રહેવાની જર્મન ખેડુતોની ટેવ પુષ્કળ બાબતોમાં જણાઇ આવે છે. પરંતુ સમાજ અને મંડળીઓ સ્થાપન કરવાની નવી પદ્ધતિ તેમણે એકદમ સ્વીકારી છે. આથી તેમને ખાનગી પેઢીઓ અને શાહુકારો તરફથી જે શરતે કરજ મળતું હતું, તેના કરતાં નરમ શરતે મળવા લાગ્યું છે, અને એકંદર રીતે તેમની શાખ વધી છે. દલાલોને કમિશન આપ્યા સિવાય એક બીજા કારખાનાવાળાઓ તરફથી ખાતર અને બીજો કાચો માલ મળવા લાગ્યો છે. દ્રવ્યના અભાવે ખેતીનાં યંત્રો મેળવી શકાતાં નહોતાં તે હવે મેળવી શકાય છે અને વરાળ યંત્રની સહાયતાથી ખેતીનું કાર્ય થવા લાગ્યું છે. ધાન્ય, બટાકા, ફળ, દૂધ, ઇંડાં વગેરે વેચવાનું કામ જાતે કરવું પડતું નથી. એ સર્વ કામો મંડળીઓ કરે છે, અને તેથી કિંમત પણ સારી ઉપજે છે. સારાંશ, જે સાધનો પ્રથમ ફક્ત મોટા જમીનદારોનેજ અનુકૂળ હતાં તે સર્વ હવે નવીન સંસ્થાઓને લીધે નાના ખેડુતોને પણ મળવા લાગ્યાં છે. કૃષિપ્રધાન સંસ્થાનોમાં આ સર્વ હેતુ સાધ્ય કરનારી અનેક મંડળીઓ નીકળી છે, અને દિનપ્રતિદિન તેનાથી મહત્વનાં કામો થતાં જાય છે. આ પ્રમાણે ખેતીનો માલ વેચનારી હેનોવર પ્રાંતની કૉ-ઑપરેટીવ સોસાઇટીએ ઇ. સ. ૧૯૦૬ માં ૪,૨૮,૦૦૦ પૌંડના માલની ઉથલપાથલ કરી હતી. ખેડુતો સુશિક્ષિત હોય તો પોતાના હિત માટે અનેક કાર્યો કરી શકે. પ્રશિયામાં ખાણમાંથી પોટેશ કાઢવા માટે એક કંપની ઉભી થઈ ત્યારે તેમાં ખેડુતોની ઘણી મંડળીઓએ શેર-ભાગ રાખ્યા હતા અને તેથી તેમના ધંધાનું મહત્વ વધ્યું હતું.

તોપણ, ખેડુતોને જો સારો લાભ પ્રાપ્ત થયો હોય તો, નાણાં ધીરનારી પેઢીઓ અને મંડળીઓથીજ થયો છે. "કૉ-ઑપરેશનથી તેમની શાખ વધી તેમનો નાશ થવાનો ભયંકર પ્રસંગ દૂર થયો છે," એવું એક મોટા જમીનદારે એક પ્રસંગે કહ્યું છે. અત્યાર સુધીમાં આ મંડળીઓએ

એટલું મહત્વનું કાર્ય કર્યું છે, અને હજુ તેમનું કાર્ય એટલા ઉત્સાહથી અને વ્યવસ્થિત રીતે યશસ્વી થતું જાય છે, કે રેફેસને છેક શરૂઆતમાં સ્થાપન કરેલી ધીરધાર કરનારી પેઢીઓની હકીકત વિશેષ વિસ્તારથી કહેવાની આવશ્યકતા છે. ઇંગ્લાંડમાં પ્રસ્તુત સમયે જે મોટી હરકત ઉપસ્થિત થઇ છે તે એ છે કે, ખેડુતોને ઓછા વ્યાજે પૈસા મળવા માટે જોઇએ તેવાં સાધન નથી. ઉપર જણાવેલી પેઢીઓના ઇતિહાસ પરથી ઇંગ્લાંડમાં જણાતી હરકત કેવી રીતે દૂર થાય તેમ છે તે સમજી શકાશે. ઇંગ્લાંડમાં બેંકો છે અને નાણાં ધીરનારી મંડળીઓ પણ છે; પરંતુ તેમની પાસેથી નાણાં મેળવવામાં ખેડુતોને ઘણું ભારે વ્યાજ આપવું પડે છે. એટલેથીજ પતતું હોય તો ઠીક છે; પરંતુ એના કરતાં પણ વધારે મુસ્કેલી તો એ છે કે, બેંકો માગે તેવું તારણ આપવાની સગવડ ન હોય તો નાણાં મળતાંજ નથી. આ પરિસ્થિતિ લક્ષમાં લેતાં સ્પષ્ટ થાય છે કે, ઇંગ્લાંડના ખેડુત વર્ગમાં કો–ઑપરેશનના તત્વ પર ચાલનારી બેંકો કે નાણાં ધીરનારી મંડળીઓની પ્રગતિ જેટલી જલદી થવી જોઇએ તેટલી થતી નથી. બેંકો સ્થાપવામાં ઇંગ્લાંડ કે બીજી જગ્યાએ પૈસાની તાણ પડે એ અનેક દૃષ્ટિએ સંભવિત નથી. જો તેમ હોત તો જર્મનીમાં રેફેસનના નામથી ચાલતી જર્મન બેંકો અને એજ પદ્ધતિ પર આસ્ટ્રિયામાં ચાલતી અનેક બેંકો હાલની ઉન્નત સ્થિતિએ આવી શકી નહોત.

ફ્રેડરિક વિલહેલ્મ રેફેસન એ રાઇનિલૅન્ડનો વતની હતો; અને ઈ. સ. ૧૮૧૮ થી ૧૮૮૮ સુધી એ પ્રાંતમાંજ રહ્યો હતો. તે ત્યાંની મ્યુનિસિપાલિટીની સત્તા નીચેના પ્રાંતમાં મેયર (લોકનિયુક્ત નગરાધ્યક્ષ–નગરશેઠ)ની પદવીપર હતો. ખેતીના જુદા જુદા પ્રદેશોમાં કામ કરવા માટે ખેડુતોને પૈસા મેળવવામાં કેવી હરકતો પડે છે તેનો તેણે પ્રત્યક્ષ અનુભવ મેળવ્યો. આથી તેને જણાયું કે, નાના નાના ખેડુતોને દ્રવ્યની હરકત હંમેશની છે; તેથી એ હરકત દૂર કરવા તેઓ નિર્દય શાહુકારના પંઝામાં સપડાય છે. આ શાહુકારોમાં જ્યૂ શાહુકારના હૃદયમાં દયાનો અંશ પણ હોતો નથી. રેફેસનને કેટલાંક સ્થળોએ જણાયું કે, પૈસા આપવાની સ્થિતિ સહજ કફોડી થાય છે કે ખેડુતનાં જાનવર વગેરે સર્વસ્વ જ્યૂ શાહુકારના કબજામાં જઈ પડે છે! ગરીબ બીચારા ખેડુતો શાહુકારોની લુચ્ચાઈ, કાયદાની જાળમાં ન પડવાનું ચાતુર્ય અને ધનવાન થવાની ફળદાયી કળા ક્યાંથી સમજી શકે? આવી લુચ્ચાઇ બંધ કરવાના હેતુથી ખેડુત અને શાહુકારમાં કોઈ સ્થળે વ્યવહાર ઉપસ્થિત થવાનું જાણવામાં આવતાં આ પરોપકારી ગૃહસ્થ ત્યાં જતો અને શાહુકાર પોતાના આસામી પર ભયંકર શરતનો સપાટો ન લગાવે તેવી વ્યવસ્થા વચ્ચે પડીને કરતો. મેયરની

પદવીની તેનામાં સત્તા હતી, તેમજ તે ધૂર્તતાના પાઠ પણ જાણતો હતો. આ બન્ને બળ આગળ શાહુકારોની યુક્તિ નભતી ન હતી. કોઈ ખેડુત પોતાનાં જાનવર વેચવાની ઇચ્છા કરતો તો તે પોતે બજારમાં જતો અને તેનું મૂલ્ય ઠરાવી આપતો. જ્યૂ શાહુકારો તો આ ગૃહસ્થને તિરસ્કારથીજ જોતા, પણ ખેડુતોમાં તેને માટે ઘણો આદર અને પ્રેમ ઉત્પન્ન થયો હતો. ખેડુતોની અડચણો શી છે, ને તેમાં દોષ કયા છે, એનું જાતિઅનુભવથી પૂર્ણ જ્ઞાન તેણે મેળવ્યા પછી કૉ-ઑપરેટીવ ક્રેડિટ એસોશિયેશન્સ સ્થાપન કરવાની કલ્પના થઈ. આરંભમાં તેણે થોડા પ્રયોગ કરી જોયા, તેમાં સંતોષકારક યશ મળવાથી તેણે રાઈન નદી પરનાં અનેક સ્થળોએ નાના પ્રમાણ પર એસોશિયેશન્સ સ્થાપન કરી. ત્યાર પછી ધીમે ધીમે આ સંસ્થાનું મહત્વ અને કીર્તિ એટલે સુધી વધ્યાં કે, જર્મનીમાં ખેડુતોની એક મોટી કૉ-ઑપરેટીવ સંસ્થા સ્થાપન કરવાના પ્રયત્નમાં પોતાનો બધો વખત રોકવાની તેને ફરજ પડી. તેના સતત ઉદ્યોગથી આ મુખ્ય સંસ્થાની પેટા શાખાઓ આખા જર્મનીમાં પ્રસરી ગઈ, અને તે દ્વારા અતિ મહત્વનું કાર્ય થવા લાગ્યું.

આ સંસ્થાઓની મુખ્ય સંસ્થાનું નામ સેંટ્રલ ઈન્સ્ટિટયૂટ છે. તેનું મુખ્ય સ્થળ ન્યૂવીડ ( Neuwied )માં છે. હાલમાં તેના આશ્રય નીચે કરજ આપવાનું કામ કરનારી અનેક એસોશિયેશન્સ સ્થાપન થયેલી છે; તેમજ ખેડુતોના અનેક કૉ-ઑપરેટીવ સ્ટોર્સ ઉઘાડવામાં આવ્યા છે, અને ખેતીના કાર્યને જરૂરની સર્વ વસ્તુઓનું વેચાણ કરનારી મોટી મોટી દુકાનો ન્યૂવીડમાં સર્વની અનુકૂળતા માટે સ્થાપન કરી છે. ઉદાહરણ તરીકે, ફ્રેંકફોર્ટમાં યંત્ર-સાહિત્યની મોટી વખાર છે, જુદી જુદી શાખાઓને માલ પુરો પાડવા માટે કલોનમાં એક વખાર છે. અને બીજી જગાએ કૃત્રિમ ખાતર તૈયાર કરવાનાં તથા તંબાકુને યોગ્ય સ્વરૂપમાં લાવવાનાં કારખાનાં પણ છે, અને તે સર્વ કૉ-ઑપરેટીવના ધોરણે ચાલે છે. આ સર્વ સંસ્થાઓની વ્યવસ્થા સરળ રીતે ચલાવવા માટે ત્રણસોથી વધુ જુદા જુદી પદવીના અધિકારી રાખવા પડે છે, તે ઉપરથી તેની વ્યાપકતા કેટલી મહાન્ છે, તેની વાચકો કલ્પના કરી શકશે.

સહકારી પેઢીઓ ક્યા ધોરણે ચાલે છે તેનું વિવેચન સ્થળસંકોચના કારણે આ ભાગમાં સ્થૂલ દૃષ્ટિથીજ કરી શકાશે. ક્રેડિટ એસોશિયેશનને જરૂરની થાપણ શેર કાઢી મેળવવામાં આવે છે. વધારેમાં વધારે પ્રત્યેક શેર ૧૦ શિલિંગનો હોય છે. કોઈ પણ માણસને એક કરતાં વધારે શેર મળતા નથી, અને લોકો પાસેથી એસોસિએશન્સ જે વ્યાજથી પૈસા મેળવી શકે છે તે વ્યાજ

કરતાં વિશેષ વ્યાજ ( ડીવીડન્ટ ) શેર ધારણ કરનારને મળતું નથી. કો-ઑપરેશનની ( Co-operation with unlimited liability ) પદ્ધતિ પ્રમાણે મેમ્બરોની સર્વે મિલકત તારણરૂપ ગણાય છે. આ પદ્ધતિ પર વારંવાર આક્ષેપો થાય છે, પરંતુ વ્યવહારમાં તેનાથી નુકસાન થયું નથી પણ ફાયદોજ થયો છે. રેફેસન મંડળીઓ આજ પચાસ વર્ષથી ચાલે છે; પરંતુ તેટલા સમયમાં આ ધોરણ સ્વીકારવાથી મેમ્બરોને નુકસાન થયેલું જણાતું નથી ને તેમ થવાનો સંભવ પણ નથી. કારણ કે, તેથીજ હોંશિયાર, પ્રામાણિક અને શક્તિવાળા માણસોના હાથમાં એસોસિએશનના કામની સર્વે વ્યવસ્થા રહે છે, અને તેઓ કાળજીપૂર્વક તેના પર નજર રાખે છે.

સારા ખેડુતો એટલે જેઓ પોતાના ધંધા પર પ્રેમ ધરાવે છે, જેઓ ખેતીના કામમાં સારૂં જ્ઞાન ધરાવે છે; અને દુર્દૈવે સંકટ આવતાં તેમાંથી ધીરજથી બહાર નીકળે છે, તેવા ખેડુતો તરફ આ સંસ્થા આનંદ સાથે વિશેષ લક્ષ આપે છે. અવ્યવસ્થિત જીવન ગાળનારા અને બેદરકારી મનુષ્યોને મદદ આપવાને આ સંસ્થાઓ સ્પષ્ટ રીતે ના કહે છે. તથાપિ કારીગરો તથા ઉદ્યોગ-ધંધાના મજુરોને જો કે જમીન સાથે ઘણો થોડો સંબંધ હોય છે, તોપણ હથીયારો લેવા અથવા ઘર બાંધવા કે મરામત કરવાને પૈસાની જરૂર પડે છે ત્યારે તેમની માગણીનો યોગ્ય વિચાર કરવામાં આવે છે.

કોઇ કરજ માગે છે તો પ્રથમ તેની સ્થિતિ વિષે તપાસ કરવામાં આવે છે. આ તપાસમાં કેવળ કાળી બાજુઓજ જોવાની પ્રવૃત્તિ હોય છે એમ કંઇ નથી હોતું. માત્ર તેની પાસે દ્રવ્યબળ કેવા પ્રકારનું છે, તે જે તારણ આપવા તૈયાર હોય છે તે કેટલી કિંમતનું છે, અને તે જે કાર્ય માટે કરજ માગે છે તે કાર્ય ખેતીને કેટલું હિતકારક છે તેજ જોવામાં આવે છે. ખેડુતો-ની દૃષ્ટિથી આ તપાસની જેટલી આવશ્યકતા છે, તેટલીજ એસોસિએશન-ની દૃષ્ટિએ જરૂરની છે. કારણ કે એસોસિએશનનું મુખ્ય તત્વ એ હોય છે કે, આશ્રયમાં આવવાની ઇચ્છા ધરાવનારને યોગ્ય સલાહ આપી બનતી સહાયતા આપવી. કરજ લેનારાઓ બહુધા પોતાની મિલકત ગીરો મુકી પૈસા મેળવે છે. કાયદાએ આવી મિલકત કરજની રકમ કરતાં બમણી કિંમતની હોવી જોઇએ એમ ઠરાવેલું છે; પરંતુ વ્યવહારમાં એ નિયમનું અક્ષરશઃ પાલન કરવામાં આવતું નથી.

આ કરજ પાછું ભરી દેવાની ત્રણ મુદતો ઠરાવેલી હોય છે. ટુંકી મુદતનું કરજ ત્રણ મહિનામાં ભરી દેવું પડે છે. લાંબી મુદતનું કરજ બે વર્ષમાં

વાળી દેવું પડે છે, અને તેમાંની કંઇક રકમ પહેલા વર્ષમાં ભરવી પડે છે, અને કેટલીક રકમોની મુદતજ ઠરાવેલી હોતી નથી, તથાપિ દેવાદારો ગમે ત્યારે અનુકૂળતા પ્રમાણે રકમ ભરે છે તે સ્વીકારી લેવામાં આવે છે. પણ રકમ જે શરતથી આપવામાં આવે છે તે શરતમાં લેશ માત્ર શિથિલતા થવા દેવામાં આવતી નથી. કારણ કે બેંકની ફતેહમંદી આવીજ બાબતો પર અવલંબી રહેલી હોય છે. સર્વ પ્રકારની આવશ્યક ઉદારતા દર્શાવવામાં આવે છે, તોપણ એક મહિનાની નોટીસ આપી રકમ પાછી મેળવવાનો અધિકાર વિશેષ કારણો માટે એસોસિએશનને હોય છે.

એક બીજાને ભિન્ન ભિન્ન માર્ગે સાહાય્ય થઇ શકે એ ધોરણનું વિશેષ રીતે પાલન કરવામાં આવે છે. એસોસિએશનનો સર્વ નફો રિઝર્વફંડ તરીકે બાજુએ રાખવામાં આવે છે, તોપણ મેમ્બરોને ઓછા વ્યાજે કરજ મળી શકે તેવી યોજના કરવામાં આવે છે. ઍકચુઅરી સિવાયના સર્વ અધિકારી વગર પગારે કામ કરે છે. પગાર મેળવવાની તેમના હૃદયમાં ઇચ્છા પણ થતી નથી. માત્ર તેમને ચાલુ ખર્ચ કરવો પડે છે તો તે એસોસિએશન આપે છે. એસોસિએશનમાં દાખલ થયેલા ખેડુતોમાં એક બીજાને મદદ કરવાની બુદ્ધિ ઉત્પન્ન થાય, તથા તે પ્રમાણે કાર્ય કરવાના માર્ગનું તેઓ અવલંબન કરે, તે માટેના પ્રયત્ન અસ્ખલિત ચાલ્યા કરે છે. આવી એસોસિએશનના નિયમો એવા હોય છે કે, સ્વાર્થ સાધવાનો માર્ગ કોઇને માટે રહેતો નથી. ગામડાંની મંડળીઓનું પ્રમુખસ્થાન ઘણું કરીને શાળાના શિક્ષકોને આપેલું હોય છે. આ શિક્ષકો સમાજનું જે કાર્ય કરે છે તે અતિ મહત્વનું હોય છે. શિક્ષકોને લોકોપયોગી કાર્ય કરવાની ઇચ્છા હોય છે, અને તે રેફેસન બેંકનો સેક્રેટરી હોય છે, અને નાના ખેડુતોને કરજ આપે છે. એ ઉપરાંત ખેતરમાં મહેનત કેવી રીતે કરવી અને માલ કેમ વેચવો તે પણ શીખવે છે. ખર્ચમાં કરકસર કરવામાં તેમને ઉત્તેજન આપે છે, અને અઠવાડિઆના અંતે તેઓ જે પૈસો બચાવે છે તે બેંકમાં એકઠા કરે છે. ખરી રીતે શિક્ષક ખેડુતોનો માર્ગદર્શક, સલાહકાર અને સ્નેહી હોય છે. તેમજ લેશ માત્ર સ્વાર્થની અભિલાષા ન રાખતાં જે રંક પ્રજા વચ્ચે તે મૂકાયલો હોય છે તે પ્રજાનું કલ્યાણ કરવાની બુદ્ધિથીજ તે કાર્ય કરે છે.

સેંટ્રલ બેંકના વ્યવસ્થાપકોની એવી ઇચ્છા છે કે સર્વ સ્થળની શરાફી પેઢીઓ બેંક સાથે એકત્ર કરવી. આ કાર્યમાં યશ પણ મળે છે. રેફેસન સંસ્થાઓને ચલાવવાનું કાર્ય આ મુખ્ય સંસ્થાજ કરે છે. આ સંસ્થાનું

ઉપરીપણું સ્વીકારવાથી નાની સંસ્થાઓને ઘણો ફાયદો થાય છે. કારણ કે તેમ થવાથી નાની સંસ્થાઓ કરજ આપતાં જે રકમ વધે છે તે આવી મુખ્ય સંસ્થામાં આપી શકે છે, અને કરજ આપવાને જોઇએ તેટલી રકમ હોતી નથી તો મેળવી પણ શકે છે. સેંટ્રલબેંકની સ્થાપના ઈ. સ. ૧૮૭૬ માં થઇ હતી. તેની થાપણ ૨,૫૦,૦૦૦ પૌંડની છે અને પ્રત્યેક શેર ૫૦ પૌંડનો છે. તેના નિયમો એવા છે કે તે નિયમ પ્રમાણે કામ ચાલે તો બેંકનો પૈસો કેવળ ફાયદો મેળવવા માટે સંશયવાળા કાર્યમાં વપરાવાનો ભયજ રહેતો નથી. ઘણાખરા શેર સ્થાનિક એસોસિએશને લીધેલા છે. સંમતિ સિવાય તે બીજાના નામ પર ચઢી શકતા નથી, અને શેરના કરતાં વધુ રકમની જવાબદારી તેના પર જતી નથી. સેંટ્રલબેંક વિષે લોકોને એટલો વિશ્વાસ છે કે, આજ સુધીમાં ૪,૧૪૭ જેટલી સ્થાનિક એસોસિએશનોએ તેની સાથે વ્યવહાર ચલાવ્યો છે. ત્રણ કરોડ સત્તર લાખ પૌંડની રકમ તેણે વેપારમાં રોકી છે. ઈ. સ. ૧૯૦૬ માં ઇમ્પીરિયલ બેંકનો વ્યાજનો દર દરસેંકડે દર વર્ષે માટે સાત અને આઠ ટકા હતા અને થોડા દિવસની રકમો માટે તો ખાનગી બેંકો દસ ટકા જેટલું વ્યાજ લેતી હતી; પરંતુ રૈફૈસન સેંટ્રલબેંક તો પોતાના મેમ્બરો પાસેથી સાડાત્રણથી ચાર ટકા સુધીજ વ્યાજ લેતી હતી. આ ઉપરથી આ બેંકની શક્તિ કેવી મહાન્ છે, તથા જનસમાજમાં તેની કેવી કીર્તિ હશે, તે વિષે સહેલાઇથી કલ્પના થઇ શકે તેમ છે.

બેંકનો જનરલ ડાયરેક્ટર દર વર્ષે જે રિપોર્ટ પ્રસિદ્ધ કરે છે તે જોઇશું તો ગામડાંમાં એસોસિએશન કેવું ઉપયોગી કાર્ય કરે છે તે આપણા ધ્યાનમાં આવશે. તે રિપોર્ટમાંથી થોડા ઉતારા અહીં ટાંકીશું.

“બેસવીલર ( Baesweiler ) ની સેવિંગ્સબેંક ઘણી વિજયી નીવડી છે. તે સ્થાપન થયા પછી કારખાનાવાળા અને ખાણવાળાઓ માટે ૧૫ ઘર ખરીદ કર્યા છે, અને એકંદરે ગામની સ્થિતિ ઘણી સુધરી છે. મેમ્બરોએ ૩૦૦૦ પૌંડની થાપણ બેંકમાં મુકી છે. આ ઉપરથી તે કેવી કરકસરથી રહે છે તે સમજી શકાય છે. બેંક સેંકડે ચાર ટકાના વ્યાજે નાણાં ધીરે છે, અને પચીસ પૌંડ સુધીની જમા રકમ પર સાડાત્રણ ટકા વ્યાજ આપે છે. આ બેંકથી લોકોનું ઘણું હિત સધાયું છે.”

“કો-ઑપરેટીવ સ્ટોર્સનું કામ આશ્ચર્યકારક રીતે વધતું જાય છે, અને તેથી મેમ્બરોને ઘણો ફાયદો થાય છે. ખેડુતોને ખેતીમાં જુદી જુદી જાતનાં નવાં યંત્રો એસોસિએશને પુરાં પાડ્યાં છે. છેલ્લી શોધનાં યંત્રો ખેડુતો કેવી

રીતે મેળવી શકે ? પણ હવે તે તેમને ઉપલબ્ધ થયાં છે તેથી તેમની ખેતી ઉત્કૃષ્ટ થતી જાય છે. ”

બીજા એક ગામનો રિપોર્ટ નીચે પ્રમાણે છેઃ—

“ અહીં ખેતરો ખેડવા માટે બળદ ભાડે લેવાનો રીવાજ હતો. આથી બળદ ભાડે આપનારને ફાયદો થતો હતો; પરંતુ ખેડુતોને નુકસાન થવા ઉપરાંત મનમાનતું કામ થતું નહતું. જ્યારથી મંડળીએ બળદ લેવા માટે તેમને પૈસા આપવાનું શરૂ કર્યું છે ત્યારથી આ રીવાજ બંધ થયો છે. જે જમીનના રસકસ ઉતરી ગયા હતા ને વગર વાવે પડી રહેતી હતી તે કૃત્રિમ ખાતર મળવાથી હવે સારી થવા લાગી છે અને તેમાં પાક પણ સારો આવતો જાય છે. ”

લૉરેનની એસોસિએશન્સના સરકારી ઇન્સ્પેક્ટરે કરેલા એક જનરલ રિપોર્ટમાંથી એક ઉતારો આ પ્રમાણે છે. તે ઇન્સ્પેક્ટર કહે છેઃ–“ નાણાં ધીરવાની જે પ્રદ્ધતિ છે તે કરજ લેનારાઓને ઘણો ફાયદો આપનારી છે. વિશેષ કરીને કરજ ફેડવાની બાબતમાં ઘણી સવડ રાખેલી હોય છે. પ્રત્યેક અઠવાડિઆના અન્તે, અથવા તે પહેલાં પણ પૈસા ભરી શકાય છે. આથી ખેડુતો આનંદમાં રહે છે. કૉ–ઑપરેટીવના ધોરણે વેચાતી વસ્તુઓ લોકોને હમેશ ઉપયોગમાં આવનારી હોય છે. પ્રથમ જે પ્રાંતોમાં રેફેસન મંડળીઓ નહતી તે પ્રાંતોમાં કૃત્રિમ ખાતરની કિંમત ઘણી હતી, પણ હવે મંડળીઓના પ્રભાવે તેનો ભાવ ઓછો થયો છે, જેથી પુષ્કળ ખેડૂતો તેનો ઉપયોગ કરવા લાગ્યા છે, અને તેથી જમીનનો રસકસ વધ્યો છે. જે જમીનમાં પ્રથમ ખેડુતને ત્રણ મહીના ચાલે તેટલા ઘઉં થતા હતા તે જમીનમાં હવે વર્ષ સુધી ચાલે તેટલા થાય છે........વાજબી કરતાં વધુ વ્યાજ કોઇને ભરવું પડે છે કે કેમ તે તરફ વિશેષ લક્ષ આપવામાં આવે છે, અને મંડળીઓના કામદારો મેમ્બરોને પ્રસંગ વિશેષે વ્યવહારમાં ઉપયોગી થાય તેવી સલાહો આપે છે. ”

ન્યૂવીડની સેંટ્રલ સંસ્થાના આશ્રય નીચે હાલમાં ૪,૧૫૯ “રૂરલ કૉ–ઑપરેટીવ લોન એસોશિએશન્સ” ચાલે છે. અને કૉ–ઑપરેટીવ સ્ટોર્સની સંખ્યા ૬૫૨ જેટલી છે; એટલે કુલ ૪,૮૧૧ મંડળીઓ મુખ્ય સંસ્થાના આશ્રયમાં નીચે ચાલે છે. ઇ. સ. ૧૯૦૫ માં મુખ્ય અને સ્થાનિક મંડળીઓએ જે વ્યવહાર કર્યો હતો તેના કરતાં પાંચ કરોડ પૌંડ જેટલો વધારે વ્યવહાર ઇ. સ. ૧૯૦૬ માં કર્યો હતો. આરંભમાં રેફેસને સ્થાપન કરેલી સંસ્થા બહુ નાના પાયા ઉપર હતી; પરંતુ હવે તેનો પ્રસાર એકલા જર્મનીમાંજ નહિ, પણ આસ્ટ્રિયા, ઇટલી, સ્વીટ્ઝર્લાંડ અને હમણાં હમણાં

ઇંગ્લાંડ તથા આયર્લાંડમાં પણ થયો છે. એ તો નિર્વિવાદ છે કે, આ સંસ્થાથી ખેડુતોને સાંપત્તિક લાભ અતિશય મળ્યો છે; પરંતુ નીતિની દૃષ્ટિએ સુદ્ધાં તેમનું હિત સધાયું છે. કારણ કે, રૅફેસને પોતાના ચક્ષુ સમીપ જે ધ્યેય રાખ્યું હતું તે એ હતું કે, મંડળીઓના આશ્રય તળે આવનારા ખેડુતોની નૈતિક ઉન્નતિ થવી જોઇએ; અને તે થવા માટેજ આવશ્યક દ્રવ્યની સહાયતા તેમને મળવી જોઇએ. રૅફેસનની સંસ્થાઓ હવે એટલી મજબૂત થઇ છે કે, કૉ-ઑપરેશનનાં મૂળતત્વો શાં છે, તેનો વ્યવહારમાં કેવી રીતે ઉપયોગ થઇ શકે, એ વિષેનું ભવિષ્યના કામદારોને પદ્ધતિસર શિક્ષણ આપવા માટે, એક ટ્રેનિંગ સ્કૂલ જેમ બને તેમ જલદી સ્થાપન કરવા તેના કાર્યકર્તાઓએ નિશ્ચય કર્યો છે.

રૅફેસન સેંટ્રલ એસોસિએશનનું એક જુદું ખાતું એવું છે કે, તે ખાતા તરફથી સામાજીક દૃષ્ટિએ ખેડુતોને સારી સ્થિતિ પ્રાપ્ત થાય તેવી ભિન્ન ભિન્ન યોજનાઓ સ્થાનિક એસોસિએશન્સ દ્વારા આચારમાં આવે છે. આ ખાતા તરફથી પાછળ એક પ્રકરણમાં કહેલા પ્રકારની કન્ટિન્યૂએશન શાળાઓ, રસોઇનું કામ શીખવનારી શાળાઓ, સ્નાનગૃહો, કપડાં ધોવાની ભઠ્ઠીઓ, પુસ્તકાલયો, વાંચનગૃહો, માંદાઓની માવજત કરવાનાં ફંડ, અનાથ પ્રેત-શવ પુરવા માટેનાં ફંડ, બાળગૃહો વગેરેની વ્યવસ્થા થાય છે. હમણાં આ સંસ્થાએ શહેરોની ઔદ્યોગિક પ્રગતિને હરકત કરવા માટે ખેડુતોથી પોતાના ગૃહમાં જ કયા ધંધા થઇ શકે તેમ છે તે તરફ લક્ષ આપવા માંડયું છે.

પ્રશિયાની કૉ-ઑપરેટીવ ક્રેડિટ સોસાઇટીઓને મદદ કરનારી સેંટ્રલ કૉ-ઑપરેટીવ બૅંક નામની સંસ્થા ત્યાંની સરકારે સ્થાપન કરેલી છે. આ બેંક સર્વ મંડળીઓને પૈસા ધીરે છે.

પ્રથમ ગામડાંની સેવિંગ્સ અને લોન સોસાઇટીઓને અને નાની ક્રેડિટ સોસાઇટીઓને જરૂરના પ્રસંગે ઓછા વ્યાજે પૈસા મળતા નહતા, અને જેમ જેમ કાર્યક્ષેત્ર વધતું ગયું તેમ તેમ આ હરકત તેમના કાર્યમાં વિશેષ અડચણ કરવા લાગી. જે સોસાઇટીઓને નાના ખેડુતો સાથે પુષ્કળ વ્યવહાર ચાલતો હતો તેમને તો વારંવાર આ અડચણો પડવા લાગી. તેઓ શાહુકારો પાસેથી દ્રવ્ય મેળવી આવી હરકતો દૂર કરી શકે તેમ પણ ન હતું. તેથી તેને દૂર કરવા માટે પ્રથમ સહકારીના ધોરણે પ્રયત્ન કરવામાં આવ્યો. પ્રથમ જુદા જુદા પ્રાંતની મંડળીઓએ એકત્ર થઈ લિમિટેડ કંપનીઓ ઉભી કરી. આ કંપનીઓએ પોતાની પેટા મંડળીઓ પાસે સીલીક

રહેલી રકમોની સરખી વહેંચણી કરીને જે મંડળીઓ સારી સ્થિતિમાં હતી તેમના દ્રવ્યનો લાભ નવીન અને મહામુશ્કેલીએ ચાલતી મંડળીઓને આપવાની વ્યવસ્થા કરી.

આ પછી ઇ. સ. ૧૮૯૪ માં હુનોવરમાં ભરાયલી જર્મન એગ્રિકલ્ચરલ કૉ-ઑપરેટીવ સોસાઇટીઓની દસમી કોંગ્રેસમાં ઠર્યું કે, સદરહુ હેતુ સાધ્ય કરવા માટે સર્વ સામ્રાજ્ય માટે એક સેંટ્રલ બેંક સ્થાપન કરવી. આ કલ્પનાની શ્રેષ્ઠતા વિષે ચોતરફ ઉદ્‌ગારો નીકળવા લાગ્યા. પ્રશિયન સરકારને તો તે એટલે સુધી પસંદ પડી કે તેણે પ્રશિયા માટે તરત જ તેવી યોજના કરી. આ યોજના ઇ. સ. ૧૮૯૫ માં ફલદ્રૂપ થઈ, અને ઉપર કહેલી સ્ટેટ સેંટ્રલ કૉ-ઑપરેટીવ બેંક નામે સંસ્થા સ્થાપન થઈ. ઇમ્પીરિયલ બેંક જેમ વેપારીઓને દ્રવ્યની મદદ કરે છે તેમ ખેડુતોને મદદ કરવી એવો આ સંસ્થાનો આશય છે. આ બેંકની થાપણ આરંભમાં ૨,૫૦,૦૦૦ પૌંડ હતી અને તેના શેરહોલ્ડરોને ત્રણ ટકા વ્યાજ આપવાનું ઠરાવ્યું હતું. આ થાપણ ત્યારપછી પચીસ લાખ પૌંડ સુધી વધારવામાં આવી છે; પણ વ્યાજમાં ફેરફાર કર્યો નથી. બેંક પાસે ઓછા વ્યાજે મળેલું નાણું પુષ્કળ હોવાથી શાહુકારો કરતાં ઓછા વ્યાજે તે ખેડુતોને જોઇએ તેટલી રકમ આપી શકે છે. વિશેષમાં આ બેંક વ્યક્તિશઃ ખેડુતને કે કૉ-ઑપરેટીવ સોસાઇટીને ન આપતાં તેવી સોસાઇટીની એસોસિએશન્સને આપે છે. આ પ્રમાણે બેંકમાંથી નીકળેલો પૈસા જો કે એસોસિએશન દ્વારા ખેડુતને મળે છે તોપણ તેમને ચાર ટકા કરતાં વિશેષ વ્યાજ આપવું પડતું નથી. સારાંશ, આ બેંક સ્થાપન થયા પછી ખેડુતોની જે માન્યતા હતી કે હવે શાહુકારો તરફથી કરજ મળશે નહિ તે દૂર થઈ છે, અને તેમની કષ્ટમય સ્થિતિ નષ્ટ થઇને સુસ્થિતિનો પ્રારંભ થયો છે. ખેડુતોની આ સ્થિતિ ધ્યાનમાં લઈ કુશળ કારીગરોએ પણ પોતાની કૉ-ઑપરેટીવ, સેવિંગ્સ અને લોન સોસાઇટીઓ સ્થાપન કરી છે. તેમને પણ સરકારી બેંકમાંથી પ્રસંગાનુસાર પૈસાની સહાયતા મળે છે.

આ પ્રકરણના આરંભમાં કહેલી જનરલ યુનિયનના આશ્રય નીચે ચાલનારી સંસ્થાઓનું મુખ્ય તત્ત્વ સ્વાવલંબન હોવાથી કૉ-ઑપરેટીવ બેંકિંગના કાર્યમાં સરકાર પડે એ પસંદ ન હતું તેથી તેમના તરફથી પ્રશિયન લોઅર હાઉસના સભાસદોએ સરકારની યોજના તોડી પાડવા પ્રયત્ન કર્યો હતો, પણ તેમાં તે ફાવ્યા નહિ. ઉલટું, સરકારી બેંકની

ઉપયોગીતા વિશેષ રીતે લોકોની નજરે આવ્યા પરથી બવેરિયા, સાક્સેન, મેક્લેનબર્ગ એ સંસ્થાનોએ પોતપોતાની હદમાં પ્રશિયન સરકારનું અનુકરણ કરી કૉ–ઑપરેટીવ બેંકો શરૂ કરી છે.

કૉ–ઑપરેશનની હિલચાલનો આરંભથી આજ સુધીનો ઇતિહાસ જોઇએ છીએ તો જણાય છે કે, હાલમાં આ હિલચાલ જેટલી જોસભેર ચાલે છે તેટલી પૂર્વે કદી પણ ન હતી અને તેની ઉપયોગીતા વિષે ખેડુતોના મનમાં હમણાં જેટલો દૃઢ વિશ્વાસ ઉત્પન્ન થયો છે, તેટલો પૂર્વે કદી પણ થયો ન હતો. અમે એમ કહેવા ઇચ્છતા નથી કે આવો વિશ્વાસ રાખવો ઠીક નથી; પરંતુ કદાચિત તે હદ ઉપરાંત થાય તો છેવટે નિરાશ થવાનો સમય આવે એવો અમને ભય છે. કારણ, અતિ વિશ્વાસનું પરિણામ એવું આવે કે, જ્યાં વાસ્તવિક રીતે કૉ–ઑપરેશનનો ઉપયોગ થઈ શકતો નથી ત્યાં પણ તેનો સ્વીકાર થાય, એમ લોકોને લાગવા માંડે. એમ થાય તો પછી તેમનો વિશ્વાસ અંધવિશ્વાસનું સ્વરૂપ પકડે. અંધશ્રદ્ધાનું ફળ કડવુંજ હોય એ નિર્વિવાદ છે.

પ્રશિયન પાર્લામેંટમાં થોડા વખત પર એક સભાસદે કહ્યું હતું કે, "ખ્રિસ્તી ધર્મ કહે છે કે ગરીબોને મદદ કરો, માટે એ ધર્માજ્ઞા પ્રમાણે સરકારે ખેડુતોને હાલના કરતાં વિશેષ મદદ કરવી." બીજા એક ગૃહસ્થે એવું પ્રતિપાદન કર્યું કે, "ખેતીવાડીની કૉલેજમાં કૉ–ઑપરેશનનો એક પ્રૉફેસર રાખવો જોઇએ." કોઈ પણ કહી શકશે કે આ બન્ને ગૃહસ્થના આ ઉદ્ગાર કૉ–ઑપરેશન પર નિરર્થક વિશ્વાસનું દર્શન કરાવનારા છે. તો-પણ એમાં તો કંઈ શંકાજ નથી કે, આ પ્રમાણે યોગ્ય મર્યાદાની બહાર કૉ–ઑપરેશનથી ફાયદો મેળવવાની ઇચ્છા રાખનારા લોકોના મત પ્રમાણે જો કે ફાયદો થતો નહિ હોય તોપણ વ્યવહાર દૃષ્ટિએ ખેડુતોને તેનાથી ઘણોજ લાભ મળ્યો છે.

સામ્રાજ્ય સરકાર અને સંસ્થાનોની સરકારો કૉ–ઑપરેટીવ હિલચાલ પ્રત્યે જે સહાનુભૂતિ દર્શાવે છે અને વ્યવહારમાં જે મદદ કરે છે તે હાલના વેપારીઓ સહી શકતા નથી. તેઓ કૉ–ઑપરેશનનું કાર્યક્ષેત્ર કાયદાથી મર્યાદિત બનાવવા માટે વારંવાર પાર્લામેંટ પ્રતિ વિનંતિપત્રો મોકલે છે. તેઓ આ પ્રમાણે કરે તેમાં આશ્ચર્ય જેવું નથી. કારણ કે, કૉ–ઑપરેટીવ સોસા-ઇટીઓ સ્થાપન થવાથી તેમના ગ્રાહકોમાંથી ખેડુતો ખસી ગયા છે. દલાલીનો ધંધો કરનારાઓ પણ ચૂપ થઇ ગયા છે. આ તકરારમાં લેશ માત્ર તાત્પર્ય

નથી એમ નથી; પરંતુ ગરીબ ખેડુતોના કલ્યાણ આગળ એ લોકોને થતું નુકસાન મહત્વનું નથી એવી સરકારને ખાત્રી થઇ છે, એ ઉપરથી તેમનો પોકાર હવામાં ઉડી જાય એ દેખીતું છે.

## પ્રકરણ ૧૬ મું.

### પ્રજાસંવર્દ્ધન અને બાલસંરક્ષણ.

**રાષ્ટ્રિય સામર્થ્ય** ( National efficiency ) એવા ભારે શબ્દનો **જર્મની**માં વિશેષ ઉપયોગ કરવામાં આવતો નથી, પણ દેશની સંતતિ વિશેષ બળવાન અને ઉત્સાહી થાય તે વિષે સારાસાર વિચારપૂર્વક અને શાસ્ત્રીય પદ્ધતિને અનુસરીને અનેક પ્રકારના પ્રયત્નો ચાલ્યા કરે છે. પારણામાંથીજ આ ઉદ્યોગનો આરંભ કરવાનો ડહાપણ ભરેલો માર્ગ **જર્મની**એ સ્વીકાર્યો છે. બાલ્યાવસ્થામાંજ બાળકની સારી સંભાળ રાખવામાં આવે નહિ તો યુવાવસ્થામાં તે જુદા જુદા પ્રકારના રોગના ભોગરૂપ થાય છે; માટે તેવા રોગના પંઝામાં તે સપડાય તેની પહેલાંજ તેના ઉપાયો યોજવા જોઇએ. આ તત્ત્વ ધ્યાનમાં રાખીને બાળકોનું મૃત્યુપ્રમાણ ઓછું થાય તેવા ખાસ પ્રયત્નો **જર્મની**માં દશ બાર વર્ષથી શરૂ થઇ ચુક્યા છે. જો કે આ પ્રશ્નનું ખરૂં મહત્વ તો **જર્મની** હમણાં સમજવા લાગ્યું છે, તથાપિ ઘણાં વર્ષો આ બાબતમાં શાંત રહેવાથી જે નુકસાન થયું છે તે ભરી કાઢવા માટે હાલના સમયે લોકો વિશેષ ઉત્સાહી બન્યા છે.

કેટલાંક વર્ષ પૂર્વે પ્રજાવૃદ્ધિના પ્રશ્નનો વિચાર કરતાં ત્યાંના લોકોને જણાયું કે, જન્મસંખ્યા કેટલાંક વર્ષથી સરખી રહે છે, તથા મૃત્યુનું એકંદર પ્રમાણ ઓછું થતું જાય છે, તથાપિ તે પ્રમાણમાં બાળકોની મૃત્યુ સંખ્યા ઓછી થતી નથી. આ વખતથીજ તેઓએ બાળકો બાલ્યાવસ્થામાં કેમ મૃત્યુ પામે છે તે બાબત વિશેષ લક્ષપૂર્વક તપાસ કરવા લાગ્યા. ગયાં દશ વર્ષના આંકડા જોતાં જણાશે કે, જ્યારે સાઠ લાખ બાળકોનો જન્મ થયો છે ત્યારે તેમાંના ચાર લાખ કરતાં પણ વધારે બાળકો બાર મહિનાની અંદરજ મરણ પામ્યાં છે ! એટલે મનુષ્યહાનિનું પ્રમાણ સેંકડે વીસ જેટલું થયું. તે પહેલાંના સો વર્ષમાં આ પ્રમાણ પંદરનું હતું. રાષ્ટ્રનું રક્ષણ રાષ્ટ્રના મનુષ્યોના હાથેજ થવું જોઇએ, પરવશપણું કદી પણ ઇચ્છવાજોગ નથી; એવી માન્યતાવાળા **જર્મનો**ને આ સ્થિતિ ભયવાળી જણાય તો તેમાં શું આશ્ચર્ય ?

હાલના પ્રયત્ન પરથી થોડા સમયમાં તેઓ જાણી શકયા છે કે, ગયાં અનેક વર્ષોમાં જે ભયંકર મનુષ્યહાનિ થઇ છે તે ઘટિત ઉપાયોથી દૂર થઇ શકી હોત. પ્રયોગાન્તે પ્રત્યક્ષ અનુભવ થયો છે કે અમુક પ્રાંતમાં યોગ્ય સાવચેતી રાખવાથી મૃત્યુનું પ્રમાણ એકદમ ઓછું થયું છે. તે પરથી સિદ્ધ થાય છે કે, આજ સુધી પાંચ બાળકોમાંનું એક બાળક બાર મહિનાની અંદર જ મરતું હતું તે કેવળ નિષ્કાળજીપણાથી, અજ્ઞાનતાથી અને દૈવ પર અવલંબી રહેવાની ઘાતકી ટેવથી જ. જર્મનીના લોકોની પ્રથમ એવી માન્યતા હતી કે, 'નાનાં બાળકો નાની ઉંમરમાં મૃત્યુ પામે એવી ઈશ્વિરી યોજના છે. પૃથ્વી પર વાજબી કરતાં વિશેષ મનુષ્ય થવાં ન જોઇએ એવી તેની ઇચ્છા છે. એ ઇચ્છાનુરૂપ નાલાયક ( unfit ) બાળકોનો તેજ સંહાર કરે છે.' સુદૈવે હવે એ સમજ દૂર થઈ છે. હવે લોકો એવું તત્ત્વ સમજતા થયા છે કે, ઈશ્વિર નાની વયમાં મરવા માટે કોઇને જન્મ આપતો નથી. બાળકોના મૃત્યુનું ખરૂં કારણ માતાપિતાની નિષ્કાળજી ઉપરાંત શુદ્ધ અને તાજો ખોરાક, સ્વચ્છ હવા અને નિરોગી જળનો અભાવ એજ છે. બાળકોના મૃત્યુ સાથે ઈશ્વિરી યોજનાનો કશો સંબંધ નથી.

આ રાષ્ટ્રિય આપત્તિ દૂર કરવા માટે જર્મનીમાં જુદી જુદી સંસ્થાઓ સ્થાપન થઇ છે, અને તે અનેક દિશામાં પ્રયત્ન કરે છે. આ પ્રયત્નની દિશાઓ જો કે જુદી જુદી છે તોપણ તે સર્વનું દષ્ટિબિન્દુ એક જ છે, અને તે સાધ્ય થાય તે માટે જર્મન શહેનશાહ કયસર અને શહેનશાહબાનુએ તેની આગેવાની સ્વીકારી છે. વીમેન્સ પેટ્રિઑટિક એસોસિએશનની (Womens Patriatic Association) કાર્યવાહક સભાને તા. ૧૫ મી નવેંબર ૧૯૦૪ ના રોજ કયસરે એક પત્ર લખ્યો હતો. તેમાં તેણે લખ્યું છે કે, "નાની ઉંમરનાં બાળકોના આરોગ્યના વિષે પુષ્કળ લોકો ધ્યાન આપતા નથી તે અતિ શોચનીય છે. મારી અંતઃકરણપૂર્વક એવી ઇચ્છા છે કે, એ સ્થિતિ સુધારવા માટે સરકારી અમલદારો અને તમારી સંસ્થા જેવી પરોપકારી સંસ્થા જે પ્રયત્ન કરે તે પૂર્ણ રીતે યશસ્વી થાય. તમારી એસોસિએશનની વ્યવસ્થા અતિ ઉત્તમ છે, અને મને પુરેપુરો વિશ્વાસ છે કે આ કામ માટે રાખેલા સરકારી અધિકારી અને નોકરો સાથે જો તમે હળીમળીને કામ કરવા લાગશો તો આ દેશકાર્ય સિદ્ધ થશે." આ પરથી આ વિષય સંબંધી કયસરને દેશની પ્રજાસંવર્દ્ધનની કેટલી લાગણી છે તે સહજ ધ્યાનમાં આવે તેમ છે.

ઇ. સ. ૧૯૦૪માં કયસરે લખેલા આ પત્રનું કેવું શુભ પરિણામ આવ્યું છે તે હાલમાં આપણે જોઈ શકીએ છીએ. આ કાર્યપર યોજાયલા સરકારી અધિકારીઓ, ડૉકટરો, મ્યુનિસિપાલિટીઓ અને સાર્વજનિક સંસ્થાઓ એકદીલથી કામ કરે છે, અને એકબીજાને સહાયતા કરવામાં કોઈ તરફથી લેશ માત્ર પણ દુર્લક્ષ થતું નથી. નાનાં બાળકો માટે દવાખાનાં તથા શુદ્ધ દુધ આપનારી ડેપો–વખારો સ્થળે સ્થળે સ્થાપન થઈ છે. બાળકોની સંભાળ કેવી રીતે રાખવી જોઇએ તે વિષે ભાષણોથી લોકોને જ્ઞાન આપવાની વ્યવસ્થા પણ થયેલી છે. સારાંશ, બાળકોની માવજત ઉત્તમ રીતે થાય તેવા દરેક પ્રકારના ઉપાય યોજવા સરકાર તથા પ્રજા પ્રયત્નમાં મચી રહી છે.

ઉપર કહેલા પ્રકારનો બાહ્ય ઉપચાર ગમે તેટલો સારો હોય પણ તેટલાથી આ વિષયનો સંતોષકારક નિર્ણય થાય તેમ નથી. બાલસંરક્ષણનું ખરૂં કાર્ય તો માતાજ કરી શકે. બાળકની શરીર પ્રકૃતિ તરફ જો માતાજ ધ્યાન ન આપે તો બીજા બધા ઉપાયો નિષ્ફળ થયા સિવાય રહે નહિ. વિજયની ખરી કુંચી માતા પાસેજ છે, એ વાત લક્ષમાં લઇને મ્યુનિસિપાલિટીઓ અને સાર્વજનિક સંસ્થાઓએ હમણાં આ વિષય સંબંધી વિશેષ પરિશ્રમ લેવાની યોજના કરી છે. બાર મહિના સુધી બાળકની બરોબર સંભાળ રખાય છે તો પછી ઘણો ભય ઓછો થાય છે. બાર મહિના સુધીનું બાલજીવન ખરૂં કસોટીરૂપ છે. બાળકોને કૃત્રિમ દુધને આધિન કરી દેવાથી મૃત્યુપ્રમાણ કુદરતી ઉપચાર કરતાં ( માતાના ધાવણનો ઉપચાર ) પાંચ છ ગણું વધારે આવે છે, તેથી માતાઓ જાતે બાળકને ધવરાવે તેવી તજવીજ વિશેષ કરવામાં આવે છે. આવો પ્રયત્ન કરવાની જરૂર પડવાનું કારણ એ છે કે, બનાવટી દુધના ઉપચાર ઉપર બાળકને રાખવાની ફેશન દિનપ્રતિદિન વધતી જાય છે, અને દક્ષિણ જર્મનીમાં તો તે ઘણીજ વધી ગઈ છે. જુદા જુદા સમયે થયેલી વસ્તીની ગણત્રી પરથી બર્લિનમાં આ વિષય સંબંધી સરકારે કાળજીપૂર્વક તપાસ કરી છે. તે પરથી જણાય છે કે, ઇ. સ. ૧૮૮૫ માં દર હજારે ૫૫૨ બાળકો માતાના દૂધ પર રહેતાં હતાં અને ૩૩૯ ગાયનું દૂધ પીનારાં હતાં. ૧૮૯૫માં આ પ્રમાણ અનુક્રમે ૪૩૧ અને ૪૫૨ હતું અને ૧૯૦૦ માં એજ પ્રમાણ અનુક્રમે ૩૩૫ અને ૫૧૭ જેટલું આવ્યું હતું! આ પંદર વર્ષમાં માતાનું દૂધ મેળવનાર બાળકનું પ્રમાણ $\frac{1}{2}$ પરથી $\frac{1}{3}$ જેટલે આવ્યું ! નીચેના કોષ્ટકમાં બાળકોને દુધ પાવાની જે જુદી જુદી પદ્ધતિ છે તેની મૃત્યુસંખ્યા ઉપર દર હજારે શી અસર થાય છે તે દર્શાવ્યું છે.

| ઈ. સ. | માતાનું દુધ પીનારાં. | | બીજી રીતે દુધ પીનારાં. | | બન્ને રીતે પીનારાં. | |
|---|---|---|---|---|---|---|
| | વય. | | વય. | | વય. | |
| | ૧ મહિનો | ૨ મહિના | ૧ મહિનો | ૨ મહિના | ૧ મહિનો | ૨ મહિના |
| ૧૮૯૦ | ૨૨.૯ | ૯.૨૬ | ૧૪૭.૯ | ૭૭.૪ | ૧૧૫.૦ | ૮૮.૨ |
| ૧૮૯૧ | ૨૦.૪૫ | ૭.૫૭ | ૧૭૦.૭ | ૮૯.૪ | ૧૨૮.૦ | ૫૪.૧૫ |
| ૧૮૯૫ | ૨૫.૧૬ | ૭.૩૦ | ૧૧૨.૮ | ૬૨.૯ | ૮૮.૨ | ૫૦.૯ |
| ૧૮૯૬ | ૧૯.૪ | ૭.૪૦ | ૧૧૧.૦ | ૫૪.૫ | ૫૪.૨ | ૩૮.૫ |

આ કોષ્ટકમાં આપેલી માહિતીની ખાત્રી કોલોન (cologne) શહેરમાં બરાબર થઈ શકે છે. એ શહેરનાં બાળકોની મૃત્યુસંખ્યા ઘણી વધારે છે. ત્યાં હજારે ૩૯૮ સ્ત્રીઓ પોતાના બાળકને ધવરાવે છે. એથી ઉલટી સ્થિતિ સોલિંજેન (solingen) શહેરમાં છે. ત્યાંની મૃત્યુસંખ્યા ઘણી ઓછી છે. કારણ કે ત્યાં હજારે ૭૦૪ સ્ત્રીઓ પોતાનાં બાળકોને પોતાનું દુધ આપનારી છે.

ઘણાં મોટાં શહેરોની મ્યુનિસિપાલિટીઓએ કંઈક પોતાની અને કંઈક સાર્વજનિક સંસ્થાઓની સહાયનાથી નાનાં બાળકો માટે દવાખાનાં બાંધ્યાં છે. એ દવાખાનાંમાં બાળકોના પોષણની ખાસ સાવચેતી રાખવામાં આવે છે. બર્લિનમાં આવા પ્રકારનાં સાત દવાખાનાં મજુર લોકોની વસ્તીમાં છે. દરેક દવાખાનામાં નાનાં બાળકોના રોગોનો વિશેષ અભ્યાસી એક ડૉક્ટર હોય છે; તેના હાથ નીચે બીજા ડૉક્ટરો અને દાયણો રહે છે. ચાર્લોટનબર્ગમાં પાંચ દવાખાનાં છે. એ રીતે દરેક શહેરમાં ત્યાંના ઉદ્યોગ ધંધાના પ્રમાણમાં થોડાં ઘણાં દવાખાનાં સ્થાપન થયાં છે. આ દવાખાનાં જનસમાજને ખાસ ઉપયોગી થાય એવો હેતુ હોવાથી તેની વ્યવસ્થા ઉદાર અંતઃકરણથી કરેલી હોય છે. તેના કામકાજનું મુખ્ય ધોરણ એ છે કે, જેમને પૈસાની અનુકૂળતા નથી તેમને, તથા જનસમાજના દાનધર્મ પર જેઓ અવલંબી રહ્યા હોય તેમને, બીજાનાં બાળકોનું પોષણ કરનારાં માતાપિતા (Foster parents)ને, નિરાધાર બાળકોના પાલકોને અને વ્યભિચારથી ઉત્પન્ન થયેલાં બાળકોને મફત સલાહ આપવી અને મદદ કરવી. દરેક દવાખાનામાં નીચે લખેલો એક નિયમ હોય છે:—

"પોતાના માંદા અને અશક્ત બાળકનું પાલનપોષણ કેમ કરવું તે જે માતા બરોબર સમજતી નથી, અને જેની પાસે દ્રવ્યનું સાધન નથી હોતું,

તેને અહીં મફત સલાહ અપાય છે. પોતાના બાળકને ધવાડનારી માતાઓને આવશ્યક દ્રવ્યની સહાયતા મળશે અને અન્ય આયાઓને શાસ્ત્રીય રીતે શુદ્ધ કરેલું દુધ વિનામૂલ્યે અથવા ઓછી કિંમતે મળશે." મદદ માગનાર સ્ત્રીની પ્રથમ તપાસ કરવામાં આવે છે, તેમાં બાળક તેના પતિથી પ્રાપ્ત થયેલું છે કે વ્યભિચારથી, બાળકનો પિતા હોય તો તેનો ધંધો શો છે, માતાપિતાની પ્રાપ્તિ કેટલી છે, રહેવાનું ઘર નાનું છે કે મોટું, તેનું ભાડું શું આપવું પડે છે, અને આરોગ્યદૃષ્ટિએ તે ઘરની કેવી સ્થિતિ છે: વગેરે બાબતનો સમાવેશ થાય છે. એ તપાસમાં તે મદદને પાત્ર જણાય છે તો તેને મદદ આપવામાં આવે છે. હમણાંજ પ્રસિદ્ધ થયેલા એક રિપોર્ટ પરથી જણાય છે કે, સાહાય્ય માગવા જનારા લોકો ઘણું કરીને મજુર વર્ગ પૈકીના હોય છે. તેમાં પણ વિશેષ કરીને કેવળ સખ્ત મહેનત કરનારા, એટલે અઠવાડિએ વીસથી તેવીસ શિલિંગ મેળવનાર મજુરોની સંખ્યા વિશેષ હોય છે. પિતા દવાખાનાની હકીકત વર્તમાનપત્રમાં વાંચે છે અને બાળક આજારી થાય છે કે પોતાની સ્ત્રીને દવાખાનામાં મોકલે છે. તે સ્ત્રી દવાખાના વિષે બીજાને વાત કરે છે. તેમજ લેડી સુપ્રિન્ટેન્ડેન્ટો રાખેલી હોય છે તે પોલિસની મદદથી લોકોને દવાખાનામાં જવા ઉત્તેજન આપ્યાં કરે છે. એ રીતે દવાખાનાની માહિતી મજુરવર્ગને મળે છે. આવી પદ્ધતિથી એ સંસ્થા પર લોકોની શ્રદ્ધા દિનપ્રતિદિન વધતી જાય છે, અને ડૉક્ટરોની સલાહ પ્રમાણે વર્તવાની પ્રવૃત્તિ થતી જાય છે. આ સલાહ બરોબર પાળવામાં આવે છે કે નહિ તે જોવા માટે દવાખાનાની સેવિકાઓ ( Sisters ) ઘેરે ઘેર જાય છે, અને ઘરોની સ્થિતિ આરોગ્યને અનુકૂળ છે કે નહિ તેની તપાસ કરે છે. ડૉક્ટરના કહેવા પ્રમાણે બાળકોની સારવાર થતી નથી એમ જણાય તો તે તરત તેને માટે બંદોબસ્ત કરે છે. સેવિકાના આવી જવા છતાં જો ડૉક્ટર ફરજ પાડે તો માતાને પોતાનું બાળક દર અઠવાડિએ દવાખાનામાં બતલાવી આવવું પડે છે. **બર્લિન**ના મુખ્ય દવાખાનાના ડૉક્ટર ન્યુમેન ( Neumann ) મહિનામાં એક વખત મજુરોની સ્ત્રીઓને બાળક ઉછેરવા વિષે સપ્રયોગ વ્યાખ્યાનો આપે છે.

**બર્લિન**ના દવાખાનામાં રોગીને રાખવામાં આવતા નથી. **હેમ્બર્ગ**માં માત્ર એ વ્યવસ્થા દસ વર્ષથી કરવામાં આવી છે. ત્યાંના દવાખાનામાં દર વર્ષે ત્રણ હજાર રોગી ઔષધોપચાર માટે આવી રહે છે. **ચાર્લોટેનબર્ગ**માં પ્રસુતિ વખતે સ્ત્રીઓ ચાર અઠવાડિયાં રહી શકે તેવી વ્યવસ્થાનાં ગૃહ બાંધવામાં આવ્યાં છે. આ ચાર અઠવાડિયા માટે આવતી સ્ત્રીઓને દૂધ તથા ભોજન મફત મળે છે. **મ્યૂ**નીચમાં એક અન્નગૃહ છે; ત્યાં કોઇ પણ **સ્ત્રી**

ઉદરનિર્વાહનું સાધન નથી એવું યોગ્ય અધિકારીનું સર્ટીફીકેટ લઇ પોતાના બાળક સાથે જાય છે તો તેને દિવસમાં એક વખત મફત ભોજન અપાય છે. આવા પ્રકારનાં પરોપકારી કૃત્યો કરનારી સરકારી, સરકાર મદદથી ચાલનારી, મ્યુનિસિપાલિટીની અને સાર્વજનિક સંસ્થાઓની સંખ્યા જર્મનીમાં એટલી છે કે, તેનું વર્ણન કરીએ તો એક ગ્રંથ થાય.

હવે શુદ્ધ દુધ મેળવવા માટે કેવી વ્યવસ્થા હોય છે તેનો વિચાર કરીશું. આ કાર્ય પ્રથમ *પોલિસખાતા માર્ફતે થતું હતું, અને એ પદ્ધતિ જર્મનીમાં અનેક વર્ષથી ચાલી આવી હતી. પરંતુ એ કાર્ય પોલિસ તરફથી સંતોષકારક થતું નહતું તેથી ગરીબ મનુષ્યોને તદ્દન સ્વચ્છ દુધ મળવામાં હરકત થતી. તેથી લોકોએ માગણી કરી કે પોલિસ પાસેથી એ કાર્ય ખેંચી લઇ મ્યુનિસિપાલિટીઓને સોંપવું કે જેથી ડૉક્ટરો દુધની તપાસ કરી શકે, અને તેથી શુદ્ધ અને સ્વચ્છ દુધ લોકોને મળે. હવે લોકોની ઇચ્છાને આધિન થઇ

* આવું કાર્ય પોલિસ માર્ફતે થાય તે આશ્ચર્યકારક છે. પરંતુ જર્મનીના પોલિસખાતાની વ્યવસ્થા બહુ વિલક્ષણ છે. ત્યાંના લોકોના ખાનગી વ્યવહારમાં પણ વારંવાર પોલિસનો સંબંધ ઉપસ્થિત થાય છે. નીચેનું અવતરણ અહીં અપ્રસ્તુત જણાશે; પરંતુ તે જરૂરનું છે તેથી આપ્યું છેઃ—

"As might be expected from their antecedents and exclusively military training, the German police is autocratic, puffed up with a sense of its extreme importance, and efficient only in routine work, but utterly lacking initiative tact or higher brain power. They are nearly always honest, truthful and well-meaning and corruption and venality are not conspicuous characteristics of the force.........They don't consider themselves as the servants of the public, but distinctively as the organs of the public's master, the Government. It is this mental attitude, no doubt which accounts for the unpopularity of the police in Germany. It is exceedingly rare that the public will side with, or assist police-men in the discharge of their duties, in cases of arrest, or in the maintenance of public order. *But that does not alter the fact that everybody almost is forced to come in daily contact with the police.*

—*Germany P. 274.*

આ પછી ખાનગી વ્યવહારમાં પોલિસનો કેવો સબંધ હોય છે તેના દૃષ્ટાંત ગ્રંથકારે આપ્યાં છે. તેમાંનુંજ પોલિસે ચોખ્ખું દુધ પૂરૂં પાડવું એવું એક દૃષ્ટાંત છે.

મ્યુનિસિપાલિટીઓએ આ કામ પોતાના હાથમાં લીધું છે તેથી ખરાબ દુધની હરકત બહુધા નષ્ટ થતી જાય છે. કેટલીક મ્યુનિસિપાલિટીઓએ દુધની ડૅપો સ્થાપન કરી છે. ત્યાં યોગ્ય કિંમતે શાસ્ત્રીય રીતે શુદ્ધ કરેલું દુધ બાળકોવાળા મજુરોને મળે છે. મ્યુનિસિપાલિટીઓનું અનુકરણ કરી મોટાં મોટાં કારખાનાંવાળાઓએ પણ પોતાનાં કારખાનાંમાં દુધની દુકાનો ઉઘાડી છે. અહીં મળતું દુધ પણ સ્વચ્છ કરેલું હોય છે, તેથી મજુર વર્ગને તે ઘણું ઉપયોગી થાય છે.

દવાખાનાંઓમાં કે બીજી સંસ્થાઓમાં ઔરસ કે અનૌરસ (No-man's-son) નો ભેદ નહોતાં સર્વની શરીરપ્રકૃતિ વિષે યોગ્ય કાળજી રાખવામાં આવે છે; પરંતુ અનૌરસ બાળક તરફ સ્વાભાવિક રીતેજ વિશેષ લક્ષ આપવું પડે છે. કારણ કે, અનુભવ એવો થયો છે કે, ઔરસ બાળકો કરતાં બાર મહિનાની અંદર મરતાં બાળકોનું પ્રમાણ અનૌરસમાં બમણું હોય છે. જર્મનીમાં દરવર્ષે સુમારે ૧,૭૫,૦૦૦ અનૌરસ બાળકો જન્મ પામે છે. આ સંખ્યા એકંદર જન્મસંખ્યાના અગીયારમા ભાગ જેટલી છે! જો તેવા બાળકનો પિતા ખુશીથી આગળ આવે છે તો તેના પાપકર્મથી જન્મ પામેલા બાળકના રક્ષણનો ભાર તેના પર નાખવામાં આવે છે. તે ખુશીથી આગળ આવતો નથી તો તેને શોધીને બહાર ખેંચી લાવવાનો સર્વ પ્રકારે પ્રયત્ન થાય છે. જો તે મળી આવે છે તો તેને તે બાળક સ્વાધીન કરવામાં આવે છે; નહિ તો તે મોટું થતાં સુધી તેનું પાલણપોષણ કરવામાં આવે છે.

આ પ્રયત્ન આટલેથીજ અટકે છે એમ સમજવાનું નથી. બાળકને નિરોગી રાખવું હોય તો માતા પણ નિરોગી રહેવી જોઇએ, એ સિદ્ધાન્ત સર્વમાન્ય છે. જન્મ પછી બાળકનું પાલણપોષણ સારૂં થવાથી અકાલ મરણ ઘણા અંશે અટકે છે; પરંતુ એટલેથી સર્વ કાર્ય પતી જતું નથી. પેટમાં બાળક હોય છે તે વખતે જો માતાએ યોગ્ય સંભાળ લીધેલી હોતી નથી તો તેની અનિષ્ટ અસર બાળક પર થાય છે. ત્યાર પછી તેની શરીરપ્રકૃતિ વિષે ગમે તેટલા ઉપચાર કરવામાં આવે છે તોપણ તેનો કંઈ ઉપયોગ થતો નથી. માટે ગર્ભિણી સ્ત્રીઓને કારખાનામાં ઓછા કામવાળું કાર્ય આપવાની વ્યવસ્થા થવી ઇષ્ટ છે. ઇંડસ્ટ્રિયલ કોડમાં ઠરાવ્યું છે કે, પ્રસુતિના દિવસો નજીક આવે ત્યારે અને પ્રસુતિ થયા પછી કેટલાક દિવસ સ્ત્રીઓને વિશ્રાંતિ આપવી. પરંતુ લોકો કહે છે કે, આ મર્યાદા સંકુચિત હોવાથી જોઇએ તેવું સંરક્ષણ થતું નથી. એ કોડની ૧૩૭ મી કલમથી ઠરાવવામાં

આવ્યું છે કે, જે કારખાનાં અને કલાગૃહોની સરકાર તરફથી તપાસણી ( Inspection ) થાય છે તેમાંની કોઇ સ્ત્રીને પ્રસવ થાય ત્યાર પછી ચાર અઠવાડિયાં સુધી તેને કંઈ પણ કામ કરવા દેવું નહિ. અને ત્યાર પછીનાં બે અઠવાડિયાંમાં પણ ડૉક્ટરનું સર્ટિફીકેટ હોય તોજ તેને કામ આપવું. તેમજ મજુરોના સિક ફંડમાંથી તેને છ મહિના સુધી પૈસાની સહાયતા આપવી. તેવાજ પ્રકારની સહાયતા પ્રસુતિ પૂર્વે પણ છ અઠવાડિયાં માટે આપવી. પણ તે કામ કરવાને અશક્ત છે એવું ડૉક્ટરે ઠરાવવું જોઇએ. આ કલમનો અમલ હમણાં અમુક અમુક જગાએજ થાય છે. તેને બદલે હવે તે સર્વત્ર આચારમાં મુકાય તેવી વ્યવસ્થા કરવા સરકાર વિચાર ચલાવે છે. તોપણ તેથી ગર્ભિણી સ્ત્રીઓનું રક્ષણ જોઇએ તેવું થતું નથી અને થશે પણ નહિ એમ પ્રજા કહે છે. આ કાર્યમાં ઇષ્ટ સુધારો કરવા માટે મધરહુડ પ્રોટેકશન લીગ નામે એક સંસ્થા અસ્તિત્વમાં આવી છે. તે સર્વ દિશાએ અનેક પ્રકારના પ્રયત્ન કરે છે. તેની સર્વ સૂચનાઓ સરકાર હાલ સ્વીકારે તેમ લાગતું નથી, પરંતુ આ ઉપરથી એ બાબત તરફ લોકોનું કેટલું લક્ષ છે અને સંતતિ સુધારવા–વધારવા માટે જર્મનો કેટલો પરિશ્રમ લે છે તે જણાય છે. કાયદામાં સુધારો હમણાંજ થાય તેમ જણાતું નથી તેથી લોકો હાથપગ જોડીને બેસી રહેતા નથી. મોટા મોટા કારખાનાવાળાઓ ખાનગી રીતે પોતાનાજ ખર્ચે ગર્ભિણી સ્ત્રીઓની માવજત રાખવાનું કામ કરવા લાગ્યા છે.

ખાનગી રીતે ચાલનારી સંસ્થાઓમાં ચાર્લોટનબર્ગની 'કૈસરિન ઑગસ્ટા વિક્ટોરિયા હાઉસ' નામે ગૃહનું વર્ણન કરવાની જરૂર છે. આ સંસ્થાનો પાયો નાખવાની ક્રિયા જર્મન સમ્રાજ્ઞીના હાથે ઇ. સ. ૧૯૦૭ ના ડિસેમ્બર મહિનાની ૩જી તારીખે થઇ હતી. આ ગૃહ હવે ચાલુ થયું છે. ત્યાં ઇંદ્રિય-વિજ્ઞાનશાસ્ત્ર વિશેની નવીન શોધો (રિસર્ચ) કરવાનું કાર્ય થાય છે. તે ઉપરાંત બાળકોના પાલણપોષણની શાસ્ત્રશુદ્ધ રીતો કઈ છે તે ઠરાવવાનું, બાળકોના રોગ જાણનારા ડાક્ટરો અને દાઇયણો તૈયાર કરવાનું, લોકોમાં તે જ્ઞાનનો પ્રચાર કરવાનું, બાળ આરોગ્યશાસ્ત્રનું વિશેષ જ્ઞાન આપવાનું, અને આ વિષયમાં જે નવીન શાસ્ત્રીય શોધ થઈ હોય તેનો વ્યવહારમાં કેવી રીતે ઉપયોગ કરવો વગેરે જુદી જુદી સંસ્થાઓને સમજાવવાનું કાર્ય તે કરે છે. બાલસંવર્દ્ધન અને સંરક્ષણ માટે જર્મનીમાં સ્થપાયલી સર્વ સંસ્થાઓને આ ગૃહ અતિશય ઉપયોગી થઇ પડયું છે, તેને વિનાપ્રયાસે આ ગૃહથી શાસ્ત્રીય-જ્ઞાન પ્રાપ્ત થાય છે. આ ગૃહનો પાયો નાખતી વખતે કૈયસર બાદશાહે

સંદેશો મોકલતાં જણાવ્યું હતું કે:–"બાલસંવર્દ્ધન કાર્યમાં આજ સુધી થતી આવેલી બેદરકારી આ સંસ્થાથી જતી રહી નાનાં બાળકોની થતી હાનિ અટકાવી શકાશે, એટલું જ નહિ, પણ નવીન નવીન શાસ્ત્રીય શોધ કરી બાળકોના પોષણને યોગ્ય એવા સ્વાભાવિક અને મનુષ્યે નિર્માણ કરવાના ઉપાયો કયા છે તે નિશ્ચિત કરી શકાશે, અને તેથી અકાળે મૃત્યુ પામતાં બાળકોના પ્રાણ આપણે બચાવી શકીશું." બાદશાહના આ પ્રોત્સાહનથી સ્થાપન થયેલી આ સંસ્થાની ઉપયોગિતા આપણે લક્ષમાં લઇએ છીએ તો મનુષ્ય સુધારણા માટે ઇંદ્રિયવિજ્ઞાન અને બીજાં શાસ્ત્રો મનુષ્યોએ પોતાને સ્વાધીન રાખવાં જોઇએ, એવી માન્યતા જર્મનોમાં કેટલી દૃઢ થયેલી છે તે આપણે જાણી શકીએ છીએ.

જર્મનીમાં મોટાં શહેરોમાં રહેતા શ્રીમંતોની સ્ત્રીઓ નવરાશના સમયનો ઉપયોગ આ પરોપકારી અને રાષ્ટ્રિય કાર્યમાં કરે છે તે માટે તેમની જેટલી સ્તુતિ થાય તેટલી ઓછી છે. પ્રભુએ આપેલી બુદ્ધિ પરજ તેઓએ સંતોષ ન રાખતાં, પોતાના હાથે જોઇએ તેવી જનસેવા થાય એ હેતુથી તેમણે પ્રેપેરેટરી કલાસ કાઢયા છે. ત્યાં તેઓ પોતાના કાર્યને આવશ્યક એવું શાસ્ત્રીય અને વૈદકીય જ્ઞાન પ્રાપ્ત કરે છે. આ ઉપરાંત વીમેન્સ પેટ્રીઓટિક સોસાઈટીની-સ્ત્રીસભાસદો મજુરો વગેરેની સ્ત્રીઓએ બાળકોને ઉછેરવાનું કાર્ય કેવી રીતે કરવું અને વ્યવસ્થિત રીતે ગૃહસંસાર કેમ ચલાવવો, એ વિષય પર વારંવાર વ્યાખ્યાનો આપે છે.

છેવટના આંકડા જોતાં જર્મનીના જન્મ મૃત્યુની સંખ્યા ઓછી થતી જણાય છે. જન્મસંખ્યા ભવિષ્યમાં એવીજ રીતે ઓછી થશે તોપણ તેથી રાષ્ટ્રની લોકસંખ્યા ઓછી થવાનો સંભવ નથી. કારણ કે મૃત્યુ સંખ્યા પણ તે સાથે ઓછી થતી જાય છે. આવી સ્થિતિમાં એકંદર મૃત્યુસંખ્યામાં નાનાં બાળકોની મૃત્યુસંખ્યા ઓછી થાય તો તેથી વિશેષ લાભ થયો છે એમજ કહેવું જોઇએ. ઇંગ્લાંડના સંયુકત રાજ્યમાં બાર મહિનાની અંદરનાં સેંકડે જેટલાં બાળકો મૃત્યુ પામે છે તે કરતાં જર્મનીમાં સેંકડે આઠ નવ બાળક વધારે મૃત્યુ પામે છે. આ પ્રયત્નથી આટલીજ હાનિ અટકશે તોપણ લોકસંખ્યાની દૃષ્ટિથી જર્મનીનું ઘણું મોટું કાર્ય થશે એમ લાગે છે.

ભવિષ્યની પ્રજાના શરીરસામર્થ્યની અને કલ્યાણની જે કાળજી રાખવામાં આવે છે તે માત્ર બાલ્યાવસ્થા પુરતી રાખવામાં આવે છે, એમ આ ઉપરથી કોઇએ સમજવાનું નથી. બાળકોનું વય વધવાની સાથે તેમની

પ્રકૃતિ વિષે કાળજી રાખવા માટે જુદી જુદી એજન્સિઓ સ્થાપન થએલી છે. તે દ્વારા શાળામાં જતાં પહેલાં બાળકોને ખુલ્લી હવામાં રમવાની તથા તે સાથે બાલોદ્યાન-શિક્ષણપદ્ધતિથી શિક્ષણ આપવાની વ્યવસ્થા થાય છે. બાળક શાળામાં જવા લાગે છે એટલે તેની શરીરપ્રકૃતિની સર્વ જવાબદારી શિક્ષક પર આવે છે. શિક્ષકો પણ પોતાનું કર્તવ્ય સમજી તે તરફ પૂર્ણ ધ્યાન આપતા રહે છે. લંડનમાં છ સાત વર્ષનાં બાળકો ફાટયાં તૂટયાં મેલાં લુગડાં તથા તેવાજ બૂટ પહેરી વર્તમાનપત્રો કે બાળકોની રમતનાં સાધનો વેચતાં જણાય છે; પરંતુ જર્મનીમાં તેવું કોઇ પણ સ્થળે દૃષ્ટિએ પડતું નથી.* કાયદાએજ નાનાં બાળકોને તેવો ધંધો કરવાનો પ્રતિબંધ કર્યો છે, અને લોકમત પણ તેને પ્રતિકૂલ છે. માતાપિતા પણ પોતાના કે બાળકના ગુજરાન માટે તેવું કામ બાળક પાસે કરાવતાં નથી. જર્મનીમાં છ વર્ષનો બાળક શાળામાં જવો જ જોઇએ એવો કાયદો છે, અને તેનો અમલ બરાબર થાય છે. ઇંગ્લાંડમાં આ તરફ ઘણી બેદરકારી રખાતી જણાય છે, અને તેથી ઉપર કહેલાં કામો બાળકો શાળામાં જવાનું છોડીને કરતાં જોવામાં આવે છે. જર્મનીની શાળામાં બાળક જાય છે એટલે પ્રથમ શાળાનો ડૉકટર તેનું શરીર તપાસે છે અને તે નિરોગી તથા સુદૃઢ હોય છે તો તેનું નામ દાખલ કરવામાં આવે છે. જ્યાં સુધી તે શાળામાં હોય છે ત્યાં સુધી ડૉકટર તેના પર ધ્યાન આપતો રહે છે. કેટલાંક શહેરો તો એથી પણ આગળ વધેલાં

* નાનાં બાળકો વિષે કહેલો આ પ્રકાર મોટાં મનુષ્યોમાં પણ દૃષ્ટિએ પડે છે. મજુર અને એવીજ પદ્વિના બીજા નોકરો-અરે ભીખારી પણ-મેલાં લુગડાં રહેવા દેતા નથી, કે ફાટયાં-તૂટયાં કપડાં પહેરતા નથી. જુઓ—

"Exquisite taste is a gift denied to the German race and hence you will not see in the streets of German cities women and men dressed with that elegance and *chic* other cities like Paris, New York or Vienna show. But you will see something even better, namely, an utter absence of raggedly slovenly attired persons. The poorest even wear clothes that, though mended perhaps, are clean and whole, and the mendicant does not ply his vocation except his face be washed and his hands devoid of grime and dust.

—*Germany P. 285.*

છે. ત્યાંની પ્રાથમિક શાળાઓ પર દંતવૈદ્ય* અને આંખ તથા કાનના રોગની ચિકિત્સા કરનારા ડૉક્ટરો પણ રાખેલા છે.

બાળકોને ક્ષયનું પ્રાણઘાતક દર્દ લાગુ ન પડે તે માટે હાલમાં વિશેષ લક્ષ રાખવામાં આવે છે. મોટાં મનુષ્યો આ દર્દથી બચે તે માટે ઘણાં વર્ષથી પ્રયત્ન ચાલતા હતા, તેથી તેનો અટકાવ પણ સારો થવા લાગ્યો છે. પરંતુ તે સમયે બાળકો તરફ વિશેષ લક્ષ આપ્યું નહતું. આ નિષ્કાળજીથી એ રોગ બાળકોમાં વિશેષ દેખાવા લાગ્યો હોય એમ જણાયું ત્યારથી મ્યુનિસિપાલિટીઓ અને સાર્વજનિક સંસ્થાઓનું લક્ષ તે તરફ વળ્યું છે. હવે ક્ષયના રોગીઓ માટે જે જુદાં દવાખાનાં છે તેમાં જ બાળકોની વિશેષ પ્રકારની સવડ કરવામાં આવી છે. જો કોઈ શિક્ષક ક્ષયના રોગમાં સપડાયો હોય છે તો તેને તરત જ શાળામાંથી દૂર કરી સમુદ્રકિનારાનાં એવા રોગીઓ માટે જ સ્થપાએલાં સેનિટેરીયમોમાં લઇ જવામાં આવે છે. જર્મનીમાં બાળકોને દારૂ જેવા માદક દ્રવ્યોનું સેવન કરવાની ટેવ હોય છે. તેમની એ ટેવ દૂર કરવા માટે હાલમાં સખત ઉપાયો કરવામાં આવે છે. બર્લિનમાં બાળક શાળામાં પ્રવેશ કરે છે કે તરતજ માદક દ્રવ્યનું સેવન બાળકની કોમળ પ્રકૃતિને કેટલું હાનિકારક છે તે દર્શાવનારાં છાપેલાં પત્રકો બાળકોનાં માબાપને આપી તે પ્રમાણે આચાર રખાવવાનો પ્રયત્ન શરૂ થયો છે.

બાલ્યાવસ્થામાં તથા યુવાવસ્થામાં ખુલ્લી હવામાં રમતો રમવાની પ્રવૃત્તિ જેવી ઇંગ્લાંડમાં છે તેવી જર્મનીમાં જણાતી નથી. શાળામાં જનારાં તેમજ કારખાનામાં કામ કરતા બાળકો તથા બાળાઓને અભ્યાસ અને કામના બંધથી બાંધી દીધેલાં છે. હાલમાં બાળકો તથા બાળાઓ ખુલ્લી હવામાં જુદી જુદી જાતની રમતો રમી શકે, એ હેતુથી સ્થળે સ્થળે વ્યાયામશાળાઓ તથા

---

* માંસ ભક્ષણ કરનારા લોકોના દાંત ઘણું કરીને સડેલા હોય છે. વળી દરરોજ સવારે દાંત ઘસવાની દક્ષતાના અભાવે યુરોપિયન લોકોમાં દાંતની ફરિયાદ ઘણી હોય છે. આ સંબંધી આપણને જર્મનીની માહિતી ન હોય, તોપણ ઇંગ્લાંડની તો છે. "ગ્રેટબ્રિટનમાં પ્રસ્તુત સમયે સુમારે ૫૦,૦૦,૦૦,૦૦૦ સડેલા દાંત છે. એક દાંતની કિંમત જો એક પૌંડ ગણીએ તો તેથી રાષ્ટ્રને કેટલું નુકસાન થાય છે! દાંત સડે એટલે તેમાં વિષ ઉત્પન્ન થાય છે અને તેથી જુદી જુદી જાતના વ્યાધિ લાગુ પડે છે." (Daily mail year Book 1915) આ હકીકત પરથી જર્મનીની શી સ્થિતિ હશે તેની વાચકો કલ્પના કરી શકશે. નાનાં બાળકોને દાંત સ્વચ્છ રખાવવાનો જર્મનીનો પ્રયત્ન સ્તુત્ય ગણાશે.

પ્લેગ્રાઉંડ્સની સ્થાપના થઇ છે. મ્યુનિસિપાલિટીઓએ પણ મજુરોની વસ્તીની નજીક ખુલ્લાં મેદાનો આ કામ માટે રાખવાની વ્યવસ્થા કરી છે.

નાનાં બાળકોની શરીરપ્રકૃતિ તથા સામર્થ્યની વૃદ્ધિ માટે થતા પ્રયત્નોનું જે વર્ણન કર્યું છે તે કાર્યમાં, સમાજના કોઈ પણ ભાગની વિશેષ ઉત્સાહપૂર્વક સાહાય્ય થતી હોય તો તે સોશિયાલિસ્ટોની થાય છે, એ એક આનંદદાયક વાત છે. એ લોકોની એવી સમજ છે કે, સામાજીક તથા રાજકીય સુધારા થાય તેવી કાલ્પનિક યોજનાઓ ઉભી કરવી, અને હમેશાં તેનીજ માથાકુટ કર્યા કરવી એટલે વ્યવહારમાં સમાજને નિરૂપયોગી થવું! આવી ઘણા લોકોની સમજ છે, અને તે કેટલાક અંશે ખરી પણ લાગે છે. એ નજરે જોતાં તેમણે બાલસંવર્ધનના સંબંધમાં ઉદાસીનતા સ્વીકારી હોત તો કોઇને પણ આશ્ચર્ય લાગ્યું નહોત. પરંતુ નવાઈ જેવું એજ છે કે આ બાબતમાં સર્વ કરતાં તેમનુંજ વિશેષ લક્ષ છે; તેમજ સમાજહિતની પ્રત્યેક બાબતમાં તેઓ પૂર્ણ લક્ષ રાખે છે. વ્યવહારોપયોગી યોજનાઓ જો કોઇના ભેજામાંથી નીકળતી હોય તો એમનાજ ભેજામાંથી નીકળે છે, એવો સર્વનો અનુભવ છે. રાષ્ટ્રનું શરીરસામર્થ્ય સર્વ દિશાએથી વધારવાના ઉદ્યોગમાં સોશિયાલિસ્ટ પક્ષના આગેવાનોએ જાતમહેનતથી અને વર્તમાનપત્રો દ્વારા જેટલો ઉત્સાહ ઉત્પન્ન કર્યો છે તેટલો બીજા તરફથી થયો નથી, અને થતો પણ નથી; તે માટે તેમને જેટલો ધન્યવાદ અપાય તેટલો ઓછો છે. પ્રત્યેક મનુષ્ય કબૂલ કરશે કે, આમ થવાથી તેમના પ્રતિપાદ્ય વિચાર અને તેમના હાથે થતા કાર્યમાં વિલક્ષણ વિરોધ દેખાય છે; પરંતુ તે વિરોધના કારણે તેમના હાથે થતી દેશસેવાનું મૂલ્ય ઓછું થતું નથી.

મજુરોનું શરીરસામર્થ્ય વધારી તેમનામાં કાર્યશક્તિ ઉત્પન્ન કરવાના ઉદ્દેશથી વિમો ઉતારવો વગેરે બાબતના કાયદા થયા છે, અને જર્મનીનાં ભિન્ન ભિન્ન સંસ્થાનો તથા સાર્વજનિક હિતની સંસ્થાઓ કેવું ઉત્કૃષ્ટ કાર્ય કરે છે, તે પ્રસંગાનુસાર એક પ્રકરણમાં કહી ગયા છીએ. આ પ્રકરણમાં બાળકોની સંરક્ષક નીતિ વિષે કહ્યું છે. આ પ્રમાણે જર્મન પ્રજા બન્ને બાબતમાં કેવું ઉત્તમ કાર્ય કરે છે! ઔદ્યોગિક યુગના આરંભમાં મજુરો પાસેથી મર્યાદાબહાર કામ કરાવી લેવાની પ્રવૃત્તિ કારખાનાવાળાઓ અને વેપારીઓમાં જણાઇ આવતી હતી. તે સિવાયના અનેક અનિષ્ટ પ્રકાર આગળ એ વિષેના પ્રકરણમાં કહ્યા છેજ. અહીં કહેવાનું એટલુંજ છે કે એ સર્વનો પ્રતિકાર કરવાનું કાર્ય જર્મનોએ જેવું હાથમાં લીધું છે તેવું બીજા કોઇએ લીધું નથી. ૪. સ.

૧૮૮૧ થી તેણે પોતાના પ્રયત્નોનો આરંભ કર્યો છે, અને તેને લીધે આજ અજબ પરિવર્તન થઈ ગયું છે. વિમાના કાયદા વિષે એક અધિકારીએ કાઢેલા ઉદ્‌ગાર ધ્યાનમાં રાખવા જેવા છે. તેણે કહ્યું હતું કે, "વિમાના ૮ કાયદાએ જે વિશેષ પ્રગતિ કરી છે તે એ છે કે, પૂઅર રિલીફ પર અવલંબી ન રહેતાં વિમા ફંડમાં મજુરો પોતે પૈસા આપતા હોવાથી, મજુરોને આપત્કાળે પૈસાની સાહાય્ય માગવાનો હક્ક મળ્યો છે. મને વિશ્વાસ છે કે જર્મનીમાં આ જે હિલચાલ ચાલુ થઇ છે તે કદી પણ બંધ પડશે નહિ. મજુરવર્ગ ઉપકાર સ્મરણમાં રાખતા નથી એમ કહી સામાજીક સ્વરૂપના સરકારી કાયદા ( Social-political legislation ) તરફ હાસ્ય કરનારા પુષ્કળ છે; પરંતુ તેમને હું એટલુંજ કહીશ કે, કોઈ પણ સરકાર કેવળ લોકોની કૃતજ્ઞતા સંપાદન કરવા માટે રાજ્યમાં કાયદા કરતી નથી. તે સિવાય એ લોકોને પૂછવું જોઇએ કે ઇ. સ. ૧૮૮૧ નું બાદશાહી ફરમાન ( Imperial Riscript ) પ્રસિદ્ધ થયા પછી મજુરોની સ્થિતિ સુધારવાનો જો લેશમાત્ર પણ પ્રયત્ન થયો નહોત, તો ઉદ્યોગ ધંધાની વૃદ્ધિ થવા સાથે મજુરવર્ગ સંતુષ્ટ રહ્યો હોત?"

ઇંગ્લાંડની મીલો અને કારખાનાં માટે જે કાયદાઓ છે તે કરતાં જર્મનીના કાયદા વિશેષ અનુકૂળતા આપનારા છે. તેથી નાનાં છોકરાંઓને કામ કરવાના કલાક ઓછા થયેલા છે, એટલુંજ નહિ પણ તેમની શરીરપ્રકૃતિ સારી રહે, કામ કરવામાં તેમનું જીવન ત્રાસી ન જાય અને તેમનું જીવન જોખમમાં આવે નહિ, એ બાબતના કાયદા જર્મનીની એકંદર પરિસ્થિતિના પ્રમાણમાં બીનજરૂરિયાતના છે, એવો પણ તેના પર કેટલાક આક્ષેપ કરે છે. આવા આક્ષેપ કરનારા વિશેષકરીને કારખાનાવાળા છે, અને તેઓ કહે છે કે, મજુરોને વિશેષ અનુકૂળતા આપવાથી વાજબી કરતાં પૈસાનો વધારે ભાર અમારા પર નાખવામાં આવે છે. તથાપિ કેટલાક કારખાનાવાળા એવા પણ છે કે જેઓ માત્ર સ્વાર્થદૃષ્ટિથી જોનારા નથી. તેઓ સ્વીકારે છે કે, મજુરોના હિતમાંજ કારખાનાનું હિત છે. આ દૂરદૃષ્ટિને આધિન થઇનેજ સરકારે મજુરોનું રક્ષણ કરનારા કાયદા કર્યા છે, અને ભવિષ્યમાં કદાચ વિશેષ સુધારાની આવશ્યકતા જણાશે તો તેમ કરવા માટે પણ તે તત્પરજ રહેશે.



## પ્રકરણ ૧૭ મું.

### રાષ્ટ્રનો વિસ્તાર અને દરીયાઇ બળ.

ફ્રેંચો સાથેનું સન ૧૮૭૧નું યુદ્ધ પૂર્ણ થયા પછી અને જર્મન રાષ્ટ્રે પોતાની પશ્ચિમ દિશાની હદ નિશ્ચિત કર્યા પછી, પ્રિન્સ બિસ્માર્કના વિચારથી એવું ઠર્યું હતું કે, જર્મનીને જોઇતો હતો તેટલો પ્રદેશ યુદ્ધમાં મળ્યો છે માટે હવે વિશેષ પ્રદેશ મેળવવાનો વિચાર ન રાખતાં જર્મનીએ હવે પછી પૂર્ણ શાંત વૃત્તિ રાખવી. તેણે પોતાની આ વૃત્તિને અનુસરીનેજ ફોરિન મિનિસ્ટર તરીકે પરદેશ સાથે વર્તન ચલાવ્યું હતું. જર્મન રાષ્ટ્રનો ઉદય થવાથી તેના વિષે બીજાં રાષ્ટ્રોના મનમાં ઉભો થયેલો ભય અને સંશય અસ્થાને છે, એમ બતાવવા માટે પ્રિન્સ બિસ્માર્કે ખોટી સંતુષ્ટ વૃત્તિ સ્વીકારી હતી એમ કહી શકાય તેમ નથી. કારણ કે, તેની એવી દઢ સમજ થઇ હતી કે, દેશમાં શાંતિ સ્થાપી સરહદ બળવાન બનાવી જર્મન રાષ્ટ્રને વૈભવસંપન્ન બનાવ-વાના કાર્યમાં બીજાં રાષ્ટ્રો અડચણ ન કરે એટલીજ જર્મનીની ઇચ્છા છે, એ સિવાય બીજું કંઈ કરવાનું નથી. જ્યાં સુધી તેના હાથમાં સત્તા હતી અને તે પોતે કાર્ય કરતો હતો ત્યાં સુધી જર્મનીનું બીજાં રાષ્ટ્રો સાથેનું વર્તન આજ ધોરણે ચાલ્યું હતું.

પ્રિન્સ બિસ્માર્કના મ્હોંમાંથી "સર્વ જગત્ પર આક્રમણ કરનારી રાજ-નીતિ". ( World Policy ) એવા શબ્દ ક્વચિતજ નીકળતા હતા, એ ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે. તેણે પોતાના જીવનનો વિશેષ ઉપયોગ પરરાષ્ટ્રિય રાજ્યકારણમાં નવા સ્નેહભાવનું બંધન દઢ કરવામાં અને જુના ગુંચવણભરેલા પ્રશ્નોનો નિર્ણય કરવામાંજ કર્યો હતો. પરંતુ, આ રાજકારણ યૂરોપનાં પાંચ છ રાષ્ટ્રોનો એકબીજા સાથેનો સંબંધ નિશ્ચિત કરવા માટેનુંજ હતું. કારણ કે યૂરોપિયન રાષ્ટ્રો યૂરોપખંડની બહાર વિશેષ લક્ષ આપતાં નહોતાં. જર્મન વસવાટના બીજા પ્રદેશ હોવા જોઇએ એવી બિસ્માર્કની ઇચ્છા નહોતી; પરંતુ ઇ. સ. ૧૮૮૦ ના આરંભમાં લોકોના આગ્રહ પરથી તેણે આ બાબતમાં ચિત્ત પરોવ્યું; અને સમુદ્ર પર દષ્ટિ નાખી વસવાટ સ્થાપન કરવાનો ઉદ્યોગ કરવાનો આરંભ કર્યો. પરંતુ તેના કારોબારમાં આ ઉદ્યોગને પ્રથમ કહેલી વર્લ્ડ પૉલિસી*નું સ્વરૂપ પ્રાપ્ત થયું નહિ. તે સ્વરૂપ જ્યારે

* World Policy એ અંગ્રેજી શબ્દનો ભાવાર્થ ઉપર આપ્યો છે. એને

પ્રાપ્ત થયું ત્યારે જર્મનીએ બિસ્માર્કની રાજનીતિનું અનુકરણ ન કરતાં બીજોજ રસ્તો લીધો એમ કહેવાને હરકત નથી.

આજની પરરાષ્ટ્રિય રાજકાર્યની કલ્પના તદ્દન જુદીજ જાતની છે. યૂરોપની જુની કલ્પનાઓનું આપણે જો એક વર્તુલ કલ્પીએ તો એવું કહેવું યોગ્ય ગણાશે કે બિસ્માર્કના સમયમાં જે જર્મની વર્તુલના કેન્દ્રસ્થાને હતું તે હવે પૃષ્ઠ ભાગ પર આવી બેઠું છે. પ્રગતિ વિષે યૂરોપી રાષ્ટ્રોમાં હાલમાં જે વિશેષ મહત્વના પ્રશ્નો ઉભા થયા છે તે પૂર્વ તરફનાં રાષ્ટ્રો તથા ત્યાંની પ્રજાનું ભવિષ્ય કેવા સ્વરૂપનું હોવું જોઇએ, એ સંબંધી છે. પશ્ચિમ યૂરોપની લોકસંખ્યા અત્યાર પહેલાંજ ભૂગોલીય અને સાંપત્તિક મર્યાદા ઓળંગી ગઇ છે; અને સ્પષ્ટ જણાવા લાગ્યું છે કે, જગત્ના બીજા ભાગોમાં પોતાને ત્યાં તૈયાર થતો માલ મોકલી ત્યાંનો કાચો માલ તથા ધાન્ય મેળવવા માટેના આવશ્યક મોટા મોટા પ્રદેશ–બજારો જે પ્રમાણમાં હસ્તગત થઇ શકશે તે પ્રમાણમાં ત્યાંની લોકસંખ્યા વધવાનો સંભવ રહેશે. આ અને એવાં પ્રકારના અન્ય વિચારોના કારણે કહેવું જોઇએ કે, જુના રાજકીય સિદ્ધાન્તને હાલ વર્તમાનકાળમાં મોટું સ્વરૂપ અપાયું છે, તથા યૂરોપિયન રાજનીતિનો પ્રસાર સર્વ જગત્માં થયો છે; અને નવીન તરેહની કલ્પનાનો જર્મનીએ જે સ્વીકાર કર્યો છે, તે પણ અનિવાર્ય દૈવબળને લીધેજ.

---

જર્મનમાં વેલ્ટ–પૉલિટિક ( Welt-Politik ) કહે છે. એનો અર્થ શો છે તે નીચેના ઉતારા પરથી સમજાશે.

It was the Kaiser who was the first in Germany to speak of his nation as a world power.........What he meant was that Germany, transformed into one of the three leading exporting and naval powers, expanding as a shipping and colonial nation, and rapidly growing as an industrial and manufacturing centre, must needs enlarge her mental horizon, and reckon not only with her Continental, neighbours, not only with Europe, but with the whole globe as a competitor, customer, friend or foe. She must extend her political and commercial influence all over the World, and must have ships on every sea as well as merchants in every port. As the Kaiser expressed the same Idea, on a latter occasion, in graphic though somewhat boastful language "Nothing must be done anywhere on the globe without the sanction of Germany's Ruler". *Germany.*

વર્તમાનકાળમાં જગતમાં ફેલાતી જતી રાજનીતિ જેને જર્મન ભાષામાં 'વેલ્ટ પૉલિટિક' કહે છે તે જર્મનીએ કેવળ રાજકીય હેતુથી સ્વીકારી છે, એમ બીજા દેશોના રાજનીતિનિપુણ માણસોને લાગે એ પણ સ્વાભાવિક છે. એ મનુષ્યો ધારે છે કે, યૂરોપનાં જુદાં જુદાં રાષ્ટ્રોની શક્તિની હાલમાં જે એક પ્રકારની સમતોલતા છે, તે તોડી પાડવાનો જર્મનીનો અંતસ્થ હેતુ છે; અને આ હેતુ પાર પડશે એટલે વધારે પ્રદેશ મેળવવાના પ્રયત્નમાં જર્મન રાષ્ટ્ર પ્રવૃત્ત થશે. વિશેષમાં તેઓ પોતાનો તર્ક સત્ય માનીને પ્રતિપાદન કરે છે કે, રાષ્ટ્રોનું સમતોલપણા માટેની હાલની વ્યવસ્થા જર્મનોને ન્યાયી લાગતી નથી, તેથી તેમાં પરિવર્તન કરવાનો તેમણે નિશ્ચય કર્યો છે. આ અને આવાજ પ્રકારનાં બીજાં અનુમાનો વિષે વિશેષ ચર્ચા કરવાનો અમારો ઉદ્દેશ નથી. તેમજ આ અનુમાન વ્યવહારદષ્ટિએ કેટલે સુધી સ્વીકારી શકાય તેમ છે તથા કેટલા પ્રમાણમાં યુક્તિસરનાં છે, તેનો વિચાર કરવાનું પણ પ્રયોજન જણાતું નથી. રાષ્ટ્રિય રાજનીતિનો આ કેવળ કલ્પિત હેતુ દૂર કરી, જર્મનીની સત્ય સ્થિતિ કેવી છે તેનો શુદ્ધ મનથી વિચાર કરનારા ગૃહસ્થને તે દેશની સાંપત્તિક સ્થિતિ નેત્ર સન્મુખ જણાય છે. તેનું ખરૂં સ્વરૂપ તેના લક્ષમાં આવે છે એટલે તેની ખાત્રી થાય છે કે પોતાની મોટાઇ જગતના બીજા ભાગમાં અવશ્ય વધારવી જોઇએ, એવી જર્મનીની ઇચ્છા હમણાં હમણાં પ્રબળ થતી જાય છે, અને તેમ થવાનું મૂળ કારણ સાંપત્તિક સ્થિતિજ છે. નીચેના આંકડા પરથી ઈ. સ. ૧૮૭૧ થી જર્મનીની લોકસંખ્યા કેવી વધતી જાય છે તે જણાઈ આવે છે.

| ઈ. સ. | જનસંખ્યા. | વૃદ્ધિ. | |
|---|---|---|---|
| | | વૃદ્ધિસંખ્યા. | સેંકડે પ્રમાણ. |
| ૧૮૭૦ | ૪,૦૮,૧૮,૦૦૦ | ............ | ...... |
| ૧૮૭૫ | ૪,૨૭,૨૯,૦૦૦ | ૧૯,૧૧,૦૦૦ | ૪.૭ |
| ૧૮૮૦ | ૪,૫૨,૩૬,૦૦૦ | ૨૫,૦૭,૦૦૦ | ૫.૯ |
| ૧૮૮૫ | ૪,૬૫,૫૮,૦૦૦ | ૧૩,૨૨,૦૦૦ | ૩.૬ |
| ૧૮૯૦ | ૪,૯૪,૨૮,૦૦૦ | ૨૮,૭૦,૦૦૦ | ૫.૫ |
| ૧૮૯૫ | ૫,૨૨,૮૦,૦૦૦ | ૨૮,૫૨,૦૦૦ | ૫.૮ |
| ૧૯૦૦ | ૫,૬૩,૬૭,૦૦૦ | ૪૦,૮૭,૦૦૦ | ૭.૮ |
| ૧૯૦૫ | ૬,૦૬,૪૧,૦૦૦ | ૪૨,૭૪,૦૦૦ | ૭.૬ |
| ૧૯૦૭ | ૬,૧૬,૯૭,૦૦૦ | ૧૦,૫૬,૦૦૦ | ...... |
| જુન ૧૯૧૨* | (અંદાજ) | ............ | ...... |

* ૧૯૧૪ની જર્મન ઇયર બુકમાં ત્યાંની લોકસંખ્યા છ કરોડ એંસી લાખની જણાવી છે.

આ આંકડા પરથી વધતી જતી લોકસંખ્યાનો મહાન્ ચિંતા ઉપજાવનારો પ્રશ્ન જર્મનીને કેવો પ્રજાળે છે તે સ્પષ્ટ થાય છે. જ્યારથી પ્રિન્સ બિસ્માર્કે જર્મનીને સંતોષવૃત્તિ સ્વીકારવાનો ઉપદેશ કર્યો ત્યારથી તથા તે પ્રમાણે બીજા દેશો તરફ ન જોતાં પોતાના દેશની અંતઃસ્થિતિ સુધારવા તરફ તેણે પોતાનું બધું લક્ષ આપ્યું ત્યારથી આજ સુધીમાં રાજ્યમાં બે કરોડ જેટલી સંખ્યા વધી છે. વર્તમાન સમયે આ વૃદ્ધિ દર વર્ષે આઠ લાખ કરતાં પણ વિશેષ થાય છે. મૃત્યુસંખ્યા અને તેમાં પણ નાની ઉંમરનાં બાળકોની મૃત્યુસંખ્યા ઓછી થતી જશે તો આ વૃદ્ધિ દશ લાખ જેટલે જઈ પહોંચશે. એક જર્મન અધિકારીએ તો નક્કીજ કર્યું છે કે ઇ. સ. ૧૯૨૫ માં જર્મનીની લોકસંખ્યા આઠ કરોડ એટલે પ્રિન્સ બિસ્માર્કના ઉપદેશના સમયે જે હતી તે કરતાં બમણી થશે. છેવટના આંકડા જોતાં જણાય છે કે તેણે આ ભવિષ્ય બીʼતાં બીʼતાં ભાખ્યું છે.

આ હકીકત ધ્યાનમાં લેતાં જે સવાલ ઉત્પન્ન થાય છે તે ભૌતિક અને સાંપત્તિક સ્વરૂપના છે. એટલા બધા લોકને રહેવા જગા ક્યાંથી આપવી? તેમને ધંધો શો આપવો? અને તેમના ઉદરનિર્વાહની વ્યવસ્થા કેવી રીતે કરવી?

જર્મનીની લોકસંખ્યા દર વર્ષે બહુ વધતી જાય છે, એજ મુખ્ય વાત જે કોઈ દૂરદર્શીપણાથી બરોબર ધ્યાનમાં લેશે તેને ચોક્કસ લાગશે કે, જર્મનીના વધતા જતા ઉદ્યોગ પર પ્રસ્તુત પ્રસંગે પણ જે હલકી ટીકા થાય છે તે અસ્થાને છે, અને તેમણે હવે તેમ કરવાનું છોડી દેવું જોઇએ. આ વાર્ષિક વૃદ્ધિ ઇંગ્લાંડનાં સંયુક્ત રાજ્ય, આસ્ટ્રિયા–હંગરી અને ઈટાલી એ સર્વ દેશોની સંખ્યાની વૃદ્ધિની લગભગ છે. જર્મનીને આટલાં મનુષ્યોને જીવતા રાખવા છે, અને તેમનું જીવન શારીરિક શ્રમ પર ચલાવવું છે, ત્યારે ખરી રીતે તેમની વ્યવસ્થા કરવાના બેજ માર્ગ છે. એક ઉદ્યોગ ધંધો જેટલો બને તેટલો વધારવો અને બીજો તેમને પરદેશમાં જવાનું કહેવું. સર્વ પરિસ્થિતિનો વિચાર કરી વ્યવહારદૃષ્ટિએ આજ વિષય લોકો સમક્ષ ઉપસ્થિત કરવો હોય તો, સ્પષ્ટ રીતે કહેવું પડે છે કે, જર્મન રાષ્ટ્રના જીવનક્રમમાં નીચે લખેલી હરકતો કે જેનો ઉત્તરજ ન અપાય તેવી ઉત્પન્ન થઇ છે.

વધતી જતી પ્રજા, મર્યાદિત પ્રદેશ, નૈસર્ગિક સાહિત્યની અછત, જુદાં જુદાં હવાપાણી અને મજુરી પર નિર્વાહ કરનારા લાખો મનુષ્યની ઉદરનિર્વાહની વ્યવસ્થા કરવાની અપાત્રતા. આમાંથી મુક્ત થવાના બે માર્ગ છે.

(૧) નજીકના પ્રાંત અથવા સરહદ પરનો સમુદ્ર ઓળંગી નવું જર્મની સ્થાપન કરવું તથા જુના જર્મનીમાં જેમને પેટપુરતું પણ મળતું ન હોય તેમની ત્યાં વ્યવસ્થા કરી આપવી, આ એક; અને જો આ સાધ્ય ન થાય અને લોકોને દેશમાંજ રહી ઉદ્યોગધંધા પર નિર્વાહ કરવાની જરૂર પડે તો, (૨) જર્મન કારખાનામાં તૈયાર થયેલો માલ લઇ તેના બદલામાં ધાન્ય આપનારાં બજારોનો આશ્રય લેવો; એ બીજો. કોઈ દેશમાં પ્રજોત્પત્તિ વિપુલ હોઈ, હદબહાર તેની વૃદ્ધિ થવા લાગે ત્યારે તેને જેવી સ્થિતિ થાય, તેવી સ્થિતિ પ્રસ્તુત સમયે જર્મનીની થયેલી છે.

હાલના કરતાં વિશેષ લોકોને જરૂરપુરતું ધાન્ય દેશની જમીનમાંથીજ ઉત્પન્ન કરી નહિ શકાય એમ નથી; પરંતુ બીજું ગમે તેટલું ધાન્ય ઉત્પન્ન કરી શકાય તોપણ તેટલા પર સર્વ મનુષ્યનો ઉદરનિર્વાહ થાય એ અશક્ય છે. આ વિચાર વિષે મતભેદ પણ નથી. સરકાર ખેતીના ઉત્કર્ષ માટે કાયદા કરશે, સંરક્ષક જકાત જેવા કૃત્રિમ ઉપાયથી બીજા દેશો કરતાં જર્મનીના ધાન્યનું મૂલ્ય વધારશે, એ સર્વ વાત કબૂલ કરીને આપણે વિચાર કરીએ તોપણ તેટલાથી ઉત્તરોત્તર ધાન્યની વધતી જતી અડચણ દૂર થવાનો સંભવ નથી. પાછલા પ્રકરણમાં વર્ણવેલી ખેડુતોની હરકત જ્યાં સુધી રહે અને જર્મનીમાં થોડા ખર્ચમાં ખેતીનો ધંધો સાધ્ય થાય નહિ ત્યાં સુધી રૂશિયા કે આરજેંટીનામાં ઓછા ખર્ચે ખેતી કરનારા ખેડુતો આગળ જર્મન ખેડુતો ટકી શકે નહિ. સારાંશ, બહુ તો હજુ કેટલાંક વર્ષો સુધી દેશમાં ને દેશમાંજ ધાન્ય પુરૂં કરવાની જર્મન ખેડુતો આશા રાખી શકશે; પરંતુ ગમે તેમ થાય તોપણ છેવટે તેમને બીજો માર્ગ સ્વીકારવો પડશેજ. પરદેશમાંથી ધાન્ય મેળવ્યા સિવાય તેમને ચાલશે નહિ, અને સંરક્ષક જકાતના લીધે લોકોને તે ધાન્ય બહુ દુઃખરૂપ થઈ પડશે. જો સંરક્ષક જકાત કમી કરવાનું કહેવામાં આવે તો તે પણ શક્ય નથી. કારણ કે તેમ થવાથી પરદેશનું ધાન્ય સસ્તું થાય જેથી જર્મનીમાં કોઇ ધાન્ય ઉત્પન્ન કરવા તૈયાર થાયજ નહિ. અર્થાત્ ખેતરમાં બીજી જાતનું વાવેતર કરે ને કાં તો ધંધાઉદ્યોગ તરફ વળે.

આ રીતે જ્યારે લોકો જમીન ઉપર પુરેપુરો આધાર રાખી ન શકે ત્યારે ધંધા રોજગાર વધારી લોકો પોતાનો નિર્વાહ કરી શકે તેવો માર્ગ ખુલ્લો કર્યા સિવાય બીજો ઉપાય રહેતો નથી. એટલે ખેતીની ઉન્નતિ કરવાની ધારણા તેણે પડતી મૂકવી જોઇએ. આ કલ્પના પ્રમાણે જોઇએ તો હાલના સમયે દેશમાં રહેલા લોકોનોજ નહિ પણ ભવિષ્યમાં વધતી જતી લોકસંખ્યાનો પણ ઘણા કાળ સુધી જર્મનીમાં સમાવેશ થઈ શકે તેમ છે. પ્રસ્તુત જર્મન સામ્રાજ્ય-

માં પ્રત્યેક ચોરસ મૈલે ત્રણુસો મનુષ્ય જેટલું વસ્તીનું પ્રમાણુ છે (૧૮૭૫ માં બસો જેટલું હતું) ત્યારે ઉદ્યોગધંધામાં અતિ ઉન્નત થયેલા યૂરોપના ઇંગ્લાંડ અને બેલજીયમ જેવા દેશમાં છસો જેટલું છે. જર્મનીમાં સુદ્ધાં કેટલાંક સં- સ્થાનોમાં ત્રણુસો કરતાં વધારે મનુષ્યો એક ચોરસ મૈલ જેટલા પ્રદેશમાં રહે છે, છતાં ત્યાં જગાનું સંકુચિતપણું જણાતું નથી. સાકસેન, રાઇનિલૅન્ડ અને વેસ્ટફાલિયા પ્રાંતોમાં અનુક્રમે દર ચોરસ મૈલે ૭૮૦, ૬૨૦, ૪૬૨ જેટલી વસ્તી છે. આ પ્રમાણુ ઘણું મોટું છે અને તે સર્વ જર્મનીને લાગુ કરી શકાય તેમ લાગતું નથી. તોપણુ ઔદ્યોગિક પ્રગતિની સાથે આ પ્રમાણુ દર ચોરસ મૈલે સરેરાશ ત્રણુસો કરતાં વધે તો ના કહેવાય નહિ.

એ તો સ્પષ્ટજ છે કે ઉદ્યોગધંધાની પ્રગતિ સાથે પરદેશનાં બજારો હાથમાં લેવાં જોઇએ, કારણુ કે તે સિવાય ત્યાંનું ધાન્ય મળી શકે નહિ.

ઉદ્યોગધંધામાં ઘણા વખતનાં અનુભવી બીજા રાષ્ટ્રોને એવું લાગવા માંડયું છે કે, આપણા પર ચોતરફથી એકજ સમયે મારો થવા લાગ્યો છે. આ મારા આગળ **गण्डस्योपरि पीटिका** એ ન્યાયે ઔદ્યોગિક પ્રગતિમાં જર્મનીની ભાવી ઉન્નતિ તેમને દુઃસહ થાય એમાં કંઈ શંકા નથી. કારણુ, જગતનાં બજારોમાં જર્મનીની તેમની સાથે વિલક્ષણુ હરિફાઇ થયા સિવાય રહેશે નહિ. કોઈ વેપારી દૂર દેશના બજારમાં બીજા વેપારીઓ સાથે હરિ- ફાઇમાં ઉતરે તો તેથી બીજાને ભય રાખવાનું વિશેષ કારણુ હોતું નથી, કારણુ કે તે ફક્ત પોતાને માટે જરૂરનો લાભ મેળવે છે, પણુ તેથી બીજાનો લાભ જતો નથી. પરંતુ જર્મનીને તો સમસ્ત રાષ્ટ્ર માટે પરદેશમાં સ્થળે સ્થળે વેપારમાં ઉતરવાનું છે, અને તેમ કરે તોજ તે જીવી શકે. એટલે તે તેવા માર્ગનું અવલંબન કરે તેથી પ્રતિસ્પર્ધી રાષ્ટ્રોને તેનો ભય લાગે તે સ્વાભાવિક છે.

હવે બીજો માર્ગ દેશત્યાગનો છે. જર્મની જાણે છે કે એ માર્ગ વિશેષ લાભકર્તા છે. તથાપિ, આ માર્ગમાં જર્મનીને ઘણી અડચણો નડે છે. કારણુ કે, વસવાટ કરવાની પદ્ધતિમાં જર્મની ઘણું મોડું જાગૃત થયું છે, તેથી તેના રક્ષણુ નીચે આવેલા પ્રદેશમાંનો ઘણો પ્રદેશ યૂરોપિયન પ્રજાને વસવાટ કરવા યોગ્ય નથી. બ્રિટિશ રાજ્યના કૅનેડા ને ઑસ્ટ્રેલિયા જેવા વસવાટની સાથે તુલના કરીએ તો કહેવું પડે છે કે જર્મનીનો વસવાટ બીજે સ્થળે છેજ નહિ. જર્મન વસવાટનો અર્થ કરીએ તો એજ છે કે, જર્મન શહેનશાહતના સંરક્ષણુ તળે રહેલો કે તાબાનો પ્રદેશ (Protectorates and depen- dencies). ત્યાંની સર્વ સત્તા રાજ્ય તરફથી નીમાયલા અધિકારીઓના

હાથમાં સ્વતંત્ર રીતે હોય છે. જર્મનો હમેશને માટે ત્યાં જઇ રહે એ શક્ય નથી. કારણ, ત્યાંની હવા ઉષ્ણ છે અને ત્યાંની જમીનમાં તે દેશના મજુરોથી કામ કરાવી બાગાયત-કુવાના સાધનથી ખેતી કરાવી શકાય તેમ છે. માત્ર નૈઋત્ય આફ્રિકામાં ખરેખરો વસવાટ થવાનો સંભવ છે. ત્યાંના ડામારાલૅન્ડ અને નામાલૅન્ડ ( Damaraland and namaland) એ પ્રાંતની પુષ્કળ જમીન ફળદ્રુપ છે, એટલુંજ નહિ પણ ત્યાંની હવા પણ સમશીતોષ્ણ હોવાથી, પ્રસ્તુત સ્થિતિ સુધારવાથી ત્યાં ખેતી માટે ઘણા મોટા પ્રમાણમાં વસવાટ થાય તેમ છે. જર્મનીમાં ઘણા કહે છે કે, કેપકોલોનીમાં જેટલાં મનુષ્યોનો સમાવેશ થયો છે, તેટલાં મનુષ્યનો નૈઋત્ય આફ્રિકામાં થઈ શકશે. જર્મન કોલોનિયલ સેક્રેટરીએ આ સંબંધમાં પોતાનો અનુકૂળ મત પ્રકટ કર્યો છે. પરંતુ ત્યાંની ખનિજ સંપત્તિ કેવા પ્રકારની છે, તે કેટલી છે અને તેને પૂર્ણ સ્થિતિએ લાવવાનું કાર્ય કેટલે અંશે શક્ય છે, તેનો વિચાર કર્યા સિવાય એ મત વ્યવહાર દૃષ્ટિએ બરોબર છે કે ભૂલભરેલો છે તે નક્કી કરી શકાય તેવું નથી.

તથાપિ સામાન્ય રીતે જોઇએ તો જર્મનીની સત્તાના પરદેશીય પ્રાંતમાં મોટા પ્રમાણમાં વસવાટ થવાની અનુકૂળતા નથી. આનું પરિણામ એવું આવે છે કે, સ્વદેશ છોડી જર્મનીના સંબંધ વગરના ભાગમાં જેટલા જર્મનો જાય છે તેટલા હમેશને માટે જાય છે. આ રીતે છેવટે જર્મનીને નુકસાન થાય છે. હજારો જર્મનો કાયમને માટે માતૃભૂમિ છોડી ગયા છે; અને તેમાંનાં પુષ્કળ મનુષ્યો પર રાજ્યમાં અને વિશેષે કરીને અમેરિકાના સંયુક્ત સંસ્થાનોમાં કાયમનાં ઘરબાર કરી રહ્યાં છે. કેટલાક લોકો આમાં અપવાદ રૂપ છે, તેમની સંખ્યા એટલી નાની છે કે તે વિચારમાં ન લઇએ તોપણ ચાલી શકે તેમ છે. ઇ. સ. ૧૮૮૭ થી ૧૯૦૬ સુધી જેટલા લોકો જર્મનીમાંથી પરદેશ ગયેલા છે તેમાંનાં ૧૦,૮૫,૧૨૪ મનુષ્યો કયા દેશમાં કેટલી સંખ્યામાં છે તે નીચેના આંકડા પરથી જણાશેઃ—

| | |
|---|---|
| યુનાઇટેડ સ્ટેટ્સ | ૧૦,૦૭,૫૪૭ |
| બ્રાઝીલ | ૨૪,૦૭૨ |
| અમેરિકાનાં બીજાં સંસ્થાનો | ૩૬,૧૮૪ |
| આસ્ટ્રેલિયા | ૫,૩૯૦ |
| આફ્રિકા | ૯,૬૯૮ |
| એશિયા | ૨,૨૩૩ |
| | ૧૦,૮૫,૧૨૪ |

આટલાં મનુષ્યો દેશત્યાગ કરી જવાથી રાષ્ટ્રને જે નુકસાન થયું છે તે સર્વે દેશાભિમાની જર્મનોને અસહ્ય લાગે છે. દેશત્યાગ કરનારા લોકોની સંખ્યા હમણાં ઓછી થઈ છે. ગયા છ વર્ષમાં (૧૯૦૮ પહેલાં) સરાસરી ત્રીસ હજાર મનુષ્યોજ પરદેશ ગયા હતા; પણ વીસ વર્ષ પૂર્વે દર વર્ષે દેશત્યાગ કરનારાની એક લાખ જેટલી સંખ્યા થતી હતી; અને તે પૂર્વે કેટલાંક વર્ષ તો બે લાખ કરતાં પણ વિશેષ હતી. આવો પ્રસંગ ફરી નહિ આવે એમ કેમ કહી શકાય?

સ્પષ્ટ છે કે કેવળ યૂરોપમાં જર્મન હદ વધવાથી આ હરકત દૂર થાય તેમ નથી. પૅન-જર્મનિક* (આખા જગતમાં પ્રસરેલા જર્મનોને બાદશાહની સત્તા નીચે લાવવાની મનમાં ભાવના કરવી) નું દૃષ્ટિબિન્દુ મનમાં રાખી તે દિશાએ જર્મનીએ ચલાવેલા પ્રયત્નમાં ગમે તે સત્ય હોય, પણ એ વાત સ્પષ્ટ જણાય છે કે, વધતી જતી લોકસંખ્યાની જે વિટંબના ઉત્પન્ન થઇ છે તે આ હિલચાલથી નાબુદ થશે નહિ. હા, એટલી કલ્પના કરી શકાય કે, ઑસ્ટ્રો-હંગેરિયન રાજ્યમાં જર્મન ભાષા બોલનારી જે પ્રજા છે તે તે રાજ્ય કરતાં અધિક સુધરેલા ઉત્તર તરફના રાજ્યમાં (જર્મનીમાં) સામીલ થઇ શકે. પરંતુ અમેરિકાના સ્વતંત્ર સંસ્થાનોમાં—અરે, નજીકના સ્વીટ્ઝર્લૅંડમાંજ ઘર કરી રહેલા જર્મનો પાછા સ્વદેશમાં આવશે કે કેમ તે વિષે શંકા છે. તોપણ એ પ્રશ્ન છે કે, આ રીતે રાજ્યનો વિસ્તાર વધારવાથી લોકસંખ્યાની જે મુશ્કેલ બાબત છે, તેમાંથી મુક્તિ કેવી રીતે થશે અને હાલ જે સાંપત્તિક હરકત જણાવા લાગી છે, તેની શાંતિ કેવી રીતે થશે?

દક્ષિણ બ્રાઝિલમાં જેમ જર્મન સેટલમેંટ્સ છે તેમ સમશીતોષ્ણ હવાના વિસ્તૃત અને સુધારણાના કાર્યમાં પાછળ પડેલા જર્મન આફ્રિકામાં નવીન સેટલમેંટ્સ સ્થાપન કરવાની કલ્પના જર્મનીમાં હમણાં વિશેષ રૂઢ થતી જાય છે. લોકોનું અનુમાન એવું છે કે આ કલ્પના આચારમાં આવતાંની સાથેજ જર્મનીનો પ્રભાવ, કર્તૃત્વશક્તિ અને વેપાર ત્યાં સ્થાન કરશે. એક જર્મન ગ્રંથકાર કહે છે: "સમુદ્રની પારના કોઈ પ્રદેશમાં આપણે ત્યાં વધેલી સંખ્યાને સબબે, તે લોકોને ત્યાં આશ્રય મળે તેથી આપણું કાર્ય પૂર્ણ

---

* That sentiment may be briefly defines as consisting in the wish of uniting under the algis or the direct sway of the Imperial crown of Germany all those populations of Teutonic blood which, due to a variety of causes, had strayed away from the national fold, so to speak.

થયું એમ માનવું ભૂલભરેલું છે. કારણ, એવો એકાદ પ્રદેશ માત્ર સત્તા નીચે હોવાથી રાષ્ટ્રનું સામર્થ્ય વધતું નથી. ઑસ્ટ્રેલિયા, કૅનેડા અને દક્ષિણ આફ્રિકા ઇંગ્રેજોની સત્તામાં છે તેટલાથી કે ઇંગ્લાંડમાંથી ત્યાં ગયેલા હજારો મનુષ્યો પોતાના કુટુંબ સાથે ત્યાં રહ્યા છે તેટલાથી, કંઇ ઇંગ્લાંડનું સામર્થ્ય વધ્યું નથી. પરંતુ તે દેશ સાથે વેપાર કરી ઇંગ્લાંડે સંપત્તિ મેળવી છે, અને તે સંપત્તિના બળવડે શત્રુથી બચાવ કરવાનું સામર્થ્ય મેળવ્યું છે, તેથી તેનું સામર્થ્ય વધ્યું છે. જે વસવાટનું આવું પરિણામ ન આવે તે વસવાટ હલકા પ્રકારનો છે, અને જે પ્રદેશથી મુખ્ય રાષ્ટ્રને આવા પ્રકારનું મહત્વ મળે છે તે પ્રદેશને વસવાટની સંજ્ઞા ન આપતાં બીજું ગમે તે કહો, પણ તેનાથી થતું કાર્ય ખરેખરા વસવાટથી થતા કાર્યની સમાન હોય છે, એ હમેશ લક્ષમાં રાખવું જોઇએ."

હાલના સમયે જર્મનીએ પોતાની દૃષ્ટિ ત્રણ દિશા તરફ એટલે બ્રાઝિલ, આરજંટિના અને એશિયામાયનર તરફ ફેરવી છે. ઉપરના અવતરણમાં દર્શાવેલો હેતુ, આ ત્રણ દેશને પોતાના વેપારનું મથક જર્મની બનાવે તોપણ તે કેટલે સુધી સાધ્ય થશે, એ ભવિષ્યકાળની વાત છે, માટે તે સંબંધી હમણાં તર્કવિતર્ક કરવામાં સાર નથી. આજે તો વેપારનાં નવાં સ્થાન કેવી રીતે ખુલ્લાં કરવાં એજ મુખ્ય પ્રશ્ન છે. ભવિષ્યમાં આમ થશે ને તેમ નહિ થાય, એવા ખ્યાલ કરવાથી આજે તે દૂર થઇ શકે તેમ નથી. જર્મનોને આશા છે કે, બગદાદ રેલ્વે ખુલ્લી થશે એટલે નવીન સ્થળની કુંચીજ આપણા હાથમાં આવશે, ને પછી ત્યાં વેપારમાં અગ્રસ્થાન મેળવીશું, અને જર્મન ઉદ્યોગોનો વિસ્તાર વધારીશું. પોતાની આ ધારણા તેઓ સ્પષ્ટ શબ્દોમાં જાહેર પણ કરે છે. ઉપર આપણે જે ગ્રંથકારનો ઉતારો આપી ગયા છીએ તેજ ગ્રંથકાર કહે છે:—

"જર્મની ભવિષ્યકાળમાં તુર્કી–એશિયામાં વૈભવસંપન્ન થાય એ સંભવિત છે. બીજાં યુરોપિયન રાષ્ટ્રો પ્રમાણે તુર્કસ્થાનના યૂરોપ, એશિયા અને આફ્રિકામાં આવેલા પ્રદેશના ભાગલા કરવાની જર્મનોને ઇચ્છા નથી. એક તસુ જેટલી પણ તુર્કસ્થાનની જમીન અમારે જોઇતી નથી. તુર્કસ્થાનને યૂરોપ કે આફ્રિકામાંથી નીકળી જઇને ફક્ત એશિયામાં પોતાનું રાજ્ય સંભાળવાનો પ્રસંગ આવો કે ન આવો, પણ અમારી તો એટલીજ માગણી છે કે, એશિયામાયનરમાં અમારા વેપારના માર્ગ ખુલ્લા કરી ત્યાંનો કાચો માલ અમોને પુરો પાડો. અમારી આ માગણી પુરી પાડવા માટે બીજાં રાષ્ટ્રોને અટકાવ કરવાનું અમે કહેતા નથી, ઉલટું અમે તો એમ કહીએ છીએ કે, સર્વે રાષ્ટ્રોને અમારી માફકજ વેપાર કરવાની છૂટ હોવી જોઇએ."

આ બાબતમાં **જર્મન** વેપારી જગત્ શું કહે છે, તે કોલોન ગૅઝેટનો **નીચેનો** ઉતારો આપવાથી સમજાશેઃ—

"**બગદાદ** રેલ્વેનો **અર્થ તુર્કસ્થાનની** દૃષ્ટિએ નવીન પ્રાંત ( વેપાર માટે ) બીજાં રાષ્ટ્રોને ખુલ્લો કરી આપવો, અને **જર્મનીની** દૃષ્ટિએ **જર્મન** થાપણ અને વેપાર માટે નવીન ક્ષેત્ર પ્રાપ્ત કરવું; અને ત્યાં પોતાની કુશળતા દર્શાવવી એવો છે. **જર્મનોએ બગદાદ** રેલ્વે બાંધવામાં ફ્રેંચ અને ઇંગ્રેજોની સહાયતા. મેળવવા માટે પુષ્કળ પ્રયત્ન કર્યા; પરંતુ તેઓ તેમ કરવા તૈયાર થયા નહિ, તો પછી **જર્મનીને** શા માટે દોષ આપવો જોઇએ? બીજા દેશોના હિતસંબંધને નુકસાન થાય એવી રીતે એશિયામાયનરમાં પોતાનો પણ પ્રવેશ કરી લેવાનો **જર્મનોનો** હેતુ છે એમ કહી તેને દૂષણ આપવું તે હાસ્યાસ્પદ છે. આજ સુધી **જર્મની** જગતના અન્ય ભાગોમાં પોતાનો માલ મોકલી શકાય તેવાં નવાં બજારો શોધી કાઢવા અને થાપણ રોકવા માટે નવીન પ્રદેશ મેળવવો એજ કાર્ય કરતું આવ્યું છે; અને **તુર્કસ્થાનમાં** પણ તેને તેજ કરવાનું છે." આ પછી તા. ૨૪–૩–૦૮ ના રોજ સ્ટેટ સેક્રેટરી વૉન શૂને ( Schoon ) રાઇશિટૅગમાં નીચે પ્રમાણે ઉદ્‌ગાર કાઢયા હતાઃ–

"**જર્મનોએ બગદાદ** રેલ્વેનું કાર્ય સ્વીકારી તેની પાછળ પુષ્કળ પૈસો ખર્ચ્યો છે. તેથી મને વિશ્વાસ છે કે, તે રેલ્વે જે પ્રાંતમાંથી જશે તે પ્રાંતમાં **જર્મન** વેપાર મજબુત થશે. પરંતુ મારે સ્પષ્ટ રીતે કહેવું જોઇએ કે, રેલ્વેનું નામ આગળ ધરી તે તે પ્રાંતમાં રાજકીય કારસ્થાનો કરી તેઓ ભવિષ્યમાં વસવાટ સ્થાપન કરશે, એવો **જર્મની** પર આક્ષેપ કરનારા લોકો નિરર્થક મનના કલ્પનાસાગરમાં તણાય છે."

આ ઉતારા પરથી **બગદાદ** રેલ્વે સંબંધી વાદનું સ્વરૂપ કેવું છે, તે વાચકોના લક્ષમાં જેટલું આવશે તેટલુંજ આ વિષય માટે પૂર્ણ છે. તથાપિ, આ વાદમાં અમારા મત પ્રમાણે એક પ્રશ્ન એ છે કે, તે તરફ **જર્મન** મુત્સદીઓએ હજુ સુધી જેટલું લક્ષ આપવું જોઇએ તેટલું આપ્યું નથી, એમ અમને લાગે છે. તે પ્રશ્ન એક **જર્મન** ગૃહસ્થના અનુમાન પ્રમાણે એ છે કે, સારા આબાદ વર્ષમાં આ નવીન રેલ્વેથી ચાર પૌંડ પાંચ શિલિંગે ટનના ભાવથી **જર્મન** સરહદ પર પુષ્કળ ધાન્ય આવી પહોંચશે તો **જર્મન** ખેડુતો પર તેની શી અસર થશે? ઉદ્યોગધંધા અને ખેતીના વ્યવહારમાં જે વિરોધ ઉત્પન્ન થયો છે તે વિશેષ તીવ્ર થશે કે નાહ? અમારી દૃષ્ટિથી આ પ્રશ્ન વિશેષ મહત્વનો છે; પરંતુ તેનો નિર્ણય કેમ કરવો તે **જર્મન** મુત્સદીઓએ જોવું જોઇએ. અમે વિનાકારણ તે પંચાતમાં ન ઉતરીએ એજ ઠીક છે.

એશિયામાયનરમાં કિંવા જગતના બીજા ભાગોમાં આ પદ્ધતિથી કેવળ વેપાર વધારવાનો જો જર્મની પ્રયત્ન કરશે તો બીજા દેશો સાથે ઉંચાં મન થવાનું કે ગેરસમજ ઉત્પન્ન થવાનું કારણ રહેશે નહિ. જે હરિફાઇ થશે તે માત્ર બુદ્ધિબળમાં, વેપારના ઉત્સાહમાં અને તેનાં સાહિત્યોની અનુકૂળતામાંજ. પૃથ્વીના પ્રત્યેક ભાગમાં વેપાર સંબંધી બીજાં સર્વ રાષ્ટ્રો માટે ખુલ્લાં દ્વાર ( open door ) રાખવાનું ધોરણ ઇંગ્લાંડે સ્વીકાર્યાથી દેશેદેશના વેપારને અત્યન્ત ફાયદો થયો છે, અને ઇંગ્લાંડની માફકજ વેપારમાં પૈસો મેળવવાની બીજાં રાષ્ટ્રોને તક મળી છે. જર્મની પણ જો ઇંગ્લાંડની પ્રવૃત્તિનું અનુકરણ કરશે તો ઉપર કહેલી હરિફાઇથી એકબીજામાં અસંતોષ વધવાનો વિશેષ ભય રાખવાનું કારણ રહેશે નહિ. ઇ. સ. ૧૯૦૭ માં ઇંગ્લાંડનાં વર્તમાનપત્રોના અધિપતિઓ બર્લિન ગયા હતા. તેમની સભામાં બ્રિટિશ સરકાર અને બ્રિટિશ પ્રજાને ઉદ્દેશી પરદેશના અંડર સેક્રેટરીએ જે ભાષણ કર્યું તે ઉપરથી બીજાં રાષ્ટ્રો માટે દ્વાર ખુલ્લાં રાખવાની યોજના જર્મન સરકારને પૂર્ણ રીતે પસંદ છે, એવું બીજાં રાષ્ટ્રોએ સમજવાને હરકત નથી, એમ અમને લાગે છે. આવા પ્રકારની યોજના આચારમાં મુકાય તો તેથી એકબીજા પ્રત્યેનો વેપારનો અહંભાવ ઓછો થાય એમ નથી, તે તો રહેવાનોજ; પણ તેમાંના ઘણા તીડા ઘણા અંશે નષ્ટ થવાની આશા રહે છે.

પ્રથમ કહી ગયેલા વેલ્ટ પોલિટિકનું બીજું એક પરિણામ આવે તેમ છે, તેનો વિચાર હજુ થયો નથી. હવે આપણે તે વિષે જોઇશું; કારણ કે તેમાંજ ઇંગ્લાંડનો વિશેષ હિતસંબંધ છે. જર્મનીની વધતી જતી લોકસંખ્યા માટે જ્યારે નવીન બજારની આવશ્યકતા છે ત્યારે તે સાથેજ તે દેશની સમુદ્રસત્તા વધારવાનું કાર્ય અનિવાર્ય છે. કારણ, એ સત્તાના પ્રભાવેજ સમુદ્ર પરનો વેપાર ચાલી શકે છે, એટલુંજ નહિ પણ, જેમ જેમ પરદેશના ધાન્ય પર અવલંબી રહેવાનો વખત જર્મનીને આવશે, તેમ તેમ એ સત્તાના આધારેજ લોકોને જીવન ટકાવવાનો પ્રસંગ પ્રાપ્ત થવાનો છે. વેલ્ટ પોલિટિકના જે ભાગ વિષે જર્મનો વિચાર કરે છે તે આ જ છે. જર્મનીમાં રાજકીય પક્ષો ઘણા છે અને તે સર્વમાં વાદવિવાદ થયાં કરે છે; પરંતુ સમુદ્ર પર જર્મન રાષ્ટ્રની સત્તા વધારવા સંબંધના વિચારમાં સર્વ પક્ષ—અરે, સર્વ પ્રજા એકજ વિચારની છે, એ વિશેષ લક્ષમાં લેવા જેવું છે.

સમુદ્ર પર સત્તા વધારવામાં વેપાર વિષયક અને રાજકીય એવા બે હેતુ જર્મન રાષ્ટ્રના છે. પહેલા હેતુની સ્પષ્ટતા ડૉ૦ પૌલસેન નામના ગૃહસ્થે નીચેના શબ્દોમાં કરી છે: " યૂરોપખંડની બહાર યૂરોપિયન રાષ્ટ્રનો વિસ્તાર

કરવાના કાર્યમાં આરંભમાં સાધારણ પરંતુ હમણાં વિશેષ જોરથી જર્મન રાષ્ટ્રે મુખ્ય ભાગ લેવા માંડયો છે. ત્યાંનાં કારખાનાંમાં માલ ઘણો ઉત્પન્ન થવા લાગ્યાથી, તથા પરરાષ્ટ્રો સાથેનો વેપાર વધતો જતો હોવાથી, સમુદ્ર પર સત્તા વધારવાની અને તેને બીજા કોઇ તરફથી અટકાવ ન થાય તે માટે સાવચેતી રાખવાની તે રાષ્ટ્રને ફરજ પડી છે. થોડાંજ વર્ષમાં જર્મનીએ વેપાર તથા ઉદ્યોગધંધામાં આખા યૂરોપમાં બીજો નંબર મેળવ્યો છે. કેવળ ઇંગ્લાંડજ પહેલે નંબરે છે; તથાપિ તેમાં વિશેષ અંતર રહ્યું નથી. જે સાધારણ ભેદ છે તે ઓછો થતો જાય છે. આ સ્થિતિ કાયમ ટકાવી રાખવા માટે સમુદ્ર પર લશ્કરી સામર્થ્ય વધારવાના પ્રયત્નને વિશેષ મહત્તા મળી છે; અને સર્વ રાષ્ટ્રોનું લક્ષ કેટલાંક વર્ષથી તે તરફ ખેંચાયું છે."

રાજકીય હેતુ વિષે બીજા એક ગ્રંથકારે સ્પષ્ટિકરણ કરતાં કહ્યું છેઃ— "જે રાષ્ટ્રો અમારાથી આગળ વધી ગયાં છે તે રાષ્ટ્રોની સાથે સરખું સ્થાન મેળવવા—અમે અમારા હાથે ખોયેલું સ્થાન પુનઃ મેળવવા—માટે સર્વ રાષ્ટ્રોએ એકત્ર થઇ પ્રયત્ન કરવો કે નહિ? તેવીજ રીતે જે રાષ્ટ્રો વીસમા શતકમાં અને તે પછી પણ જગતના ઇતિહાસમાં મુખ્ય સ્થાન પામશે તેમનામાં આપણે— જર્મનીએ—યોગ્ય સ્થાન મેળવવું કે જગતની એકંદર ઉત્ક્રાંતિમાં ગૌણસ્થાન મેળવી સ્વસ્થ બેસી રહેવું? એ પ્રશ્નો હમણાં અમારી આગળ છે."

ઇમ્પીરિયલ કૉન્સ્ટિટયુશન (સામ્રાજ્યની વ્યવસ્થા સંબંધી નિયમ) ની ૫૩ મી કલમ પ્રમાણે જર્મન આરમાર પ્રત્યક્ષ શહેનશાહની સત્તામાં રાખવાનું નક્કી થયું છે. તેથી તે સંબંધની સર્વ વ્યવસ્થા શહેનશાહ જાતેજ નક્કી કરે છે. આ કાર્યમાં કયો માર્ગ સ્વીકારવો જોઇએ તે તેણે પ્રથમથીજ પોતાના અંતઃકરણમાં નિશ્ચિત કર્યું છે, અને જ્યાંસુધી તે પોતાની સત્તા ચલાવી શકશે ત્યાંસુધી તેમાં કદી ફેરફાર કરશે નહિ. જર્મનીનો સમુદ્ર સાથે રહેલો હિતસંબંધ, પરદેશીય વેપાર, વસવાટનું રાજ્ય, પરદેશમાં ગયેલા નાગરિક, સ્વદેશના કિનારાનું રક્ષણ, વગેરે બાબતોનું મહત્વ શહેનશાહ સારી રીતે સમજે છે. અને તેટલા માટે તે આરમાર સર્વ રીતે સારી સ્થિતિમાં તૈયાર રાખવામાં તે બીલકુલ બેદરકારી ધરાવશે નહિ.

તા. ૧૮ જાનેવારી ૧૮૯૬ ના દિવસે એટલે જર્મન સામ્રાજ્યની સ્થાપનાના ૨૫ મા વાર્ષિકોત્સવના સમારંભમાં જર્મન શહેનશાહે આ પ્રમાણે કહ્યું હતુંઃ—" જર્મન સામ્રાજ્યની વ્યાપકતા સર્વ જગતમાં થઈ છે. ભૂગોળના સર્વ ભાગમાં આપણા હજારો દેશબન્ધુઓ જઇ વસેલા છે. જર્મનીનો માલ, જર્મનીનું જ્ઞાન અને જર્મનીનું સાહસ સમુદ્ર ઓળંગી ગયું છે. કરોડો

રૂપિઆનો માલ જર્મની સમુદ્ર પરથી લાવી શકે છે. આ મહાન્ જર્મનીને નાના જર્મની સાથે એકત્ર કરવું એ પ્રજાનું પવિત્ર કર્તવ્ય છે."

ઇ. સ. ૧૮૯૭ માં તેણે ફરી કહ્યું હતું કેઃ—

"સમુદ્ર પરની સત્તા એજ સાર્વભૌમ સત્તા છે. એ બન્ને સત્તા પરસ્પર અવલંબી રહેલી છે, એકના આશ્રય વિના બીજી ટકી શકતી નથી."

આ પ્રમાણે જર્મનીના પરદેશ સાથે ચાલતા વેપાર માટે અને વસવાટ-વાળાં રાજ્યો માટે સમુદ્રબળ વધારવાની આવશ્યકતા બાદશાહ પ્રથમથીજ જાહેર કરે છે. પરંતુ એ સિવાય બીજું એ કહે છે કે, જગતના પ્રમુખ રાષ્ટ્રોમાં જો જર્મનીને ખાસ માન મેળવવું હોય તો સમુદ્રબળ વધારવા સિવાય બીજો માર્ગ નથી. ઇ. સ. ૧૯૦૦ ના જુલાઈ મહિનામાં તેણે ઉચ્ચા-રેલા ઉદ્ગાર નીચે પ્રમાણે છેઃ—

"આપણા રાષ્ટ્રિય દ્વાર પર સમુદ્રનાં મોજાં જોરથી અથડાય છે. તે સૂચવે છે કે, જગતનાં રાષ્ટ્રોમાં આપણને પ્રાપ્ત થયેલું ઉચ્ચ સ્થાન આપણે છોડવું જોઇએ નહિ. બીજી ભાષામાં કહીએ તો, સર્વ જગત્ પર આક્રમણ કરનારી રાજનીતિ આપણે સ્વીકારવી જોઇએ. જર્મનીના વૈભવને સમુદ્રની સહાયતાની જરૂર છેજ. પરંતુ તે સમુદ્ર સુદ્ધાં આપણને સ્મરણ કરાવે છે કે, મારા પૃષ્ઠભાગ પર કિંવા મારી મર્યાદા જ્યાં પૂર્ણ થાય છે ત્યાં અર્થાત્ તેવા પ્રદેશમાં કોઇ મહાન્ રાજકીય કાર્ય થવાનું હોય તો તે જર્મની કે જર્મન શાહેન-શાહની પશ્ચાત થવું જોઇએ નહિ! મને નથી લાગતું કે, રાજકુટુંબના પુરુષોના હાથ નીચે ત્રીસ વર્ષ પૂર્વે જર્મન લોકોએ પોતાના આત્માનો ભોગ આપી યુદ્ધમાં જે વિજય પ્રાપ્ત કર્યો છે, તે પરદેશનાં મહત્વનાં કાર્યોમાંથી આપણે દૂર રહીએ તેટલા માટેજ હોય! આવા કાર્યમાંથી જો બીજી પ્રજાઓ આપણને દૂર રાખે તો કહેવું જોઇએ કે આપણી જગત્વ્યાપી સત્તાનો હમેશના માટે અંત આવ્યો છે. હું તેવું કદી પણ થવા દઈશ નહિ. આવો અંત ન આવે તે માટે સર્વ પ્રકારે યોગ્ય, અને જરૂરજ પડે તો અતિશય કડક ઉપાયો યોજવા એ મારૂં કર્તવ્ય છે, એટલુંજ નહિ, પણ શાહેનશાહ તરીકે તેમ કરવાનો મારો એક શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ હક્ક છે, એમ હું સમજું છું."

આ અને આવાજ પ્રકારના ઉદ્ગારોમાં શો અર્થ રહેલો છે તે નિશ્ચિત કરવા માટે વિશેષ વિચાર કરવાની આવશ્યકતા નથી. કારણ, જર્મનરાષ્ટ્રને જમીન પર અને પાણી પર બળવાન્ બનાવવાની જે મહત્વાકાંક્ષા છે તે શાહેનશાહ બીજાઓથી ગુપ્ત રાખતો નથી. ઇ. સ. ૧૯૦૫ના માર્ચ મહિનામાં તેણે બ્રેમેનમાં આ પ્રમાણે કહ્યું હતુંઃ—

"એક મહાન્ યુદ્ધમાં જર્મનીએ જો કે વિજય મેળવ્યો હતો, પણ મારા જીવનમાં સમુદ્ર પર સંચાર કરનાર જર્મનોને કોઇ પણ પ્રકારનો વૈભવ કે મહત્તા મળ્યાં નથી. આ બાબતમાં પણ મારા પૂર્વજોએ જે બાબતો સિદ્ધ કરી છે તે ઉપરથી તર્કશાસ્ત્રને અનુસરીને જે અનુમાન થઇ શકે તે જ હું કરૂં છું. તેમણે જરૂર જેટલું સૈન્ય દેશમાં તૈયાર કર્યું હતું. મારા સમયમાં આરમાર ઉપસ્થિત કરવાનો પ્રસંગ આવ્યો છે. આજે કેટલાંક લશ્કરી વહાણો સમુદ્રમાં સંચાર કરવા લાગ્યાં છે, અને નવાં વહાણો બાંધવાનું કામ ચાલે છે. પૃથ્વી પર શાંતતા રાખવાને પ્રત્યેક લડાયક વહાણ કોઇ પણ રાષ્ટ્રને નવીન બળ આપે છે. તેમજ આ આગબોટો જોઇ આપણા શત્રુ આપણી સાથે વેરભાવ રાખવાની પોતાની પ્રવૃત્તિ ઓછી કરશે, એટલુંજ નહિ, પણ ઉલટું આપણો સ્નેહ સંપાદન કરવાનું બીજાઓને અધિક હિતકર જણાશે."

આપણે માત્ર શાહેનશાહનીજ ઇચ્છા વિષે વિચાર કરીએ તો કહેવું પડશે કે, નૌકાબળ વધારવાનો તેનો સંકલ્પ ઘણા સમયથી છે. એ સંકલ્પ સિદ્ધ કરવા તેણે અનેક વખત પ્રયત્ન કર્યા હતા, પણ તે સર્વ નિષ્ફળ થયા હતા.* હમણાં માત્ર ઘણા દિવસની મનોવૃત્તિ તૃપ્ત કરવાની સંધિ તેને મળી છે. શ્રોતાઓને પોતાના શબ્દો પર નચાવવાનો તેણે ઘણા લાંબા વખત સુધી પ્રયત્ન કર્યો હતો, પરંતુ તે વ્યર્થ ગયો હતો. છેવટે ઇ. સ. ૧૯૦૦ માં રાઇશટેગે નવીન નૌકા ખાતાને પુષ્કળ દ્રવ્ય આપ્યું અને ત્યારથી નૌકાબળ વધારવાનો તેની ઇચ્છા પ્રમાણે આરંભ થયો. આરંભમાં આ સુધારો ધીમે ધીમે થવા લાગ્યો; પરંતુ ઇ. સ. ૧૯૦૬ થી તેનો વેગ બહુ વધારવામાં આવ્યો. જર્મન નૌકાબળનો કેટલો વિસ્તાર થયો છે તે આગળ આપેલા

---

* આ માટે કૈયસર અતિ દિલગીર થાય છે. ઇ. સ. ૧૮૯૭ માં મહારાણી વિક્ટોરિયાની જ્યુબિલીના પ્રસંગે તેણે જ્યારે પ્રિન્સ હેનરીને ઇંગ્લાંડ મોકલ્યો હતો ત્યારે તેને લઇ જવા માટે જર્મની પાસે સારી નૌકાઓ ન હતી. એ વખતે તેણે નીચે જણાવેલા ઉદ્‌ગાર કાઢયા હતાઃ—

I regret not to be able to send Prince Henry on a better ship to the Jubilee of Queen Victoria when all other countries will shine with their proud cruisers. It is the sad result of the proceedings of the anti-patriots who have been able to prevent the building of the necessary ships. But I shall have no rest till I have put my fleet on the level of the army.

G. H. Perris PP. 406-407.

આંકડા પરથી વાચકોના ધ્યાનમાં આવશે. ઇ. સ. ૧૮૮૮ માં લડાયક નૌકાઓ માટે પાંત્રીસ લાખ પૌંડ ખર્ચ થયો, ત્યાર પછી દશ વર્ષે પચાસ લાખ ખર્ચ થયો, અને ત્યાર પછી દર વર્ષે બે કરોડ દશ લાખ પૌંડ ખર્ચ થવા લાગ્યો. આ પૈકી અર્ધી રકમ નવીન નૌકાઓ તૈયાર કરવા માટે જુદી રાખવાનું ઠર્યું. ઇ. સ. ૧૮૮૮ માં નૌકાસૈન્યમાં અધિકારી તથા ખલાસી મળીને પંદર હજાર મનુષ્યો હતા. ૧૮૯૮ માં ત્રેવીસ હજાર હતા અને ૧૯૦૮ માં પચાસ હજારથી પણ વધારે હતા.

લડાયક નૌકાઓની સંખ્યા વધારવામાં ભિન્ન ભિન્ન રાજકીય પક્ષના લોકો એકજ મતના છે. રેડિકલ પક્ષના લોકો હમેશાં ખર્ચમાં કરકસર કરવા કહ્યાં કરે છે, અને તે એટલે સુધી કે વસવાટનાં સંસ્થાન રાખવામાં વધારે ખર્ચ થાય છે માટે તે છોડી દેવાં એમ પણ કહેવાને હરકત ધારતા નથી! આમ હોવા છતાં નૌકાબળના ખર્ચમાં તેઓ અનુકૂળ રહે છે, એ આશ્ચર્ય જેવું છે.

આ હિલચાલમાં કેટલું બળ છે, તે યથાસ્થિત સમજવું વિશેષ મહત્વનું છે. લશ્કરી સામર્થ્ય પરજ આધાર રાખનારા કેટલાક લોકોને આપણે ન ગણીએ તો બીજા લોકોના મુખમાંથી આ હિલચાલ સંબંધી મોટાઇના કે બીજા રાષ્ટ્રના મનમાં ભય ઉત્પન્ન કરવા જેવા શબ્દો કદી પણ સંભળાતા નથી. તોપણ રાષ્ટ્રની સર્વ પ્રજા એક મતથી અને દૃઢ નિશ્ચયથી આ હિલચાલમાં સામેલ થઇ છે એ અતિ મહત્વની વાત છે. નૌકાસામર્થ્ય સાર્વભૌમ સત્તાના કારણરૂપ છે; કિંવા સાર્વભૌમ સત્તાની વૃદ્ધિ સાથે નૌકાબળ વધે છે; સારાંશ, આ બંને સત્તા અન્યોન્ય આશ્રયી છે, માટેજ જર્મનીની સર્વ યુનિવર્સિટીઓ પોતાની સત્તાનો આ હિલચાલને વિજયી બનાવવામાં ઉપયોગ કરે છે. નેવી પાર્ટિ (નૌકાબળ વધારવાની આવશ્યકતા જણાવનારા લોકો)ને મોટાં

---

* વર્તમાનકાળમાં નૌકાબળ વધારવામાં પ્રત્યેક બળવાન રાષ્ટ્ર પ્રવૃત્ત થયેલું છે. આ સંબંધીનો નીચેનો માર્મિક લેખ વાંચવા જેવો છે:—

It is sea power, which nearly all great nations simultaneously strive for. It is a very singular and significant symptom, one which thoroughly characterizes the epoch in which we live, this suddenly awakened but steady and powerful current of sentiment. And in its lending features it is identical in an those countries. The motives are the same, and the aims are very similar. It had led to a race between the great powers, and the attainment of the object—namely, the

મોટાં કારખાનાંવાળાઓ અને વેપારીઓની સારી સહાયતા છે. વર્તમાનપત્રો આ વિષયમાં ઉત્સાહજનક લેખો લખી લોકમત તૈયાર કરવામાં તત્પર રહે છે, અને રાઇશિટૅગમાં વારંવાર આ વિષય સભા સમક્ષ ઉપસ્થિત કરનારા સભાસદો પણ ઘણા છે. અરે, હમેશ વાદ ઉપસ્થિત કરનારા સોશિયાલિસ્ટો પણ આ વિષયનું-દરીયાઈ બળ વધારવાનું-પ્રતિપાદન કરે છે.

નાવિક સામર્થ્ય વધારવાના સાંપ્રત રાજકીય ધોરણની તે દેશની પ્રજાની કલ્પના પર કેવી વિલક્ષણ અસર થયેલી છે તેની ચોકસ ખાત્રી મેળવવી હોય તો, **નેવી લીગ** નામની સંસ્થાનો થોડા જ સમયમાં કેવો ઉદય થયો છે, અને તેનાં પ્રતિપાદક તત્ત્વો લોકોમાં કેવી રીતે માન્ય થતાં જાય છે તે જોવું. આ લીગની સ્થાપના ઇ. સ. ૧૮૯૮ ના અરસામાં થઇ છે. ત્યાર પછીનાં દસ વર્ષમાં તેના સભાસદોની સંખ્યા દસ લાખ જેટલી થઇ છે. આ દસ લાખમાં વ્યક્તિગત કેટલાક સભાસદો છે તેમ રજીસ્ટર થયેલી જુદી જુદી સંસ્થાઓ પણ છે. સમુદ્રકિનારા પરનાં જર્મન સંસ્થાનોના લોકોજ આ લીગમાં દાખલ થયા હશે એમ અનુમાન કરવામાં આવે, પણ તેમ નથી. સમુદ્રથી દૂર આવેલા **સાક્સેન** જેવા સંસ્થાનના પણ પુષ્કળ લોકો સભાસદ થયા છે. પ્રત્યેક શહેરમાં-અરે! બહુધા પ્રત્યેક ગામડામાં-તેની શાખાઓ છે. રાજ-

---

creation of so great and efficient a navy as to vouchsafe perfect security on the seas to an expanding export trade, and to give emphasis to political demands abroad, is largely bound up in the winning of this race. At no time since the world began has there been such a unanimous endeavour to achieve sea power, and at no time has the interest called out by this endeavour been so general or so intense.

The instinct, however, which has impelled the broad strata of each nation to seek these new paths is, like most powerful instincts of the masses, perfectly justified by the circumstances. The transition, first from a continental to a colonial power, then from a continental to a world policy, and from supplying the home market to catering to the markets of the world, necessitated its correlative, a powerful navy. England's developement in the past furnished the object lesson, and pointed the way for all her lately arisen competitors.

—Germany P. 235.

કુટુંબના પુરુષો લીગનું પ્રત્યેક કઠિન કામ કરવાને તત્પર છે. ઇંગ્લાંડ અને જર્મનીનું નાવિક સામર્થ્ય કેટલું છે તેનું તુલનાત્મક પદ્ધતિથી જ્ઞાન આપનારા જુદા જુદા નકશા તથા સમુદ્રપટ તૈયાર કરી પ્રત્યેક શાળામાં, પુસ્તકાલયમાં અને ઓફિસમાં આપવામાં આવ્યા છે. અને લશ્કરી નૌકા બાંધવામાં લોકમત અનુકૂળ થાય એવા હેતુથી છાપેલાં હસ્તપત્રકો અને ચોપડીઓની લીગદ્વારા સર્વ દેશમાં વૃષ્ટિજ થાય છે. લીગની મહત્વાકાંક્ષા અમર્યાદિત હોવાથી તેણે ઠરાવેલા બધા કાર્યક્રમનું અનુસરણ કરવું સરકારને મુસ્કેલ પડે છે. તોપણ લીગના પ્રયત્નથી લોકમત ઘણો અનુકૂળ થવાથી કોઇ પણ યોજના અમલમાં લાવવાને સરકારને વિશેષ પ્રયાસ કરવો પડતો નથી. અને સરકાર પણ લીગની જેટલી સૂચના માન્ય કરવા જેવી હોય છે તેટલી સ્વીકારે છેજ !

એક સુપ્રસિદ્ધ જર્મન વર્તમાનપત્રે હમણાંજ કહ્યું છે કે:—" જર્મનીનું નૌકાખાતું ઇંગ્લાંડના નૌકાખાતાની સરખી સ્થિતિએ ક્યારેક પણ આવશે એવી આજે એક પણ જર્મનની કલ્પના નથી, તો પછી તે તેના કરતાં વધશે એવું માનવાની આશા કરવાનું સ્થાનજ ક્યાં છે ? " આ કહેવું આજે ખરૂં હશે; પરંતુ ભવિષ્યમાં કેટલાંક વર્ષ પછી તેવી સ્થિતિ પ્રાપ્ત નહિ થાય, એમ કોણ કહી શકે તેમ છે ? જર્મનીએ ચલાવેલું આ કાર્ય અધવચમાં બંધ પડી જાય તેમ લાગતું નથી. જ્યાંસુધી દ્રવ્યની અનુકૂળતા છે ત્યાંસુધી તે નૌકાસામર્થ્ય વધારવાનો પ્રયત્ન છોડી દેશે નહિ. આવી સ્થિતિમાં " અમે સમુદ્રબળ જો કે વધારીશું તોપણ તેથી બીજાં રાષ્ટ્રોની શાંતતાનો ભંગ થવાનો લેશમાત્ર સંભવ નથી " એવા લુખ્ખા આશીર્વાદથી લોકોને સંતોષ કેવી રીતે થાય ? ઇંગ્લિશ પ્રજાને આ શબ્દોથી સંતોષ નજ થાય, એ સ્પષ્ટ છે. અને એ કારણથી જર્મનીની આ ઉચ્છૃંખલ વૃત્તિ કેવી રીતે અટકાવી શકાય તે વિષે બ્રિટિશ રાજ્યમાં ઘણો વાદવિવાદ થાય છે. ઇંગ્લાંડમાં થતી આ ચર્ચા વિષે એક જર્મન પત્ર કહે છે:—"ઇંગ્લાંડમાં નૌકા સંબંધી પ્રશ્ન વિષે વાદવિવાદ થાય છે તેમાં વારંવાર જર્મનીનું નામ કેમ આવે છે ? જર્મન સરકારની ઇચ્છા સર્વ પ્રજા જાણે એવી રીતે પ્રસિદ્ધ થઈ છે, અને રાઇશટેગે તેમાં સંમતિ આપી છે. નવીન ' જર્મન નેવી બિલ 'માં ઠરેલી યોજના અમલમાં મૂકવી નહિ એવી ઇચ્છા ઇંગ્લાંડના લોકો બર્લિનમાં પ્રકટ કરી શકે તેમ નથી. ફ્રાન્સ અને જાપાનનો સ્નેહ મેળવી તથા રૂશિયા સાથે ઐક્ય કરીને પણ જર્મની એકાદી લડાયક નૌકા બાંધે કે તેજ જાતની બે લડાયક નૌકા ઇંગ્લાંડે બાંધવી એમ ઠરાવ્યું હોય, અને તેથી નૌકાખાતાનો ખર્ચ વધતો હોય તો તેનો અપયશ જર્મનીને શા માટે આપવામાં આવે છે ? "

અમને લાગે છે કે, નૌકાબળ વિશેષ રાખવાની કલ્પના જર્મનીમાં ધીમે ધીમે કેવી રીતે મજબૂત થતી જાય છે તે જેણે લક્ષપૂર્વક જોયું છે તે, તેમજ લોકસંખ્યા અને પરદેશીય વેપારની સંકડામણમાં સપડાયાથી જર્મનોના મનમાં ભય ઉત્પન્ન થાય તે કેટલું સ્વાભાવિક છે, એ જે જાણે છે તે આરમારનું જૂનું ધોરણ પકડી રાખવાનો જર્મનીને કદી પણ ઉપદેશ કરી શકશે નહિ. ઇંગ્રેજો ટીકા કરે કે, ભવિષ્યમાં ઉત્પન્ન થનારી અડચણ માટે જર્મન રાષ્ટ્ર આજે વિનાકારણ ચિંતાતુર બન્યું છે. પરંતુ દૂરદર્શિત્વ એ મુત્સદ્દીપણાનું પ્રથમ લક્ષણ છે. અને રાજ્યકાર્યભારમાં પ્રત્યેક ક્ષણે જેમ જેમ નવીન સંકટ ઉદ્ભવે તેમ તેમ તે પ્રમાણે રાજનીતિનો માર્ગ સુધારવો, એટલે "**प्रोद्दीप्ते भवने तु कूपखननम्**" એ ઉદ્યમ જર્મનોને જો પસંદ ન હોય તો તે માટે તેમને કયા મુખે દોષ આપવો ?

વયમાં આવેલા પ્રત્યેક મનુષ્યે અમુક મુદત લશ્કરમાં ફરજીયાત નોકરી કરવી એવો અનેક વર્ષોથી પ્રશિયાએ નિયમ કર્યો હતો, તેથીજ તે વાસ્તવિક રીતે ઇ. સ. ૧૮૭૧ માં વિજય મેળવી શક્યું હતું. અઢારમી સદીમાં પ્રશિયા અને સાકસેને ફરજીયાત શિક્ષણરૂપે ઉદ્યોગ-ધંધાનો પાયો નાખ્યો હતો તેથીજ આજે જર્મની ઉદ્યોગ-ધંધામાં ઉન્નત થયું છે, અને જર્મનીનાં શહેરોની જે વ્યવસ્થા આજે આપણે જોઈએ છે તે વ્યવસ્થાનું બીજ સો વર્ષ પરજ રોપાયું હતું. આ દાખલા જોતાં તો એમજ કહી શકાય કે, ભવિષ્યનું સંકટ દૂર કરવા માટે જર્મન મુત્સદ્દી આજે જે ઉપાય યોજે છે તે અયોગ્ય ગણાય નહિ.

જર્મનનીનું સમુદ્ર પરનું બળ વધે તો તેથી ઇંગ્લાંડના હિતસંબંધને હાનિ થવાનો સંભવ ખરો, પરંતુ ઇંગ્લાંડે શાંત અને નિર્વિકારી બુદ્ધિથી જાણવું જોઇએ કે, પોતાને હિતકારક અને પરિસ્થિતિને યોગ્ય એવી રાજ્ય-નીતિ સ્વીકારવાનો જર્મનીને સંપૂર્ણ હક્ક છે. આવી સમજ એક વખત થાય તો તેમાંજ ઇંગ્લાંડનું સુરક્ષિતપણું છે, અને બન્ને દેશને તેમાંજ ફાયદો છે. જર્મનીને યોગ્ય લાગે તે જર્મનીએ કરવું, અને ઇંગ્લાંડને યોગ્ય જણાય તે ઇંગ્લાંડે કરવું. આ તત્વને અવલંબીને વર્તન કરવા માટે ઇંગ્લાંડને વધતા જતા આરમારના ખર્ચ માટે પ્રજા પર પ્રસંગોપાત વિશેષ કર નાખવો પડશે. તથાપિ તે સિવાય બીજો કયો ઉપાય છે ? બ્રિટિશ મુત્સદ્દી કયા હેતુથી આરમારનો ખર્ચ વધારે છે તે લોકોની દૃષ્ટિએ આવશે તો પછી દેશકલ્યાણની ખાતર કરનો વધારે ભાર સહન કરવામાં તેઓ કદી પણ કચવાટ કરશે નહિ.

# પ્રકરણ ૧૮ મું.

## વસવાટ.

વસવાટ સ્થાપન કરવાનો ઉદ્યોગ જર્મનીમાં ઘણા પ્રાચીન કાળથી ચાલે છે, એમ કેટલાક જર્મન ઇતિહાસકાર કહે છે; પરંતુ એમ કહેવામાં કંઇ અર્થ નથી. વાસ્તવિક રીતે જોઇએ તો એમ જણાય છે કે, આ ઉદ્યોગ એ દેશમાં બહુ તો ત્રીસેક વર્ષથી શરૂ થયો છે. વર્તમાન વસવાટમાંનો સર્વમાં જુનો વસવાટ સ્થાપન કરવાનું માન બ્રેમેનના હેરલ્યુડેરિટ્સ ( Herr Lüderitz ) નામે વેપારીને આપવું જોઇએ. ઇ. સ. ૧૮૮૨ માં આ વેપારીએ તે દેશના રાજા સાથે કરાર કરી આફ્રિકાના નૈઋત્ય કિનારા પર અંગ્રા પેક્વેના ( Angra Pequena ) નામના અખાત નજીકનો કેટલોક પ્રદેશ મેળવ્યો અને એ કાર્યમાં સરકારને સહાયતા આપવા વિનંતિ કરી. કેટલાક વખત સુધી તેની વિનંતિ પર સરકારે ધ્યાન આપ્યું નહિ. છેવટે બ્રિટિશ સરકારના એજંટે હેર લ્યુડેરિટ્સના આ કૃત્ય માટે હરકત લીધી. આવા પ્રકારની હરકત જો તે વખતે આગળ આવી ન હોત તો વસવાટ સ્થાપન કરવાનો જર્મનોનો પ્રયત્ન ઘણા વખત સુધી શાંત રહ્યો હોત, એટલુંજ નહિ પણ તે કાર્યમાં ખોળી ખોળીને કલહ કરવાની પ્રવૃત્તિ જણાઇ આવે છે તે પણ દૃષ્ટિએ પડત નહિ. એક જર્મન નાગરિકે સરકાર પાસે સહાયતાની યાચના કરી તેટલા પરથીજ પ્રિન્સ બિસ્માર્કે એ વાતમાં ધ્યાન આપ્યું; અને ઇંગ્લાંડે ઉભો કરેલો વાંધો જલદી પતતો નથી એમ જ્યારે તેણે જોયું ત્યારે લ્યુડેરિટે મેળવેલો પ્રદેશ સરકારમાં ખાલસા કર્યાનું એકદમ જાહેર કર્યું અને ઇંગ્લાંડની હરકત તેટલેથીજ પતાવી દીધી. આ કૃત્યના પરિણામે ઑરેંજ નદીથી કેપ ફ્રાયો ( Frio ) સુધીનો—વૉલફિશ અખાત સિવાયનો—સમુદ્રકિનારા પરનો પ્રાંત જર્મનીને મળ્યો. આ પછી બે વર્ષની અંદરજ આફ્રિકાખંડ અને પૅસિફિક મહાસાગરનો મળી જર્મન વસવાટનો વિસ્તાર ૩,૭૭,૦૦૦ ચોરસમૈલ એટલે લગભગ જર્મની કરતાં બમણો થયો, અને એ ક્ષેત્રના ૧૭,૫૦,૦૦૦ મનુષ્યો જર્મન આશ્રય નીચે આવ્યા.

આ પ્રમાણે બે અઢી વર્ષમાંજ વસવાટનું રાજ્ય સ્થાપન કરવાનો પ્રયત્ન થયો અને તેમાં સારી પ્રગતિ જણાઇ. પરંતુ એ યત્ન કેવળ તે સમય માટેજ હતો. વેપાર વધારવાની નિયમિત વ્યવસ્થા થઈ તેથી કે ૧૮૭૧ થી દેશત્યાગ કરી જતા લોકો જર્મન રક્ષણમાં રહી શકે તે માટે આ પ્રયત્ન થયો નહતો. માત્ર એ સમયે વસવાટ સ્થાપન કરવાની એક લહેર આવી

અને તેની સાથેજ તેનો આરંભ થયો એટલુંજ. વસવાટ સ્થાપન કરવાની આવશ્યકતા દર્શાવનારાઓના અવાજથી જર્મન વાતાવરણ કંપી ઉઠયું અને નવીન હિલચાલની અસર સર્વમાં થવા લાગી. કોઇપણ રાષ્ટ્રિય હિલચાલનો આરંભ થતાં તેની અસર જર્મન જેવા મનોવિકારવશ અને ઉત્સાહી લોકોમાં સત્વર થાય છે, તેમ આ બાબતમાં પણ થયું એમાં કંઇ આશ્ચર્ય જેવું નથી. વસવાટનો પ્રશ્ન કેટલો વ્યાપક છે, તેમાં કેટલી જુદી જુદી બાજુઓનો વિચાર કરવો પડે છે તેની કલ્પના કોઇને પણ થઈ હશે કે કેમ તે વિષે શંકાજ છે. આ બાબતમાં લોકોની મનોવૃત્તિ એકદમ ઉભરાઈ આવી અને તેમને એ સંબંધની એક પ્રકારની ઘેલછાજ લાગી. આવી સ્થિતિમાં પુખ્ત વિચાર કરી કોઈ પણ રાજકારણ નિશ્ચિત કરવું ને પછીજ તે સાધ્ય કરવાના માર્ગે જવાનો વિચાર ક્યાંથી હોઈ શકે ?

પ્રિન્સ બિસ્માર્કની સહાયતાથી વસવાટની હિલચાલ અમલમાં આવી અને તેને રાષ્ટ્રીય સ્વરૂપ પ્રાપ્ત થયું. પરંતુ, એ સંબંધી વિશેષ લક્ષમાં લેવા જેવું એ છે કે, તે મુત્સદ્દીના પોતાના મનમાંજ આ રાજ્યકાર્યમાં વિશેષ શ્રદ્ધા ન હતી.* ઇ. સ. ૧૮૯૯ માં એટલે વસવાટનો આરંભ થયા પછી સત્તર વર્ષે તેણે કહી બતાવ્યું હતું કે, "હજુ પણ હું કહું છું કે વસવાટ-ની જરૂર નથી." જો તે પોતાનાજ હૃદય પ્રમાણે ચાલ્યો હોત તો વસવાટ સ્થાપન થયો નહોત. તેનું ધોરણ એ હતું કે દેશમાં ને દેશમાં સ્થિરતા સ્થા-પન કરવી. ઇ. સ. ૧૮૭૧ થી તે એ ધોરણને અનુસરી જર્મનીએ પ્રાપ્ત કરેલા પ્રદેશમાં સંતોષ માની વિશેષ પ્રદેશ મેળવવાના કાર્યમાં પડવું નહિ, એજ તેના આચારનું તત્વ હતું. તે માનતો હતો કે, દૂર દેશમાં પોતાની સત્તા સ્થાપન કરવાના અનિશ્ચિત માર્ગે જવાનો જર્મનીને સમય નથી; એમ કર-વામાં ઘણું નુકસાન છે. છેવટે તેણે આ કાર્યમાં હાથ નાખ્યો હતો, પણ તે લોકોના મતને માન આપવાની ખાતરજ નાખ્યો હતો. છતાં તેમાં તેને ફતેહ

---

* બાદશાહ પહેલો વિલિયમ પણ પ્રિન્સ બિસ્માર્કના વિચારનો હતો અને જર્મનીનાં વજનદાર પત્રો પણ તેનાજ પક્ષમાં હતાં. કેવળ લોકમતને માન આપી બિસ્માર્કે આ પ્રયત્ન કર્યો. આ વાત બ્રિટિશ એલચી લૉર્ડ આમ્પટહિલે ફોરેન સેક્રેટરીને નીચેના શબ્દોમાં જણાવી હતી:—

"It is remarkable fact that Prince Bismark contrary to his convictions and his will, has been driven by public opinion into the inauguration of the colonial policy he had hither-to denounced as detrimental to the concentration of German strength and power." —*G. H. Perris, P. 331.*

મળવાની આશા ઘણીજ થોડી હતી. આરંભમાં તો લ્યુડેરિટ્ જેવા જર્મન નાગરિકે પરદેશી પ્રદેશ પર સ્થાપન કરેલા હક્કનું સામ્રાજ્યસરકારે રક્ષણ કરવાની લોકોએજ તેને ફરજ પાડી હતી. "**प्रारब्धमुत्तमजना न परित्यजंति**" એ તેના સ્વભાવનો ધર્મ હતો. તેને અનુસરીને વસવાટ સ્થાપન કરવા તેણે એક વખત જે ઉદ્યોગનો આરંભ કર્યો તે પછી તેણે દૃઢતાથી ચલાવ્યો. પરંતુ તેમ કરવામાં પણ પોતાને લોકમત અનુકૂળ છે કે નહિ તે વારંવાર જોતો હતો. લોકમત જો અનુકૂળ ન હોત તો આ કાર્યમાં તે વિશેષ આગળ ગયોજ નહોત.

પ્રિન્સ બિસ્માર્કના મનમાં પોતાના મત વિષે કોઈપણ કાર્યમાં અવિશ્વાસ હોય તો માત્ર આ વસવાટના કાર્યમાંજ હતો. વસવાટનો ભાર સામ્રાજ્ય પર નાખવાનોજ થાય તો એકંદર રાષ્ટ્રની અનુકૂળતાથીજ નાખવો જોઈએ, એ તત્વાનુસાર પ્રથમથી તેણે પોતાનું વર્તન રાખ્યું હતું. આ સંબંધી કોઈ પણ જાતની તે પોતાના પર જવાબદારી લેવા ઇચ્છતો નહિ. ઇ. સ. ૧૮૮૪માં અનેક વખત તે બોલી ચૂક્યો હતો કે, લોકો પોતાની ઇચ્છા સ્પષ્ટ રીતે ને સબળતાથી પ્રકટ કરશે તોજ હું તેને પ્રમાણ ગણી તે પ્રમાણે વર્તન ચલાવીશ.

પ્રિન્સ બિસ્માર્કે પ્રથમથીજ ધાર્યું હતું કે ઇંગ્લાંડના ધોરણે વસવાટ સ્થાપન કરવાનો આપણે પ્રયત્ન કરીશું તો તેમાં અનેક જાતની અડચણો ઉત્પન્ન થશે. પરદેશનાં હવા પાણી અને એ જાતના કામના અનુભવનો અભાવ એ બે હરકતને તે નજીવી ગણતો નહતો. આ અડચણને લીધે ઑસ્ટ્રેલિયા અને કૅનેડા એ બે પ્રદેશ જે માર્ગે બ્રિટિશ રાજસત્તામાં આવ્યા તે માર્ગે જર્મનોએ તેવાં સ્થાનોમાં જઈ રહેવું એ વિચાર તેને પસંદ પડ્યો નહતો. બીજી બાજુએથી જોઇએ તો, પ્રશિયામાં પ્રચલિત થયેલી અધિકારયુક્ત રાજ્યપદ્ધતિનો (System of bureaucracy) પ્રચાર કરવાના કામમાં જર્મન વસવાટનો ઉપયોગ કરવો, એવો પણ તેનો વિચાર ન હતો. તેના મત પ્રમાણે વસવાટનો અર્થ એ હતો કે, વસવાટ એટલે વેપારનાં સ્થાન (Trading stations) તથા તે સ્થાનમાં રહેવા ગયેલા વેપારીઓએ ત્યાંનો વહીવટ પોતાની જવાબદારી પર ચલાવવો અને ઉદ્યોગ ધંધાની વૃદ્ધિ કરવી. તેનો પોતાનો આ મત ઇ. સ. ૧૮૮૫ માં નીચેના શબ્દોમાં તેણે જાહેર કર્યો હતો:—

"વસવાટની સત્તા વેપારીઓના હાથમાં રહેવી જોઈએ. સરકારે ત્યાં અધિકારી રાખવાનું કારણ નથી. આપણા પ્રિવિકાઉન્સિલર અને નાના લશ્કરી

અધિકારી દેશમાં ને દેશમાં રહે એ ઉત્તમ છે; પરંતુ મારૂં અનુમાન એવું છે કે વસવાટનું કાર્ય વેપારી મંડળોના હાથમાં રહેશે તો ઠીક થશે."

આ ધોરણ યુક્તિભર્યું અને મુત્સદ્દીપણાને શોભા આપે તેવું છે. આ ધોરણને અનુસરીને વસવાટનો રાજ્યકારોભાર ચાલ્યો હોત તો જર્મનીનું કલ્યાણ થયું હોત, અને આમાં પાછળથી જે અપયશ મળ્યો, જે નિરાશા થઈ, જે નુકસાન સહન કરવું પડ્યું, અને જે અપકીર્તિ થઈ, તેમાંનું કાંઈ થયું નહોત.

જર્મન સ્વભાવના અને રાજકીય વિચારોના કેવળ બાહ્ય સ્વરૂપ પર મોહમાં ન પડતાં, જે ઉંડી બુદ્ધિથી નિરીક્ષણ કરશે તેને જણાશે કે વસ્-વાટની હિલચાલનો આરંભ થયો ત્યારે દેશની સર્વ પ્રજામાં ઉત્સાહ પૂર્ણ રીતે ઉછળી રહ્યો હતો. પરંતુ, પછી પચીસ વર્ષ ગયાં તેટલામાં તેમનામાં એટલી ઉદાસીનતા પ્રસરી હતી કે ઇ. સ. ૧૯૦૭ ની ચુંટણી પ્રસંગે કૉલોનિયલ સેક્રેટરી હેર ડર્નબર્ગને લોકોને કહેવું પડયું હતું કે, " આ કાર્યમાં આમ ઉદાસીન થશો નહિ !"

લોકોનો શરૂઆતનો ઉત્સાહ કેમ મંદ થયો તેનાં કારણો વિચારવાની જરૂર છે. આનાં અનેક કારણો છે. તેમાંનાં કેટલાંક પર જર્મન લોકોના વસવાટના રાજ્યનું ભવિષ્ય ઘણા અંશે અવલંબી રહેલું છે; અને તે પરથીજ પ્રથમના કરતાં કદાચિત વધારે અનુકૂળ પરિસ્થિતિ ઉત્પન્ન થાય તોપણ વસવાટના જર્મન ઉદ્યોગને પૂર્ણ ફતેહ મળશે કે નહિ, એવો સંશય હાલ તુરત નહિ થાય, તોપણ તે ભવિષ્યે ઉત્પન્ન થયા સિવાય રહેશે નહિ.

પ્રથમ વસવાટ વિષે પ્રતિકૂળ મત ધરાવનારા એવું દર્શાવી શકે છે કે, વસવાટથી મુખ્ય દેશને કંઇ પણ ઉઘાડો ફાયદો થવાની વાત તો બાજુએજ રહી, પણ ઉલટું તે માટે કરવા પડતા યુદ્ધમાં અઢળક ખર્ચ થાય છે, અને હજારો મનુષ્ય પ્રાણ ખૂએ છે. ઠીક, આટલું કરવા છતાં પણ એકાદા પ્રાંતમાં જર્મનીનો અમલ થવાથી ત્યાં તરત સુધારો થાય છે, એવી ત્યાંની વ્યવસ્થા પરથી જર્મનોની સમજ થઇ હોય તો તે પણ બરાબર નથી. ઉલટું, તેનાથી બીજા દેશોની સાથેના સંબંધમાં નવા નવા તકરારી પ્રશ્નો ઉભા થાય છે.

વસવાટ માટે જર્મન રાષ્ટ્રને કેટલો ખર્ચ કરવો પડે છે તેનું બે સાલના આંકડા પરથી દિગ્દર્શન થશે. ઇ. સ. ૧૮૮૫ માં ફક્ત ૧૭,૪૦૦ પૌંડ ખર્ચ થયો હતો ત્યારે ૧૯૦૫ માં નેવું લાખ પૌંડ ખર્ચ થયો હતો. આ બે વર્ષની દરમિયાન નૈઋત્ય આફ્રિકામાં એક લશ્કરી યાત્રા (સ્વારી) કરવી પડી હતી

તેથી આ આંકડો મોટો થયો છે, તે કબૂલ છે; પણ તેમ છતાં દરવર્ષે ખર્ચ વધતો જાય છે, એમ કહેવાને હરકત નથી. હાલમાં વસવાટમાં સર્વત્ર શાંતિ છે, યુદ્ધ માટે વિશેષ ખર્ચ થવાનો હમણાં ભય નથી, તોપણ દરવર્ષે વીસ-લાખ પૌંડ કરતાં ઓછો ખર્ચ આવતો હોય તેમ લાગતું નથી, અને સરકારી રિપોર્ટથી તેની ખાત્રી મળે છે.*

ભિન્નભિન્ન યુદ્ધમાં પ્રાણહાનિ કેટલી થઈ તેની નિશ્ચિત માહીતિ પ્રસિદ્ધ થયેલી નથી તેથી તે આપી શકાય તેમ નથી. પરંતુ, વસવાટમાંના લોકો સાથે કિંવા તેમના માટે બીજાની સાથે કરવાં પડેલાં યુદ્ધની સંખ્યા લક્ષમાં લઇએ તો પ્રાણહાનિ ભયંકર થઇ હશે, એમ માનવાને હરકત નથી.

વળી એમ બન્યું હતું કે, વસવાટનો રાજ્યકારોબાર ચલાવવાની રીતિ અને તે કારોબાર ચલાવનારા અધિકારીઓની નિમણુક લોકોના લાભાલાભ તરફ લક્ષ આપીને થયેલી નહતી. આ કાર્યમાં પ્રિન્સ બિસ્માર્કના નિયમોનો ત્યાગ કરવામાં આવ્યો હતો. તેના કહેવા પ્રમાણે વેપારીની જગાએ સરકાર તરફથી ત્યાં અધિકારીઓ નીમાવા લાગ્યા. બર્લિનના રાજકીય વાતાવરણમાં પ્રસરેલા અધિકારમદમાં તે ઉછરેલા હોવાથી ત્યાંની સત્તા કડક થઇ, અને મોટા બર્લિન જેવાં નાનાં નાનાં બર્લિનો તેમણે આફ્રિકા અને પૅસિફિક મહાસાગરના ઘણા ભાગમાં ઉત્પન્ન કર્યાં !

પ્રથમ વિદ્યા શિખવી ને પછી તેનો વ્યવહારમાં ઉપયોગ કરવાનો ક્રમ જર્મન રાષ્ટ્રે પોતાના સર્વ આધિભૌતિક સુધારામાં પાળ્યો છે; પરંતુ આમાં તેણે પોતાનો હમેશનો એ ક્રમ છોડી દીધો છે. તેણે વસવાટ સંબંધી પૂર્વે કોઈ પણ અનુભવશાળામાં શિક્ષણ મેળવ્યું નહતું. જર્મન મહાન્ રાષ્ટ્રનો રાજ્યકારોબાર વિશિષ્ટ પદ્ધતિ સ્વીકારવાથી શાંતિમય ચાલે છે તેથી વસવાટમાં પણ એ પદ્ધતિ શાંતિ સ્થાપન કરશે એવી કલ્પનાથી તેમણે તે ધોરણે રાજ્ય ચલાવવા માંડયું. આ કલ્પના જો યોગ્ય હોત તો વસવાટનાં રાજ્ય આ પૂર્વેજ સારી સ્થિતિમાં આવ્યાં હોત, ત્યાં શાંતિ પથરાઈ રહી હોત, અને લોકોમાં સુધારો થઇ તેઓ સંપત્તિવાળા થયા હોત. પરંતુ આમાંની એક પણ બાબત અનુભવમાં આવી નહિ. પાછળ કહી ગયેલા કૉલોનિયલ સેક્રેટરીએ આ કાર્યમાં

---

* હાલના મહાયુદ્ધમાં જર્મન વસવાટના પ્રદેશોમાં યુદ્ધ ચાલુ હતાં તે વાચકો જાણતા હશેજ. આ યુદ્ધનું મિત્રરાજ્યોને અનુકૂળ પરિણામ આવ્યું છે, અને જગતના બીજા કોઈ ભાગમાં જર્મન વસવાટ રહેશે નહિ એવી સ્થિતિ જો કે થઇ છે, તોપણ આ વિષયનું મહત્વ ઓછું થયું નથી.

પહેલાંના કામદારોએ કરેલી ભુલો ચોખ્ખા હૃદયથી કબુલ કરી છે. પોતાના એક ભાષણમાં તે આ પ્રમાણે કહે છેઃ–" લોકો કહે છે કે વસવાટ સ્થાપન કરવાના કાર્યમાં જર્મનો નકામા અને અવ્યવસ્થિત છે. આપણા હાથે એવું અવ્યવસ્થિતપણું કેમ થાય છે? ખલાસીનો ધંધો આપણે નથી જાણતા કે શું? સમુદ્રમાર્ગનો વેપાર આપણે વધાર્યો નથી કે? રણભૂમિમાં આપણે પીઠ બતાવી છે કે? ના. ત્યારે વસવાટના કાર્યમાં આપણે કેમ પાછા પડીએ છીએ? એનો ઉત્તર એજ છે કે, આ કાર્યમાં વિજય મેળવતાં પહેલાં કેટલાંક રાષ્ટ્રોએ જેમ પ્રથમ વિદ્યાર્થીદશા ભોગવી છે તેમ આપણે કર્યું નથી. બીજી બાબતોમાં આપણે પ્રવિણતા પ્રાપ્ત કરી છે, પણ તે માટે પ્રથમ આપણને અનેક ઠોકરો ખાવી પડી છે. વસવાટની સ્થાપના કંઈ બાળકની રમત નથી. તે એક વિદ્યા છે; માટે વિદ્યા ભણ્યા પછી તેનો વ્યવહારમાં કેવી રીતે ઉપયોગ કરવો એ જુદોજ વિષય છે. એ વિષય એકાદા ઓરડામાં બેસી પ્રૉફેસરોનાં વ્યાખ્યાનો સાંભળવાથી કે એવાજ બીજા ઉપાયથી શીખી શકાય તેમ નથી. તે માટે પરરાજ્યના પ્રદેશોમાં જવું જોઇએ; ત્યાંની પ્રજાની સ્થિતિ કેવી છે અને તેમની જરૂરીઆતો શી છે, વગેરે બાબતોનો બરોબર અભ્યાસ કરવો જોઇએ; અને પછી બીજા લોકોનો આ કાર્યમાં કેવો અનુભવ છે તે પણ ધ્યાનમાં રાખી તે ધોરણે કાર્યનો આરંભ કરવો જોઇએ."

બીજું એક એ છે કે, તે દેશના લોકોના રીતરિવાજ કેવા છે, તેમનો પરંપરાથી ચાલી આવેલો જીવનક્રમ કેવા પ્રકારનો છે, એ તરફ જર્મન સત્તાવાળાઓએ લેશમાત્ર લક્ષ આપ્યું નહતું. તેમની રૂઢિ વગેરેને અનુસરી કાયદા કરવાને બદલે પ્રશિયાના કાયદાથી કારોબાર ચાલવા લાગ્યો, તેથી ત્યાંની પ્રજા પીડાઇ અને સરકારી અધિકારીઓને ત્રાસ થયો. દેશીઓના જુના રીતરિવાજ અને માન્યતાઓને પગ નીચે કચડી નાખી તેમને એકદમ સુધારી જર્મન લોકોના જેવા બનાવી દેવાની મૂર્ખતા કરી. આથી જર્મન સત્તા નીચેના વસવાટની જુની રૂઢિ અને જુના કાયદા નીકળી ગયા ને તેથી લોકોમાં અસંતોષ ઉત્પન્ન થયો. પ્રત્યેક બાબતમાં તેમની સાથે નિર્દય વર્તન ચલાવવાથી જર્મન નામને કલંક લાગ્યું છે. " નીગ્રો પ્રજા આપણા પ્રત્યે લેશ માત્ર સહાનુભૂતિ ધરાવતી નથી." આ ઉદ્‌ગાર ઇ. સ. ૧૯૦૬ માં રાઇશટેગના એક સભાસદના મુખમાંથી નીકળ્યા હતા. તેણે વર્ણવેલી શોચનીય સ્થિતિ તદ્દન સત્ય છે. સુદૈવે ઇ. સ. ૧૯૦૭ માં કોલોનિયલ ઑફિસે એ સભાસદના કહેવા ઉપર વિચાર કરીને એક કમિશન નીમ્યું, અને ભિન્ન ભિન્ન વસવાટમાં જુના કાયદા ક્યા છે તેમજ તેને વ્યવસ્થિત સ્વરૂપ કેવી રીતે આપી

શકાશે, તેની તપાસ કરવાનું કાર્ય તેને સોંપ્યું. જો વીસ વર્ષ પૂર્વે આ ડહાપણ અને સરળ માર્ગનું અવલંબન થયું હોત, તો રાજ્યકાર્યભારમાં થયેલી અનેક ભૂલો અને પ્રમાદ ટાળી શકાયા હોત, તેમજ અનેક નાનાં મોટાં યુદ્ધ પણ કરવા પડયાં ન હોત.

સર્વમાં વિશેષ શોચનીય તો એ હતું કે, વસવાટનો રાજ્યકારોબાર જે અધિકારીઓને સોંપવામાં આવ્યો હતો તે અધિકારીઓમાં મનુષ્યત્વનો અત્યંત અભાવ હતો. તેમનામાં અપવાદ તરીકે કેટલાક સારા મનુષ્યો હતા, પરંતુ તેમની સંખ્યા બહુ ઓછી હતી. જે સ્વદેશમાં કોઇ પણ ધંધો કદી કરી શકયા નહતા, જેમના સ્વભાવમાં સ્થિરતા નહતી, અને જેઓ દુર્વ્યસની તથા અતિશય અનીતિયુક્ત વર્તનવાળા હતા તેમને ગવર્નરના હોદ્દા પર મોકલવામાં આવતા હતા. ઇ. સ. ૧૮૮૮ માં રાઇશર્ટગના આરંભમાં શહેનશાહે જે ભાષણ કર્યું હતું તેમાં તેણે કહ્યું છે કેઃ—"કાળા આફ્રિકા ખંડમાં જર્મન સત્તા બેસાડી ત્યાં ક્રિશ્ચિયન સુધારો કરવો એ રાષ્ટ્રનું પવિત્ર કર્તવ્ય છે." આ ક્રિશ્ચિયન સુધારો તો દૂર રહ્યો, પરંતુ તેને બદલે કોઈ પણ પ્રકારનો સુધારો ત્યાં થયો નહિ. સરકારી કામદારો અને બગીચાવાળાઓ-( Planters )એ નીગ્રો પ્રજા સાથે ગુલામી વર્તન ચલાવ્યું, તેમના પર નાના પ્રકારના જુલમ કર્યા, તેમની સાથેના વર્તનમાં કાયદાને પગ નીચે કચડયા, અને અન્ય નિર્દયી અત્યાચાર પણ કર્યા. આ વાતો કમિશન સમક્ષ સાબીત થયેલી છે. ખરેખર, જો આવી પૂર્ણ હકીકત સાંભળવામાં આવે તો સાંભળનારના મ્હોંમાંથી એજ શબ્દ નીકળે કે, આવા અત્યાચાર સમયે હે ક્રિશ્ચિયન સુધારણા! તું ક્યાં બેસી રહી હતી?

જ્યાં સત્તાવાળાજ કાયદાનો ભંગ કરતા ત્યાં ગોરા વેપારી સ્વચ્છંદ વર્તન ચલાવતા હતા તેમાં શું આશ્ચર્ય? એ વેપારીઓ એમજ માનતા હતા કે દેશીઓ પાસે જે હોય તે મેળવવાનો આપણને હક્કજ છે! કેટલાકોએ આ માર્ગે લોકોની જમીનો પણ ખુંચવી લીધી હતી.

આરંભમાં કેટલાક મિશનરીઓએ 'અમે તમને મજુરો મેળવી આપીશું' એવું કહ્યું અને તે પ્રમાણે બગીચાવાળાઓને મેળવી પણ આપ્યા. પરંતુ તે મજુરોનો ચોથો ભાગ માલીકોના અતિશય જુલમથી છેવટે મરણશરણ થયો, ઘણા મરણપથારીએ પડયા અને કેટલાક દારૂના વ્યસનમાં પડી ધૂળમાં આળોટવા લાગ્યા. આવી સ્થિતિ મિશનરીઓની દૃષ્ટિએ પડી ત્યારે તેમણે આ ફંદામાં પડવાનું ત્યજી દીધું, અને આ સ્થિતિ જગતની દૃષ્ટિએ લાવવાની

શરૂઆત કરી. તેની સાથેજ બગીચાવાળા અને બીજા વેપારીઓ તેમના પર ક્રોધથી ભભકી ઉઠયા અને અનેક પ્રકારે તેમની નિંદા કરવા લાગ્યા. વસવાટમાં ત્યાંની મૂળ પ્રજા સાથે શાંતિમય અને સમાન વર્તન ચલાવી શકાય નહિ એમ કહેનારાઓ વીસમી સદીમાં પણ જર્મનીમાં મળે છે! ઇ. સ. ૧૯૦૪ માં આવું કહેનારા માંહેના એક ગૃહસ્થે આ સંબંધી એક પુસ્તક પ્રકટ કર્યું છે. તેમાં તેણે કહ્યું છે કે:—"નીગ્રો પ્રજાને કામ કરવાની ફરજ પાડવી જોઇએ અને તેના બદલામાં તેમને ફક્ત ખોરાક આપવો એજ બસ છે. કેટલાંક વર્ષ સખ્તાઇથી મજુરી કરાવવી એ એક શિક્ષાનો માર્ગ છે; તેમજ એમ કરવાથી કામ સારૂં કેવી રીતે કરવું તેનું મજુરોને શિક્ષણ મળે છે. ખ્રિસ્તીધર્મમાં કહેલો દયાધર્મ અને પરોપકાર મિશનરીઓને લખલાભ થાઓ! અમારા કાર્યમાં તેનો કશો ઉપયોગ નથી!"

આ સર્વ સ્થિતિ જોઇ જર્મનીનો લોકમત ખળભળી ઉઠયો અને રાઇશટેગમાં સરકાર પર ટીકાનો જબરો હુમલો શરૂ થયો. અને જ્યારે ઇ. સ. ૧૯૦૪–૦૫ માં વસવાટના અધિકારીઓનાં અને બીજાં લોકોનાં કાળાં કર્મો સાબીત થયાં ત્યારે તો લોકોના ક્રોધના ઉભરાને હદ ન રહી. ઇ. સ. ૧૯૦૫ માં રૅડિકલ પક્ષના લોકોની એક સભા ભરાઇ હતી. એ સભાએ એવો ઠરાવ પસાર કર્યો કે, હાલનો વસવાટનો કારોબાર હવે પછી બંધ કરવામાં આવશે તો ઠીક થશે. અને એક સભાસદે તાળીઓના ગડગડાટમાં કહ્યું કે, "વસવાટના પ્રદેશની જાહેર હરાજી કરી દેવામાં આવશે તો દેશનું કલ્યાણ થશે!" માત્ર આટલી ટીકાનો શો ઉપયોગ? સરકારી કૃત્ય પર ટીકા કરવી; પણ તેથી સરકારને કંઈ સહાયતા મળે તેમ થવું જોઇએ. ઇ. સ. ૧૯૦૭ થી રૅડિકલ પક્ષના લોકોજ સરકારને આ કાર્યમાં મદદ કરવા આગળ આવ્યા છે. હાલનો નવીન કોલોનિયલ સેક્રેટરી સારો મુત્સદ્દી છે, અને તેણે આ કારોબારમાં સારૂં લક્ષ આપવા માંડ્યું છે. આશા છે કે તેના પ્રયત્નથી જર્મનીને લાગેલું કલંક જલદી નાબુદ થશે.



# પ્રકરણ ૧૯ મું.

## વસવાટનો નવીન મન્વંતર.

ઇ. સ. ૧૯૦૭ ના મે મહિનામાં કોલોનિયલ ઑફિસ નામે પુષ્કળ સ્વતંત્ર અધિકાર ધરાવનારૂં એક નવીન ખાતું સ્થાપન થયું છે; ત્યારથી વસવાટના પ્રદેશમાં સુધારાનો આરંભ થયો છે. તે પૂર્વે કોલોનિયલ ડિપાર્ટમેન્ટ નામે એક ખાતું હતું, અને તેના પર કોલોનિયલ ડાયરેક્ટર એ મુખ્ય અધિકારી હતો. પરંતુ તે ખાતું ફૉરેન ઑફિસની એક શાખા રૂપ મનાતું હતું. આ કારણથી વસવાટની સર્વ સત્તા ફૉરેન મિનિસ્ટર હસ્તક હતી. મિનિસ્ટરો ઘણા થઇ ગયા, પણ તે સર્વેએ એજ ધોરણ રાખ્યું હતું કે ડાયરેક્ટરના કાર્યમાં વિનાકારણ માથું મારવું નહિ. પરંતુ રાજ્યવ્યવસ્થાના નિયમ પ્રમાણે ડાયરેક્ટર પોતાની જવાબદારી દૂર કરી શકે તેમ નહતું. આ વ્યવસ્થાથી બેઉનાં કામોમાં અવ્યવસ્થા થતી હતી. સત્તા ફૉરેન ઑફિસના હસ્તક હતી પણ તેનો અમલ કરવાનું કાર્ય બીજાના હસ્તક હતું; તેમજ તે ઉપરાંત પરરાષ્ટ્રનો જેમાં સંબંધ નહતો તેમાં પણ અનેક બાબત વિષે સેક્રેટરીને ધ્યાન આપવું પડતું. કોલોનિયલ ઑફિસને એક હરકત એ હતી કે દરેક બાબતનો છેવટનો નિર્ણય કરવાની સત્તા બીજા હસ્તક હતી.

આ ગરબડ દૂર કરવા માટે એક સ્વતંત્ર કોલોનિયલ ઑફિસ સ્થાપવાની રાઇશટૅગ પાસે જુદા જુદા ચેન્સેલરોએ માગણી કરી હતી; પરંતુ તે તરફ ઘણા દિવસ સુધી દુર્લક્ષ કરવામાં આવ્યું. છેવટે પ્રિન્સ બૂલોના કારોબારમાં આ નવીન ખાતું સ્થાપવા રાઇશટૅગે મંજુરી આપી. ત્યાર પછી ઉપર કહ્યા પ્રમાણે ઇ. સ. ૧૯૦૭ માં વસવાટનું જુદું અને સ્વતંત્ર ખાતું સ્થાપન થયું અને હેર ડર્નહાર્ડ ડેર્નબર્ગ નામે જ્યૂ ગૃહસ્થની તેના સેક્રેટરી તરીકે નિમણુક થઇ. આ પહેલાં એ ગૃહસ્થ કોલોનિયલ ડાયરેક્ટરના અધિકાર પર હતો. વસવાટના સુધારા માટે યોજેલા ઉપાયો કેટલે અંશે ફલદાયી થશે એ ભવિષ્યનો પ્રશ્ન છે; પરંતુ આ ગૃહસ્થ જબરો આશાવાદી છે; અને પોતાની યોજના સિદ્ધ કરવા માટે જોઇતો ઉત્સાહ અને દૃઢ નિશ્ચય તેનામાં છે. જ્યારે તે આ સ્થાન ઉપર આવ્યો ત્યારે સમય ઘણો વિકટ હતો. સાંપત્તિક અને નૈતિક દૃષ્ટિએ વસવાટની હિલચાલ તદ્દન નિરૂપયોગી ઠરી હતી, અને ભૂલેચૂકે પણ ત્યાંની વ્યવસ્થા વિષે કોઇના મ્હોંમાંથી સારા શબ્દ નીકળતા નહતા; પરંતુ જ્યારથી તેના હસ્તક સત્તા આવી છે, ત્યારથી બીજા પ્રદેશોમાં જર્મન રાજ્ય-

સંબંધી ફરીથી નવીન વિશ્વાસ ઉત્પન્ન થયો છે. માટે આ બાબતનું શ્રેય તેની કર્તવ્યનિષ્ઠાનેજ આપવું જોઇએ છે.

તેનો મત એવો છે કે વસવાટની ઇંગ્લિશ પદ્ધતિ જર્મન પદ્ધતિ કરતાં સારી છે, અને તેથી એ ધોરણેજ તેણે પોતાનો ઉદ્યોગ શરૂ કર્યો છે. પ્રથમ તેણે દેશના વિદ્વાનો, કારીગરો, કારખાનાવાળાઓ અને વેપારીઓ સમક્ષ ઘણાં વ્યાખ્યાનો આપ્યાં. આ વ્યાખ્યાનોમાં તેણે વિશેષ કરીને રાષ્ટ્રનું અભિમાન અને રાષ્ટ્રનું હિત, એ બે વાતો શ્રોતાઓના અંતઃકરણમાં ઠસાવી. પહેલા મુદ્દા વિષે તેનું કહેવું એ છે કે, જે કાર્ય જર્મનીએ હાથમાં લીધું છે તે હવે અધુરેથીજ છોડી દે તો તેની કીર્તિને નામોશી લાગે. બીજા સંબંધી તે કહે છેઃ—"જર્મન રાષ્ટ્રના મજુરોની ભવિષ્યમાં કેવી વ્યવસ્થા કરવી, ઉદ્યોગ ધંધામાં ગુંથાયલા મજુરોના ઉદરનિર્વાહ માટે ખોરાકી કેવી રીતે મેળવવી અને વેપાર, ઉદ્યોગધંધા તથા નવીન વહાણો બાંધવાં, એ સર્વ કાર્યમાં દેશનું ધન કેવી રીતે અને કેટલું રોકવું, એ મહત્વના પ્રશ્નનો સર્વ આધાર વસવાટના વ્યવસ્થિત રાજ્યકારોબાર પર રહેલો છે."

કોલોનિયલ સેક્રેટરીના મત પ્રમાણે ભવિષ્યમાં પણ જલદી એવો સમય પ્રાપ્ત થશે કે, જર્મનીનાં કારખાનાંને આવશ્યક કાચો માલ તથા ધાન્ય વસવાટ તરફથી જર્મનીને મળવા લાગશે. પોતાના વસવાટની વ્યવસ્થા સરસ રાખવા છતાં, અને તે દેશની જનસંખ્યા ઓછી છે તોપણ ઇંગ્લાંડને તેવા પ્રકારનો લાભ હજુ મળ્યો નથી. આ લાભ થોડાં વર્ષમાં જર્મનીને મળે એ સંભવિત જણાતું નથી. કપાસ, તાંબું, રબર, પેટ્રોલિયમ, કૉફી, ચોખા, તૈલીબીજ અને જ્યૂટ બહુધા જર્મનીને પરદેશથી મેળવવાં પડે છે. ઇ. સ. ૧૯૦૫ માં ઉપર કહેલી જાતનો પાંચ કરોડ પૌંડનો માલ પરદેશથી જર્મનીમાં આવ્યો હતો. આટલી કિંમતનો માલ વસવાટમાંથી ઉત્પન્ન કરી શકીશું એમ આ ગૃહસ્થને લાગે છે. આ પરથી તે કેટલો આશાવાદી હોવો જોઇએ તે સ્પષ્ટ થાય છે. પરંતુ તેની આશા સફળ થવાનાં ચિહ્‌ન પૂર્વની પરિસ્થિતિ પરથી દેખાતાં નથી.

ઉપર જણાવેલી વસ્તુઓમાં કપાસ અતિ મહત્વની વસ્તુ છે. કપાસ ઉત્પન્ન કરવાનો પ્રયત્ન આફ્રિકા ખંડના જુદા જુદા વસવાટમાં મોટા પ્રમાણમાં શરૂ થયો છે. તોપણ જર્મનીને એક વર્ષમાં જેટલો કપાસ-રૂ જોઇએ છે, તેટલાનો હજારમો ભાગ પણ હજી વસવાટમાં ઉત્પન્ન થતો નથી. ત્યાં કપાસનો પાક હજુ નવો છે, એટલે ભવિષ્યમાં વિશેષ માલ તૈયાર થવા લાગશે. પરંતુ 'આંગળી ફૂલીને થાંભલો ન થાય' એ કહેવતના જેવું છે.

વસવાટની જમીનની ફળદ્રુપતા વિષે કેટલાક લોકોની કલ્પના બહુ વિલક્ષણ છે. તેઓ કહે છે કે, "બીજાં થોડાં વર્ષમાંજ વસવાટમાં જોઇએ તેટલો માલ ઉત્પન્ન થવા લાગશે. આ માલ વસવાટવાળા બહુ ઓછી કિંમતે જન્મભૂમિને આપશે; એટલે જર્મન કારખાનામાં તૈયાર થયેલો માલ એટલે સુધી જગત્માં પ્રસરશે કે, બીજા દેશોને જર્મની સાથે ઉભા રહેવાનું ભારે મુસ્કેલ થઈ પડશે." વસવાટની ખેતીનો ખર્ચ ગમે તેવો થોડો આવતો હશે, તોપણ ત્યાંના ખેડુતો બજારની હરિફાઇમાં આવતી વધારેમાં વધારે કિંમત લેવાનું શામાટે ત્યજી દે, એ વિચાર આ ફળદ્રૂપ ભેજાંમાં કેમ ઉત્પન્ન થતો નહિ હોય? હેર ડર્નબર્ગ પણ એવુંજ કંઇ કહે છે. તે કહે છે કે, પાંચ વર્ષમાં વસવાટનો માતૃભૂમિ સાથેનો વેપાર ત્રીસ લાખ પૌંડ પરથી એક કરોડ જેટલે પહોંચશે! આ વૃદ્ધિ અતિશય છે એમ અમારા કહેવાનો ભાવાર્થ નથી; પરંતુ અત્યાર સુધીના વસવાટના અનુભવ પરથી આ આંકડા પણ સત્ય ઠરશે કે કેમ એ શંકાસ્પદ છે. ઇ. સ. ૧૮૮૮ થી ૧૯૦૮ સુધીનાં વીસ વર્ષમાં જર્મનીનો વસવાટ સાથેનો આયાત અને નિકાશ માલનો વ્યાપાર એક કરોડ ઓગણસાઠ લાખ પૌંડનો થયો હતો; એટલે જર્મનીમાંથી સ્વીટ્ઝર્લાંડ જેવા નાના દેશમાં જેટલો માલ જાય છે તેના કરતાં પણ આયાત અને નિકાશ બન્ને પ્રકારનો માલ ઓછો છે. તેમાં પણ ઉક્ત સમયમાં જર્મનીમાંથી વસવાટમાં જે માલ ગયો તેમાં કેટલોક તો સરકારી મકાનો, લશ્કર અને તેમના અધિકારીઓનેજ ખપ લાગે તેવો હતો.

જર્મન વસવાટને ભવિષ્યમાં કેવી સ્થિતિ પ્રાપ્ત થશે તે વિષે આટલુંજ વિવેચન બસ છે. હવે આપણે તેની હાલની સ્થિતિનો વિચાર કરીશું. આ સ્થિતિનું વર્ણન એક માણસે એકજ વાક્યમાં પણ તદ્દન યથાર્થ રીતે જણાવતાં કહ્યું છે કે, "વસવાટના જે પ્રદેશની જમીન ફળદ્રૂપ છે તેનાં હવાપાણી સારાં નથી, અને જેનાં હવાપાણી સારાં છે તેની જમીન સારી નથી!" પ્રસ્તુત સ્થિતિનો વિચાર કરવામાં એકંદર વસવાટના બે વિભાગ કરી શકાશે. ૧. સેટલમેન્ટ (વસ્તીના) સ્વરૂપનો અને ૨. પ્લૅંટેશન (બાગાયત) સ્વરૂપનો. પહેલા વર્ગમાં નૈઋત્ય આફ્રિકાનો કેટલોક ભાગ, પૂર્વ આફ્રિકાનો ઉપલો ભાગ અને કેટલાક બેટોનો સમાવેશ થાય છે. આ સર્વનો વિસ્તાર જર્મન રાષ્ટ્રથી બમણો છે. બીજા વર્ગમાં પૂર્વ આફ્રિકાનો ઘણો ભાગ, કેમેરૂન, ટોગો અને ન્યૂ (નવીન) ગ્વાયનાનો સમાવેશ થાય છે. આનો વિસ્તાર જર્મન રાષ્ટ્ર કરતાં અઢી ગણો છે. પરંતુ યૂરોપિયન લોકોને વસવાટ કરવા માટે હવા પાણીની દૃષ્ટિથી જોતાં આ પ્રાંત નિરૂપયોગી છે. જર્મન વસવાટનો એકંદર

વિસ્તાર (૧૯૦૬માં) ૨૬,૫૮,૪૪૯ ચોરસ કિલોમીટર (૧ કિલોમીટર=⅝ મૈલ) હતો અને ત્યાંની લોક સંખ્યા ૧,૨૧,૧૯,૦૦૦ હતી. કિયાચાઉ સાથે સર્વે વસવાટમાં ઇ. સ. ૧૯૦૬ માં ૫૬૬૮ અને **નૈઋત્ય આફ્રિકા**માં ૬૩૭૨ ગોરા હતા. **જર્મન ઇસ્ટ આફ્રિકા**માં જે **યૂરોપવાસીઓ** છે તેમાં ઇંગ્રેજ, **ફ્રેંચ, ઈટાલિયન, આસ્ટ્રિયન** વગેરે લોકો પણ છે; અને બીજા ભાગમાં પણ થોડા ઘણા પ્રમાણમાં તેઓ પ્રસરેલા છે.

**ટોગો**ના વસવાટનો ખર્ચ માત્ર ત્યાંના ઉત્પન્નમાંથી પુરો થઇ શકે છે. બીજા તમામને દ્રવ્યની સહાયતા સામ્રાજ્ય આપે છે. ઇ. સ. ૧૯૦૬–૦૭માં ૪૩, ૬૨,૨૫૦ પૌંડ મદદ તરીકે વસવાટના પ્રદેશને આપવા પડ્યા હતા; તેમાંથી ૩૨,૫૩,૫૫૦ પોંડ **નૈઋત્ય આફ્રિકા**ના ભાગમાં ગયા હતા; કારણ કે ત્યાં લશ્કરી ખર્ચ ભારે છે. આ ખર્ચ દિનપ્રતિદિન ઓછો થતો જાય છે એટલે સામ્રાજ્યને તેટલો લાભ થશે.

વસવાટનું મુખ્ય ઉત્પન્ન માત્ર બહારથી આવતા માલ પરની જકાતનું છે. ઇ. સ. ૧૯૦૬ માં જકાતનું કુલ ઉત્પન્ન ૪,૧૧,૦૫૦ પૌંડ હતું. પરદેશમાંથી આવતા પાકા માલ પર આટલી જકાત હોત તો તે જુદી વાત હતી; અને તે ઉપરથી લોકોને આવા માલની અભિરુચિ થતી જાય છે એમ કહી શકાયું હોત. પરંતુ, આ ઉત્પન્ન પૈકી મોટો ભાગ દારૂની જકાતનો છે, એ શોચનીય છે. દારૂનું વ્યસન લોકોમાં વધતું જાય છે અને વ્યસનના કારણે કેટલીક જાતો નિર્મૂળ થતી જાય છે. આ સિવાય જુદા જુદા સ્વરૂપના સ્થાનિક કર છે. તેનું ઉત્પન્ન એજ સાલમાં ૯,૬૩,૫૦૦ પૌંડ જેટલું હતું. કોલોનિયલ સેક્રેટરીનો વિચાર એવો છે કે વસવાટનો ખર્ચ વસવાટમાંથીજ મેળવવો. આ વિચાર સાધ્ય થાય તે માટે વસવાટને કેટલી મદદ આપવી તે એક વખત નિશ્ચિત કરી નાખવાની તે ઇચ્છા રાખે છે. અર્થાત્ તેનું કહેવું એવું છે કે એથી જો વધારે ખર્ચ આવે તો જે તે વસવાટવાળાઓએ એ રકમ ઉભી કરવી જોઇએ.

ઇ. સ. ૧૯૦૫માં વસવાટનો પરદેશ સાથેનો કુલ વેપાર ૯૬, ૫૫,૦૦૦ પૌંડનો હતો. તે પૈકી ૭૦,૨૭,૪૦૦ પૌંડનો આયાત માલ અને ૨૬,૨૭,૬૦૦ પૌંડનો નિકાસ માલ હતો. આયાત માલમાં સરકારી સામાન ( Stores ), રેલ્વેને જરૂરનો માલ અને એવાજ પ્રકારની વસ્તુઓનો મોટો ભાગ હતો. આવા સ્વરૂપનો માલ હુંડીની પદ્ધતિથી જમા પકડી શકાતો નથી તેથી આયાત માલનો વેપાર વધતો જાય છે, એમ આંકડા જોઇને ધારવામાં આવે તો તે ભૂલ છે.

ઘણાખરા વસવાટમાં ખેતીના ઉત્પન્ન સિવાય બીજું કંઈ વિશેષ થઈ શકે તેમ નથી. હાલમાં આજ ઉદ્યોગ ચાલે છે. આ કાર્યમાં સ્થાનિક મજુરો નિયમિત રીતે કામ પર રહેતા નથી એ મુખ્ય અડચણ છે. કેટલાંક સ્થળોના મનુષ્યો સહવાસથી સુધરે છે; પરંતુ કેટલાંક સ્થળના તો એટલા આળસુ છે કે, તે માટેનો કોઈ પણ ઉપાય સિદ્ધ થતો નથી.

પશ્ચિમ આફ્રિકાના ટોગો અને કામેરૂનના લોકો હજુ સુધી આળસુ અને અવિચારી વર્તનવાળા છે. ત્યાંના મજુરો શરીરમહેનત કરતા નથી. ત્યાંની હવા ખરાબ છે પણ જમીન ફળદ્રૂપ છે. પૂર્વ આફ્રિકામાં સારા મજુરો મળે છે; પરંતુ નૈઋત્ય આફ્રિકાની એ સંબંધીની હરકત દૂર થવાનો સંભવ જણાતો નથી. કારણ કે, હેરેરોસ જાતિના ત્યાંના મનુષ્યો મજુરીના કામમાં ઘણા સારા હતા, પરંતુ જર્મનોએ તેમને નાબુદ કર્યાથી ખેતી માટે તેમના જેવા સારા મનુષ્યો મળતા નથી. જર્મનોએ એ લોકો પર એવો ભયંકર જુલમ કેમ કર્યો તે જાણવા જેવું છે. પરંતુ આ વખતે આપણે એટલુંજ જાણવાનું છે કે, આ લોકોના અભાવે નૈઋત્ય આફ્રિકાની ખેતી હજુ કેટલાંક વર્ષ એવીજ નિર્માલ્ય સ્થિતિમાં રહેશે ! આ ભાગની હવા સારી છે. જમીન જોઇએ તેટલી અને ફળદ્રૂપ છે, જંગલ પણ પુષ્કળ છે. આ સર્વ બાબત અનુકૂળ હોવાથી સરકારનો અંદાજ એવો છે કે, મજુરોની હરકત મટશે એટલે નૈઋત્ય આફ્રિકામાં સારૂં ઉત્પન્ન થશે. હર ડર્નબર્ગના મત પ્રમાણે આ પ્રાંત થોડાજ વખતમાં બ્રિટિશ કેનેડાના જેવો થશે. આ અતિશયોક્તિ દૂર કરીએ તો ખરી સ્થિતિ એવી જણાય છે કે, આ પ્રાંતમાં યૂરોપિયનોની મોટી વસ્તી થઈ શકે તેમ છે. ત્યાંની હવા તેમને રૂચે તેવી છે, અને સંપત્તિ પણ મળે તેમ છે. એક ખામી માત્ર એટલી છે કે એ ભાગમાં સારૂં બંદર નથી. વૉલફિશ (Walfisch Bay) નો અખાત વેપારમાં અનુકૂળ છે, પણ તે ઇંગ્રેજ સરકારની સત્તામાં છે. બંદરની દૃષ્ટિથી સ્વાકોપમંડનું સ્થાન ઠીક છે, પણ તેની ચોતરફ રેતીનું મેદાન છે. સાંભળવામાં આવ્યું છે કે આ હરકત દૂર કરી બંદર સુધારવા માટે એક કંપની સ્થાપન થઇ છે. પરંતુ તેનું કામ કેટલે સુધી આવ્યું છે તે અદ્યાપિપર્યંત જાણવામાં આવ્યું નથી.

સર્વ વસવાટનું ઉત્પન્ન ખેતીમાંથીજ થાય તેમ છે; એટલે ત્યાં ખેતીની સુધારણા કરી દરેક પ્રકારનો માલ ઉત્પન્ન કર્યા સિવાય સંપત્તિ ઉત્પાદક સાહિત્ય મળે તેમ નથી. ખેતી પણ બહોળા વિસ્તારમાં થાય તોજ ફાયદો થાય; નાના વિસ્તારમાં લાભ થવાનો સંભવ નથી. જ્યારે બહોળા વિસ્તાર-

માં ખેતી કરવી હોય ત્યારે તેમાં ધનવાનોએ લક્ષ આપવું જોઇએ. **નૈઋત્ય આ**ફ્રિકામાં ખેતી કરી પુરતો ફાયદો મેળવવો હોય તો એક માલીકે ઓછામાં ઓછી ૨૫,૦૦૦ એકર જમીન ઉપાડવી જોઇએ ! જ્યાં આ સ્થિતિ છે ત્યાં અલ્પ પ્રમાણમાં ખેતી કરવાવાળાઓને શું મળે ? આ કારણથી પાંચસેથી પચાસસો પૌંડ સુધી જેમની પાસે થાપણ હોય છે, તેવાજ ખેડુતોને ત્યાં જવાની સંમત્તિ આપવામાં આવે છે. આ ઉપરથી નાના ખેડુતોને ત્યાં શો લાભ થાય તેમ છે તે સ્પષ્ટ થાય છે; તો પછી સેક્રેટરી કયા ધોરણે કહે છે કે, **બ્રિ**ટિશ કેનેડાની બરાબર આ પ્રદેશની સ્થિતિ થશે ?

વસવાટની ઉન્નતિમાં બીજી એક મોટી અડચણ એ છે કે, રેલ્વે અને ગાડી રસ્તાનો ત્યાં અભાવ છે. ભારવાહક સાધનો જોઇએ તેવાં નહિ હોવાથી પરદેશ મોકલવા જેવો માલ મહિના દોઢ મહિના સુધી નીગ્રો લોકોના માથા પર ઉચકીને લઇ જવો પડે છે. હાથીદાંત, રબર અને મીણ લઈ જવાનું કામ સહેલું છે અને તેમાં ઘણો નફો મળે છે; પરંતુ એ માલ જોઇએ તેટલો મળી શકતો નથી. પૂર્વ **આ**ફ્રિકામાં તો માલ લઇ જવાનું કામ બહુ મુશ્કેલીવાળું છે. ઈ. સ. ૧૯૦૮ માં **રા**ઇશટૅગે ૯૦૦ મૈલની રેલ્વે બાંધવાની મંજુરી આપી છે. એ રેલ્વે ૭ સાત વર્ષમાં તૈયાર થવાની છે. **બ્રિ**ટિશ **આ**ફ્રિકાના રેલ્વેના પ્રમાણ કરતાં આ પ્રમાણ બહુ ઓછું છે. તોપણ કહેવું જોઇએ કે, **अकरणान्मंद्-करणं श्रेय:** એ તત્વાનુસાર જે યોજના થઇ છે તે ઠીકજ છે.

આ અને ગયા પ્રકરણની હકીકતનો શાંત મનથી વિચાર કરવાથી નિશ્ચય થશે કે, દેશમાં વધતી જતી પ્રજા અને ઉદ્યોગધંધાની વ્યવસ્થા કરવા માટે વસવાટની બરોબર વ્યવસ્થા કરી ત્યાં સુધારો કરવા માટે સર્વ પ્રયત્ન **જર્મ**નોએ ચલાવેલા છે. હમણાં જે **વેસ્ટ** પોલિટિકનો પવન ફુંકાય છે, તેનો આ પ્રયત્ન સાથે સંબંધ નથી, એમ કહી શકાય તેમ નથી; પરંતુ અમારા વિચાર પ્રમાણે મુખ્ય હેતુ એ જણાય છે કે, **જર્મ**નીને નવું બજાર મેળવવાની ઇચ્છા છે; અને તે સર્વ કોઇને યોગ્ય જણાશે. હાલના સમયે દેશમાં જે લોકો આવશ્યક સાધન મેળવી શકતા નહોય તેજ લોકો દેશત્યાગ કરી વસવાટમાં જઇ રહે, એ વિચાર રાજાના મનમાં આવતો નહિ હોય. કારણ કે, હજુ ત્યાં તેવી અનુકૂળતા થઈ નથી. **આ**ફ્રિકા અને **પે**સિફિક મહાસાગરમાં **જર્મ**નીની સત્તામાં જે પ્રદેશ છે તે પ્રદેશને વસાયત—વસવાટની સંજ્ઞા આપવાનો પ્રચાર છે. પરંતુ તે માત્ર શબ્દચ્છલજ છે. આ પ્રદેશને રક્ષણ નીચેનો પ્રદેશ ( Protectorates) કિંવા વેપાર માટે વસ્તી કરનારો પ્રદેશ એવું ( Trading Settlements)

નામ આપવામાં આવે તો તે વિશેષ યોગ્ય છે. કારણ કે, હજુ સુધી એ પ્રદેશ વસવાટનું નામ ધારણ કરવાને યોગ્ય થયો નથી, અને ઘણા ગોરાઓ કોઇ પણ પ્રાંતમાં સ્થિર નિવાસ કરી રહેલા નથી.

કારખાનામાં તૈયાર થતા પાકા માલની નિકાશ વધારવા માટે નવીન બજાર હસ્તગત કરવો અથવા સર્વ જગતમાં જર્મનીની સત્તા સ્થાપન કરી ઇંગ્લાંડ જેવું સ્થાન મેળવવું, એ બે હેતુ પૈકી પહેલો મુખ્ય હોય કે બીજો મુખ્ય હોય, અથવા બન્ને મુખ્ય હોય–અને આપણે વાદ માટે ગમે તેમ સ્વીકારી વિચાર કરીએ–તો તેટલા પરથીજ વસવાટની હિલચાલને જે ટેકો હાલ મળે છે તે ભવિષ્યમાં પણ મળશે, એમ કહી શકાય તેમ નથી. તથાપિ, આ કારણ સિવાય બીજું એક બલવત્તર કારણ લક્ષમાં લઇએ છીએ તો આ ઉત્સાહ છેવટ સુધી રહેશે એમ લાગે છે. વસવાટની ઉન્નતિ પર જર્મનવૈભવ અવલંબી રહેલો છે એમ ગદગદિતકંઠે કહેવાથી જે જર્મનો પર લેશ માત્ર અસર થઇ નહતી તે હજારો જર્મનો વસવાટમાં ગયાં ૧૦–૧૫ વર્ષમાં કાળને આધિન થયા છે એ શબ્દ તેમના કાનના પડદાને અથડાયા તે સાથેજ તેઓ જાગ્રત થયા છે. તેમણે આ કાર્ય પ્રત્યેની ઉદાસીનતાનો ત્યાગ કર્યો છે. અને હવે તે કહે છે કે " જે જમીન પર જર્મનીના અનેક પુત્રો મૃત્યુમુખમાં પડયા છે અને જે જમીનના ઉદરમાં તેઓ અખંડ નિદ્રાનો અનુભવ મેળવે છે, તે જમીન હવે બીજા લોકોની નથી; અમારી પોતાનીજ છે. તેમાં સારો સુધારો કરી તેના વિષે પૂર્ણ કાળજી રાખવી એ અમારૂં શ્રેષ્ટ કર્તવ્ય છે." આ ઉદ્‌ગાર આફ્રિકાના સર્વ પ્રાંત માટે સત્ય છે. તેમાં પણ નૈઋત્ય આફ્રિકાને તો પૂર્ણ રીતે લાગુ પડે છે. તે ઉપરથી સ્વદેશાભિમાની જર્મનોના મનમાં વસવાટ વિષે કેવા પ્રકારની મનોભાવના જાગ્રત થયેલી છે, તે આપણા લક્ષમાં આવે છે. જર્મનીનાં જુદાં જુદાં સંસ્થાનો એકત્ર કરવા માટે જેમ મનુષ્યરક્ત અને પોલાદનાં શસ્ત્રાસ્ત્રો કારણભૂત થયાં હતાં તેમજ વસવાટના પ્રાંતોનું ઐક્ય કરવામાં બન્યું હતું. તેથી આટલી પ્રાણહાનિ સહન કરી જે પ્રાંતો મેળવ્યા છે તે હાથમાંથી જવા દેવા તે રાષ્ટ્રની કીર્તિને કલંક લગાડવા જેવું છે, એમ પ્રસ્તુત પ્રજાને લાગે છે. આનું પરિણામ એ આવ્યું છે કે, રાષ્ટ્રના જુદી જુદી રાજકીય પક્ષના લોકો ભેદભાવ ભૂલી જઇ, એક મનથી આ હિલચાલને સહાયતા કરે છે, અને જર્મન કોલોનિયલ સોસાઇટી જેવી સંસ્થાઓ સ્થાપન કરે છે. તેમાંના કેટલાક એવું પણ કહેનારા છે કે, વસવાટથી સાંપત્તિક ફાયદો ભલે ન થાય, પણ ત્યાંની પ્રજાને સુધારવાનું કાર્ય આપણે પુરેપુરૂં કરવું જોઇએ. સોશિયાલિસ્ટો પ્રથમ કહેતા કે વસવાટ વધારવાનું કહેનારાઓમાં

મુખ્ય ભાગ ધનવાનોનો છે, અને તેમની ધનતૃષ્ણાજ આ હિલચાલનું કારણ છે. પરંતુ, તેમનામાં જે મોડરેટ–મધ્યમ પક્ષના હતા તેઓ આ કહેવું સ્વીકારતા નહતા. મનુષ્યજાતનો સુધારો એ સોશિયાલિઝમનું અંતિમ ધ્યેય છે, તો **નીગ્રો** જેવી જંગલી અને રંક સ્થિતિમાં આવેલી પ્રજાની ઉન્નતિ આપણા હાથે જો થઇ શકે તેમ હોય તો તે કેમ સ્વીકારવું નહિ? એવા પ્રકારનો યુક્તિવાદ એ લોકોએ ઉદ્દાંમ પક્ષના લોકો સાથે કર્યો; અને તેની તેમના પર સારી અસર થઇ. હવે તેમનામાં વસવાટ વિષે મતભેદ રહ્યો નથી. તેમનું મુખ્ય કહેવું એજ છે કે, વસવાટના પ્રદેશની મૂળ પ્રજા પ્રત્યે પ્રેમ રાખવો જોઇએ, અને તેમનો માનસિક તથા સાંપત્તિક સુધારો કરવાનો ગોરાઓએ પ્રયત્ન કરવો જોઈએ. અમે ઉપર જે બલવત્તર કારણ કહ્યું તેનો પ્રભાવ કેવો છે તે આ ઉપરથી વાચકોના ધ્યાનમાં આવ્યુંજ હશે.

નજીકના મિત્ર રાષ્ટ્રે વસવાટ સંબંધી જે ઉદ્યોગ ચલાવ્યો છે, તે વિષે ઇંગ્લાંડે કેવું ધોરણ સ્વીકારવું તે ઠરાવવાનું મુશ્કેલ નથી. ઇ. સ. ૧૮૮૫ માં ઇંગ્લાંડના આ કાર્યમાં જ્યારે **જર્મની** સાથે પહેલવહેલો વાંધાનો પ્રસંગ આવ્યો ત્યારેજ આ ધોરણ કેવું હોવું જોઇએ તેનો ખુલાસો મી. **ગ્લેડ**સ્ટને કર્યો છે. "મારી ઢાલ લટકાવવા માટે જ્યાં ખીલો ઠોકવા જેવું સ્થાન હું જોઇશ ત્યાં ખીલો ઠોકવામાં હું યત્કિંચિત્ પણ વિચાર કરીશ નહિ." આવા પ્રકારના ઉદ્દગાર એક વખત **જર્મ**નીના શહેનશાહે કાઢયા હતા. આ વાત ખરી હોય તોપણ ધ્યાનમાં રાખવું જોઈએ, કે જે પ્રયત્નમાં સો વર્ષ પૂર્વે બીજાં રાષ્ટ્રોએ પ્રયત્ન કરી વિજય મેળવ્યો છે તે પ્રયત્ન **જર્મનીએ** પચીસ ત્રીસ વર્ષથી કરવા માંડ્યો છે. અર્થાત્ જે ખીલો ઠોકવા જેવાં સ્થાન હતાં તે તો પ્રથમથી બીજાં રાષ્ટ્રોની સત્તામાં સ્થિર થયેલાં છે! આખું જગત્ **જર્મ**નમય થવું જોઇએ એવી હવાઈ ઇચ્છા ધરાવનારી પ્રજાના વચનમાં જો કંઇ અર્થ હોય તો બીજાં રાષ્ટ્રોને તેમાંથી ભય ઉત્પન્ન કરનારો અર્થ જણાય; પરંતુ એવા જ્યાં સુધી સર્વ **જર્મ**ન રાષ્ટ્ર પર પોતાની સત્તા સ્થિર કરી શક્યા નથી ત્યાં સુધી બીજાઓને બીક રાખવાનું ખાસ કારણ નથી. મિત્ર તરીકે **જર્મ**નીને મદદ કરવાનું જેમને પ્રિય ન હોય તેમણે તે માટે કંઇ વિચાર કરવો નહિ, પણ "તમો જે કરો છો તે ઠીક છે, અમારે વચમાં આવવાનું કારણ નથી." એમ કહી તટસ્થ વૃત્તિ સ્વીકારવાને હરકત નથી. તટસ્થ રાષ્ટ્રોએ વિચારમાં લેવા જેવું એ છે કે, ઇ. સ. ૧૮૮૧ માં **ફ્રા**ન્સે જ્યારે **મોરો**ક્કો વિષેનો પ્રશ્ન ઉપસ્થિત કર્યો, ત્યારે **પ્રિન્સ બિસ્માર્કે** તદ્દન શાંત વૃત્તિ સ્વીકારી હતી. તેણે આવી વૃત્તિ કેમ સ્વીકારી છે એ વિષે તેની સાથે બેસનારા મનુષ્યોએ પુછયું ત્યારે તેમણે ઉત્તર આપ્યો કે, " વસ-

વાટના સંબંધમાં ફ્રાન્સ જેટલું લક્ષ આપશે તેટલું જર્મનીને હિતકારજ છે !" એટલે આવા કાર્યમાં અન્ય રાષ્ટ્રોએ તટસ્થ વૃત્તિ સ્વીકારવી એ પદ્ધતિ પ્રિન્સ બિસ્માર્કને પણ માન્ય હતી એમ જણાય છે.*

## પ્રકરણ ૨૦ મું.

### જર્મન સામ્રાજ્યનો ખર્ચ.

ઉદ્દામ લોકસત્તાવાદી સિવાયના જર્મનીના અન્ય સર્વ રાજકીય પક્ષના લોકો બહુ મુશ્કેલ સ્થિતિમાં આવી પડ્યા છે. તેમની વાચા અને કૃતિમાં ઘણી વિરુદ્ધતા જણાવા લાગી છે. સામ્રાજ્યના હિતની રાજનીતિ વિષે તેમનો મત એકજ છે, પરંતુ આ રાજનીતિ માટે જે ખર્ચ થાય તે માટે તેમનું ચિત્ત ચુંથાય છે. સર્વે એક વિચારથી કહે છે કે વિશેષ કર નાખવા જોઇએ; પરંતુ કઈ કઈ બાબત પર નાખવો તે માટે તેમનામાં મતભેદ રહે છે. લશ્કરી ખર્ચ વધવાથી જે કર નાખવામાં આવ્યો છે તે અપૂર્વ શાંતિથી તેઓ સહન કરે છે. તેમની ઇચ્છા છે કે પરદેશ સાથે જર્મનીનું તેજ જ્વલિત રહેવું જોઇએ, પણ તે માટે દ્રવ્યનો વિશેષ ખર્ચ કરવો જોઈએ નહિ. આમ કહેનારા કેવળ કર ભરનારાજ છે એમ કંઇ નથી; પરંતુ સામ્રાજ્યને ખર્ચ જેટલું ધન નહિ મળે તો અમે આપીશું એમ કહેનારાં સંસ્થાનો પણ પોકાર કરે છે કે, સામ્રાજ્યનો ખર્ચ વધતો જાય છે.

સામ્રાજ્યની સ્થાપના થયા પછી કેટલાંક વર્ષ સુધી સર્વત્ર શાંતતા પ્રસરી રહી હતી; તેથી તે સમયે હાલના ખર્ચની લોકોને કલ્પના થઇ શકી નહતી. તે સમયની કલ્પના કરતાં આજે ખર્ચનું પ્રમાણ અતિશય વધી ગયું છે, અને આરંભમાં જે થોડા લાખનું રાષ્ટ્રિય કરજ હતું તે આજે કરોડોની સંખ્યામાં

* એક જર્મન ગ્રંથકારનો એવો મત છે કે, વૉસજીસ પાસેના પ્રાંત એટલે આલ્સાસ તથા લૉરેન પુનઃ મેળવવા ફ્રાન્સ પ્રયત્ન કરે નહિ, ને અન્ય દિશા તરફ લક્ષ આપે અને તે તરફ ગયેલા પ્રદેશ કરતાં વિશેષ પ્રદેશ મેળવે એ હેતુથી આફ્રિકામાં વસવાટ સ્થાપન કરવાની પ્રિન્સ બિસ્માર્કે જાતે ફ્રેંચ મુત્સદ્દીઓને સલાહ આપી હતી. તે પ્રમાણે આફ્રિકામાં ફ્રાન્સે નવીન પ્રદેશ મેળવ્યો; પરંતુ આલ્સાસ, લૉરેન પરથી તેની દૃષ્ટિ ખસી નહિ. આ કારણથી પ્રિન્સ બિસ્માર્કનો વિચાર વ્યર્થ થયો. તોપણ આ ઉત્તર આપવામાં તેનો મુખ્ય હેતુ શો હતો તે આ ઉપરથી સ્પષ્ટ થાય છે મી. ડૉસને તેનો તદ્દન સરળ અર્થ કર્યો હોય એમ જણાય છે.

વધી ગયું છે. આજે કોઇ કહે કે, જર્મન સામ્રાજ્ય સ્થાપન થયા પછી કેટલાંક વર્ષ સુધી તેનો ખર્ચ ૧,૭૫,૦૦,૦૦૦ હતો, તો તેના પર કોઈ વિશ્વાસ રાખી શકતું નથી. આ રકમ પૈકી ½ થી ⅔ સુધીની રકમ પરદેશમાંથી આવતા માલ પરની જકાત ( Custom ) તથા તંબાકુની જકાતથી ઉત્પન્ન થતી, ⅙ ખાંડ, મીઠું, બીર અને સ્પીરીટ પર બેસાડેલી એકસાઇજ જકાતમાં ( Excise ), સ્ટાંપમાં, સાર્વભૌમ ટપાલખાતામાં અને રેલ્વેમાં મળતા નફામાંથી આવતી હતી, અને પચીસથી પાંત્રીસ લાખ સુધીની રકમ સામ્રાજ્યના અંતર્ગત સંસ્થાનોમાંથી આવતી હતી. કેટલાંક વર્ષ પછી ખર્ચ વધવા લાગ્યો. અને ઇ. સ. ૧૯૦૮ માં તો તે એટલે સુધી આવ્યો કે તે વર્ષનો અંદાજી આંકડો ૧૨,૧૬,૦૦,૦૦૦ પૌંડનો આવ્યો હતો. આ સાલની પહેલાંનાં વીસ વર્ષમાં લોકસંખ્યા સેંકડે ૩૦ વધી ત્યારે ખર્ચ સેંકડે ૨૩૦ વધ્યો !

લશ્કરી ખાતા સિવાય બીજાં ખાતાંમાં એટલે સિવિલસર્વિસની જુદી જુદી શાખાઓમાં દિનપ્રતિદિન વિશેષ ખર્ચ કોઈ પણ રાજ્યમાં થાય તો તે અટકાવી શકાય તેમ નથી. અને તે પ્રમાણે જર્મનીમાં પણ એ પ્રમાણ વધે તેમાં કાંઇ નવાઇ નથી. પણ તેટલાથીજ ખર્ચની રકમ આટલી મોટી થાય નહિ; તેમ થવા માટે બીજાં પણ કારણ હોવાંજ જોઇએ. એ કારણ સૈન્ય અને નૌકાખાતુંજ છે. વસવાટનું રાજ્ય સ્થાપન કરવાના ઉદ્યોગનો આરંભ થયો ત્યારથી આ બન્ને બાબતમાં વાજબી કરતાં ઘણો વિશેષ ખર્ચ થવા લાગ્યો, અને તેનું પરિણામ ઉપર કહ્યા પ્રમાણે આવ્યું. ઇ. સ. ૧૮૮૦ માં એટલે આ ઉદ્યોગનો આરંભ થતા પૂર્વે સૈન્ય અને નૌકાખાતું એ બન્નેનો મળી ફક્ત ૨,૩૦,૦૦,૦૦૦ પૌંડ ખર્ચ થતો હતો, ૧૯૦૦ માં ૩,૫૦,૦૦,૦૦૦ પૌંડની અંદર ખર્ચ થયો હતો, અને ૧૯૦૮ માં એ આંકડો ૫,૧૦,૦૦,૦૦૦ જેટલો આવ્યો.* તેમાં પણ નૌકાખાતાનું ખર્ચ વધારે થાય છે. ઇ. સ. ૧૯૦૦ માં એવું ઠરાવવામાં આવ્યું હતું કે, નૌકાખાતું હાલ છે તેટલું બસ છે. હવે એક કરોડ પૌંડ કરતાં વિશેષ ખર્ચ કરવાનો નથી, અને હવે પછીનાં વર્ષોમાં પણ સાધારણ ખર્ચ કરવો. આ ઠરાવ થયા પછી આઠજ વર્ષે એટલે ઇ. સ. ૧૯૦૮ માં એક કરોડ પંચોતેર લાખ ખર્ચ કરવાનું ઠર્યું. ઇ. સ. ૧૯૧૭ સુધી થનારા ખર્ચ માટે જે અંદાજ કરવામાં આવ્યો છે, તે પરથી આ રકમ તે વર્ષની આખરે બે કરોડ પૌંડ સુધી જશે એમ લાગે છે. સામ્રાજ્યના વધતા જતા આ ખર્ચમાં વસવાટ પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષ રીતે કારણભૂત છે.

* ઇ. સ. ૧૯૧૩-૧૪ માં આ આંકડો ૬,૮૭,૫૦,૦૦૦ પૌંડ જેટલો આવ્યો છે.
—ડેલી મેલ ઇયર બુક, ૧૯૧૫.

ત્રીસ વર્ષ પૂર્વે વસવાટનું બજેટમાં નામનિશાન પણ નહતું. પરંતુ તે થયું એટલે ખર્ચ અનેક રીતે વધવા લાગ્યો. ઇ. સ. ૧૯૦૮ માં વસવાટના ખર્ચનો અંદાજ ૩૨,૫૦,૦૦૦ પૌંડ જેટલો કરવામાં આવ્યો હતો. આ ઉપરથી આ ખર્ચ કેવો જબર છે તેની વાચકો કલ્પના કરી શકશે.

વર્તમાન સ્થિતિ તો એજ કહે છે કે સામ્રાજ્યનો ખર્ચ હજુ વધતો જશે. ઇ. સ. ૧૯૦૪ ના ખજાનચી બૅરન વૉન સ્ટેંજેલે (Baron von stengel) રાઇશિટેગમાં કહ્યું હતું કે, "હું સ્પષ્ટ રીતે કહું છું કે ભવિષ્યનાં ચિહ્ન ઠીક જણાતાં નથી; અને ખુલ્લા હૃદયથી કહું છું કે, આજે આપણે જેવો ખર્ચ કરીએ છીએ તેવો ભવિષ્યમાં કરીશું તો આપણો નભાવ થશે નહિ." પાંત્રીસ વર્ષ પર જર્મન રાષ્ટ્રને કરજનું નામ પણ ન હતું. પ્રથમ ૧૮૭૬–૭૭ માં કરજની શરૂઆત થઇ ત્યારથી ૧૯૦૮ સુધીમાં રાષ્ટ્રિય કરજ વીસ કરોડ પૌંડ જેટલું થયું છે.* આ રકમ ઉપરનું વ્યાજ માત્ર કેટલું થતું હશે તેની કલ્પના વાચકોએજ કરી લેવી! જર્મનીના ખજાનચીએ થોડાં વર્ષ પર નીચે પ્રમાણેના ઉદ્‌ગાર કાઢ્યા હતા:–

"ઘણા દુર્દૈવની વાત છે કે, કરજ કરવામાં આપણે સર્વથી આગળ છીએ. ફ્રાન્સ અને ઇંગ્લાંડ એ બન્ને દેશ પણ આપણી પાછળ છે. જે સમયે ફ્રાન્સે વિશેષ કરજ કર્યું નથી તે સમયમાં આપણું કરજ દસ ગણું વધ્યું છે. આ દેવાદાર સ્થિતિના કારણે રાજકીય અને સાંપત્તિક દૃષ્ટિએ જગત્‌માં જર્મનીની હાંસિ થયા સિવાય રહેશે નહિ." જર્મનીમાં રાષ્ટ્રિય કરજ દર મનુષ્યે ત્રણ પૌંડ ચાર શિલિંગ છે.

આ સિવાય સંસ્થાનોનાં કરજ છે. પરંતુ જે સંસ્થાનો એવાં કરજદાર છે તે સંસ્થાનોએ કંઇ ઉપયોગી કાર્યો માટે દેવું કરેલું છે. આ કારણથી દેવું તેમને ભારરૂપ લાગતું નથી. ઉદાહરણ તરીકે, સંસ્થાનોની રેલવે અને ખાણોની આજે જો કિંમત કરીએ તો તે માટે કરેલા દેવા કરતાં ઘણી વધે તેમ છે. સામ્રાજ્ય અને સંસ્થાનોનું જે કરજ છે તે પૈકી અર્ધું રેલ્વે માટે થયેલું છે. આ દેવું રેલ્વેમાંથી મળતા નફામાંથી વાળવાની ગોઠવણ થયેલી છે.

કદાચ આજે વધેલા રાષ્ટ્રિય કરજ ઉપરથી એમ કહેવામાં આવે કે સામ્રાજ્યને દેવાળું કાઢવાનો સમય આવ્યો છે, તો તે ભૂલ છે. સત્ય એટલું

---

* In 1895 the total debt of Germany and Prussia was 605¾ Millions Sterling. In 1913, it had increased to, 1080 Millions Sterling.

—*Daily Mail Year Book, 1915.*

જ છે કે, પ્રથમથી ખર્ચનો વિચાર ન કરતાં સરકારે પરદેશમાં મોટાં અને જોખમદારી કાર્યો સ્વીકાર્યાં, અને તે કાર્ય માટે જ્યારે પ્રથમની કલ્પના કરતાં પણ વધારે ખર્ચ થવા લાગ્યો ત્યારે સરકાર ગભરાઈ ગઈ. સરકારની જ્યારે આવી સ્થિતિ થઇ ત્યારે લોકોએ પણ દરોડો પાડવાની શરૂઆત કરી તેથી કેટલાક વિચારશૂન્ય મનુષ્યોને લાગ્યું કે, હવે રાષ્ટ્રનું દેવાળું નીકળશે. હા, એ ખરૂં છે કે પ્રથમથી જેટલી કાળજી રાખવી જોઇતી હતી તેટલી રાખવામાં આવી હોત તો દરવર્ષે અંદાજપત્રકમાં જે તૂટ પડતી હતી તે પડત નહિ. પણ તેટલા પરથી જર્મની છેક ભીખારી બની ગયું છે એમ કહેવું યોગ્ય નથી. તેનું કારણ એ છે કે, સામ્રાજ્યનાં કેટલાંક સંસ્થાનો લક્ષ્મીથી પૂર્ણ છે; તેથી તેમના બળ પર સામ્રાજ્યની કીર્તિને કે સ્થિરતાને લેશમાત્ર પણ હરકત થાય તેમ નથી. કદાચ કોઇ કહે કે કેટલાંક સંસ્થાનો પણ કરજદાર છે, તો તેમને એટલોજ ઉત્તર છે કે તમે ફક્ત કરજની રકમ તરફ જોશો નહિ. કરજની મદદથી સંસ્થાનોએ જે અઢળક ધન એકત્ર કર્યું છે તે તરફ દૃષ્ટિ કરજો. સામ્રાજ્યને પૈસા સંબંધી વિશેષ હરકત પડે છે તેનું કારણ એ છે કે, જરૂર કરતાં વિશેષ ધન તેને મળવાનો માર્ગ નથી. જો કે એ ખરૂં છે કે તેના ઉત્પન્નનાં સાધન વધારવામાં આવ્યાં છે, પણ તે ખર્ચની જરૂરિયાત ખાતરજ વધ્યાં છે.

સાર્વભૌમ રેલ્વે, ટપાલ, તાર, જકાત, સ્ટાંપ, અને બીજી કેટલીક પરચુરણ બાબતો સામ્રાજ્યના ઉત્પન્નનાં ક્ષેત્રો છે. જકાતખાતાનું ઉત્પન્ન ધાર્યા કરતાં વધારે આવે છે તો સંસ્થાનોને લોકસંખ્યાના પ્રમાણમાં વહેંચી આપવું પડે છે. તેવીજ રીતે ખોટ આવે છે તો સરકારને સંસ્થાનો પાસે ભીખ માગવી પડે છે.

સામ્રાજ્યની ઉત્પન્નની મુખ્ય દૃષ્ટિ પ્રથમથી પરદેશી માલની જકાત ઉપર હતી તેથી, તેમજ સ્વદેશી ઉદ્યોગનું રક્ષણ કરવાના હેતુથી વારંવાર જકાત વધારવામાં આવે છે. છત્રીસ વર્ષ પહેલાં ઉત્પન્ન હતું તેના કરતાં હાલનું ઉત્પન્ન ૭ ગણું છે. ઇ. સ. ૧૯૦૬ માં જકાતનું એકંદર ઉત્પન્ન ૬૬,૭૭,૬૦,૦૦૦ માર્ક્સ (૨૦.૪ માર્ક્સ=૧ પોંડ) હતું. આ જકાતના આરંભમાં સંરક્ષણનો આશય નહતો. સામ્રાજ્યના ખર્ચ માટે સંસ્થાનો તરફ જોઈ રહેવું ન પડે તે માટે, તેમજ લોકોને પ્રત્યક્ષ વધારે કર ભરવો ન પડે એ ઉદ્દેશ દૃષ્ટિમાં રાખી પ્રિન્સ બિસ્માર્કે આ યુક્તિ યોજી હતી.

ઉત્પન્નનું બીજું સાધન દેશમાં ને દેશમાંની અન્તર્ગત જકાત છે, તેમાં પણ વારંવાર વધારો કરવામાં આવ્યો છે. ઇ. સ. ૧૮૭૨ માં આ ઉત્પન્ન

બત્રીસ લાખ પચાસ હજાર પૌંડનું હતું. ત્યાર પછી જેમ જેમ લોકસંખ્યા વધતી ગઈ અને ખોરાકીના પદાર્થનો ઉપયોગ વધવા લાગ્યો, તેમ તેમ ઉત્પન્ન પણ વધવા લાગ્યું. આજે આ ઉત્પન્ન બે કરોડ પૌંડનું છે.

સામ્રાજ્યની જમાબંદીને વ્યવસ્થિત સ્વરૂપ આપવાનો પ્રયત્ન ઇ. સ. ૧૯૦૦ માં થયો હતો. તે વખતે ઉત્પન્નનાં અનેક નવીન સાધન નિર્માણ થયાં. પરંતુ નૌકાખાતાનો ખર્ચ વધવાથી નવીન ઉત્પન્ન પણ ઓછું જણાવા લાગ્યું. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, હાલમાં સામ્રાજ્યનો ખર્ચ જે ગતિથી વધે છે તે જ ગતિથી ભવિષ્યમાં વધતો જશે તો ઉત્પન્ન માટે કોઈ પણ જાતની કાયમની વ્યવસ્થા કરવી પડશે. માત્ર સમાયાનુસાર યોગ્ય સમય માટે ગમે તેવા ઉપાય યોજવાથી ચાલી શકશે નહિ.

પ્રજા પર નાખવાનો કર પ્રત્યક્ષ હોવો જોઇએ કે અપ્રત્યક્ષ એ વિષે સામ્રાજ્યની સ્થાપના થઇ ત્યારથી વાદવિવાદ થાય છે; પરંતુ દરવર્ષે નાણાંની તૂટ પડવાથી હમણાં આ વિષયને તીવ્ર સ્વરૂપ પ્રાપ્ત થયું છે. કૉન્ઝરવેટીવો કહે છે કે, ખર્ચની હરકત દૂર કરવા માટે જકાત ભલે વધારો, પણ પ્રત્યક્ષ કરની યોજના કરવી જોઈએ નહિ. રૅડિકલ્સ અને સોશિયલડેમોક્રેટ્સ વગેરે કહે છે કે, સંરક્ષક જકાત રાખવા કરતાં ખર્ચ સર્વેમાં વહેંચાઈ જાય તેવો સીધો કર નાખવો. તેમના મત પ્રમાણે સાર્વભૌમ આયપત—આવક વેરો નાખવાથી ઇષ્ટ કાર્ય સિદ્ધ થશે. આ વાદમાં સરકારનું વલણ કૉન્ઝરવેટીવો તરફ છે. સરકાર કહે છે કે, અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોમાં તથા સ્વિટ્ઝર્લૅંડમાં અપ્રત્યક્ષ કરની પદ્ધતિ અનેક વર્ષોથી ચાલે છે તે હિતકારક છે એમ અનુભવથી નક્કી જણાયું છે, માટે જર્મન સામ્રાજ્યે પણ તે માર્ગ સ્વીકારવો જોઇએ, અને પ્રત્યક્ષ પદ્ધતિનું અવલંબન કરવું જોઇએ નહિ. હિસાબી ખાતાના સેક્રેટરીએ એક પ્રસંગે કહ્યું હતું કે, " સામ્રાજ્યના તાબાના સર્વ સંસ્થાનનો એવોજ વિચાર છે. જો પ્રત્યક્ષ કર નાખવાનો અમે વિચાર કરીએ તો તેઓ તે ચાલવા દેજ નહિ. રાજ્યવ્યવસ્થાના નિયમ પ્રમાણે સામ્રાજ્યને અપ્રત્યક્ષ કર નાખવાનો જે અધિકાર છે તે અધિકારની મર્યાદામાં રહી સામ્રાજ્યનું ઉત્પન્ન સુધારવાનો યત્ન થવો જોઇએ. " બીજા એક મુત્સદ્દીએ આ જ વિચારને ટેકો આપ્યો છે. "ગમે તેવો પ્રસંગ આવશે તોપણ ફ્યૂડરલ કાઉન્સીલ પ્રત્યક્ષ સાર્વભૌમ કર નાખવામાં સંમતિ આપશે નહિ. આવી જાતના પ્રત્યક્ષ કર નાખવાનો આરંભ થશે તો સામ્રાજ્યઘટના જે નિયમથી બંધાયલી છે તે નિયમ અમલમાં લાવવાનું કાર્ય અશક્ય થશે. "

સામ્રાજ્ય ઘટના સંબંધીના નિયમની સત્તરમી કલમ જોતાં પ્રત્યક્ષ કર બેસાડવામાં કંઈ હરકત જણાતી નથી. પ્રિન્સ બિસ્માર્કનો આવોજ મત હતો, એમ રાઇશટેગમાં તેણે કરેલા એક ભાષણ પરથી સિદ્ધ થાય છે. આ પ્રમાણે હોવા છતાં તેણે પ્રત્યક્ષ કરને બદલે અપ્રત્યક્ષ કર કેમ નાખ્યો તેનું કારણ એ છે કે, અપ્રત્યક્ષ કરનો લોકો પર એકદમ ભાર પડતો નથી. કકડે કકડે કર આપવો પડતો હોવાથી તેઓ સહેલાઇથી આપી શકે છે. આ વિચાર સત્ય જણાય છે. પ્રત્યક્ષ કર નાખવામાં નિયમ હરકતકારક છે કે કેમ તે વિષે આપણે વિચાર કરવાની જરૂર નથી. જર્મનીની વાસ્તવિક પદ્ધતિ આપણે સમજીશું તો બસ છે. સામ્રાજ્યમાં અપ્રત્યક્ષ કરની પદ્ધતિ અનેક વર્ષથી એક સરખી ચાલે છે અને સંસ્થાનવાળાઓ પ્રત્યક્ષ કર નાખી સામ્રાજ્યને ઉત્પન્નમાં સાહાય્ય આપ્યાં કરે છે.

રૅડિકલ પક્ષવાળા કહે છે કે, સાર્વભૌમ આવક વેરો હાલની સ્થિતિમાં અનુચિત છે. સંસ્થાનોની પ્રજાને સંસ્થાનના ઉપયોગ માટે તેમજ તે જે સ્થળે રહે છે તે સ્થળ માટે એ પ્રમાણે બે વખત આવક વેરો આપવો પડે છે; તેમાં જો આ રીતે ત્રીજો કર નાખવામાં આવે તો તે અસહ્ય થયા સિવાય રહે નહિ. સંસ્થાનોમાંનાં ઉત્પન્નનાં સાધન પૈકી આવક વેરો મુખ્ય સાધન છે અને તે તેમને ઘણો ઉપયોગી પણ છે; કારણ તેના પર તેમનો ખર્ચ ચાલે છે. આવી સ્થિતિમાં સાર્વભૌમ આવક વેરો નાખવામાં આવે તો સંસ્થાનોના ઉત્પન્નને અતિ હરકત પડે અને તેવો પ્રસંગ પ્રાપ્ત થાય તો સાર્વભૌમ સત્તામાં અડચણ ઉપસ્થિત થાય તેથી રાઇશટેગ બીજા ગમે તે કર નાખવામાં સંમતિ આપશે પણ આવક વેરા માટે તો હજુ પણ કેટલાંક વર્ષ સુધી તે સંમતિ નહિ આપે એમ સ્પષ્ટ જણાય છે. આટલા પરથી આ કર કદી પણ નખાશે નહિ એમ માની લેવું જોઇતું નથી. કારણ કે, સંરક્ષિત વેપારના સ્થાને અપ્રતિબદ્ધ વેપાર ( free trade )નું તત્વ શરૂ થઈ વર્તમાન જકાત નષ્ટ થશે અગર ઓછી થશે, અને કસ્ટમખાતાનું ઉત્પન્ન ઓછું થતું જશે, તો આ કર સિવાય ઉત્પન્નનો અન્ય માર્ગ સંભવિત નથી. આ જકાત ઓછી થશે કે કેમ એ વિષે વિચાર કરીએ છીએ તો જણાય છે કે, ખેતી અને ઉદ્યોગ ધંધાનું સંરક્ષણ કરવાનો હેતુ ક્ષણભર છોડી દઇએ તો ઘણાં વર્ષથી જકાત રૂપે અપ્રત્યક્ષ કર લેવાની પદ્ધતિ એકદમ તોડવાનું મુશ્કેલ થશે. કારણ કે એકદમ તેને દૂર કરવામાં આવે તો સામ્રાજ્યના ખર્ચનો પ્રશ્ન પુનઃ ઉત્પન્ન થાય છે. સારાંશ, સાર્વભૌમ આવક વેરાનો જન્મ થવાનો સમય હજુ અતિ દૂર છે. કેટલો દૂર છે તે અનિશ્ચિત છે.

# પ્રકરણ ૨૧ મું.

## સામ્રાજ્યને અનુકૂળ અને પ્રતિકૂળ પરિસ્થિતિ.

ઇ. સ. ૧૮૭૧ માં સ્થાપન થયેલું સામ્રાજ્ય ચિરસ્થાયી થશે કે નહિ, એ વિષે જર્મનીના રાજકીય પક્ષોમાં અને વિશેષ કરીને ઉત્તર જર્મનીમાં અને બર્લિનમાં હમેશાં વાદવિવાદ થાય છે. સાર્વભૌમ સરકાર ( શહેનશાહ, ચૅન્સેલર અને સ્ટેટ સેક્રેટરીઝ ) અને રાઇશટેગના સામા પક્ષના લોકોમાં જ્યારે વિશેષ પક્ષાપક્ષી થાય છે ત્યારે આ પ્રાચીન વાદને વિશેષ બળ મળે છે. આવા પ્રસંગે વક્તાઓના ભાષણમાં સામ્રાજ્ય સંબંધી જે તર્કવિતર્ક ઉપસ્થિત થાય છે તે કેટલે સુધી યોગ્ય હોય છે તે સારી રીતે લક્ષમાં આવશે. એક પણ જર્મન એમ માનતો નથી કે સામ્રાજ્ય નષ્ટ થશે કિંવા તેમાં કંઇ હરકત ઉપસ્થિત કરી શકાશે. ઇ. સ. ૧૮૭૧ પૂર્વે જે સ્થિતિ હતી તે સ્થિતિ શક્ય હોત તો તે સ્વીકારવાને હજારો જર્મન કબુલ થાત, એ કદાચિત ખરૂં હશે. પરંતુ આ બાબતમાં જે કારણો કહેવામાં આવે છે તે રાજકાર્યકુશળ મનુષ્યને માન્ય થાય તેવાં નથી. વિશેષે કરીને રાષ્ટ્રના કોઈ વિશિષ્ટ વર્ગના મનુષ્યોના હૃદયમાં સામ્રાજ્ય વિષે હજુ સુધી પ્રેમ ઉત્પન્ન થયો નથી. ઇ. સ. ૧૮૪૮ માં ફ્રાન્સમાં જ્યારે રાજ્યક્રાંતિ થઇ ત્યારે ‘ સંયુક્ત જર્મની ’ ની સ્થાપના કરીને પ્રજાસત્તાક રાજ્ય સ્થાપન કરવાનો કેટલાક બીનજોખમદાર મનુષ્યોએ પ્રયત્ન કર્યો હતો, પણ પ્રશિયાના જમીનદાર સરદારોએ તે સિદ્ધ થવા દીધો નહિ. ત્યારપછી ઇ. સ. ૧૮૭૧ માં સામ્રાજ્ય સ્થાપન થયું ત્યારે તે સ્વીકારવાની જરૂર છે એમ કહી પ્રશિયાના કૉન્ઝરવેટીવોએ તે કબૂલ કર્યું. પરંતુ તેમના હૃદયમાં તે વિષે કદી પણ પ્રેમ ઉદ્‌ભવ્યો નહિ કે તે સંબંધી તેમણે કદી પણ કાળજી રાખી નહિ; અને આ સામ્રાજ્ય દેશની સુરક્ષિત સ્થિતિને હરકત ન થતાં તોડી શકાતું હોય તો આજે પણ તેઓ એ કાર્યમાં સાહાય્ય કર્યા સિવાય રહે નહિ. બાદશાહ પહેલો વિલિયમ જર્મનીનો બાદશાહ કહેવડાવવા કરતાં હોહેનઝૉલર્ન રાજ્યકુટુંબનો મુખ્ય કહેવડાવવામાં વિશેષ અભિમાન માનતો હતો. કારણ બાદશાહની પદવી સાથે સામ્રાજ્યના સર્વ પ્રદેશનું ઉપરીપણું તેને પ્રાપ્ત થતું નથી. પ્રિન્સ બિસ્માર્ક પોતાના રિકલેકશન્સ ( Recollections ) માં કહે છેઃ—“ જર્મનીનાં અન્ય સંસ્થાનો અને રાજકુટુંબોની એક બીજાથી વિભક્ત રહેવાની ભાવના સાથે ( Particularism ) મારે જેટલું યુદ્ધ કરવું પડ્યું હતું તે કરતાં પણ

વિશેષ પ્રશિયાની આ ભાવના સાથે કરવું પડયું હતું, અને હું તેની પ્રજા હોવાથી આ કાર્યમાં બાદશાહ પહેલા વિલિયમ સાથે પ્રસંગોપાત મને અતિશય ત્રાસ પડયો હતો." પોતાના કુટુંબ વિષે બાદશાહના મનમાં અભિમાન હતું, અને સર્વ જર્મન રાષ્ટ્રની સુધારણાનો પ્રશ્ન નીકળતો તેમાં આ અભિમાન હરકત ઉપસ્થિત કરતું હતું. પરંતુ જર્મન રાષ્ટ્રનું હિત તેજ મારા રાજ્યનું એટલે પ્રશિયાનું પણ હિત છે, એ તેના ધ્યાનમાં તરત આવતું તેથી પોતાનું સ્વાભિમાન દૂર કરી તે મહત્વનું રાષ્ટ્રકાર્ય કરવા• પ્રત્યેક પ્રકારે ઉત્સાહ આપતો હતો, એમ પણ બિસ્માર્કે એજ લેખમાં લખ્યું છે.

તથાપિ એલ્બ નદીના પૂર્વ ભાગના મોટા જમીનદારોના મનમાં સામ્રાજ્ય વિષેની નિષ્ઠા ચલિત રહે છે તેનું કારણ કેવળ રાજ્યકુટુંબનું અભિમાન નથી, પણ સામ્રાજ્યની ઘટના ઉદાર ધોરણે થયેલી હોવાથી પોતાનું મહત્વ ઓછું થાય છે એમ તેમને લાગે છે. આ કારણથી આ લોકો ખુલ્લી રીતે એવું પ્રતિપાદન કરે છે કે, રાઇશટેગમાં સભાસદ નીમવાનો લોકોને જે અધિકાર આપવામાં આવ્યો છે તે સકુંચિત કરવો, તેમજ જુદા જુદા પક્ષના લોકોના હાથમાં જે સત્તા છે તે ઓછી કરવી જોઇએ. જુદા જુદા પક્ષ એકત્ર થઇ સંયુક્ત સરકાર સાથે તકરારમાં ઉતરે છે ત્યારે તેમનું કહેવું સરકારને સાંભળવું પડે છે, એ સ્થિતિ સારી નથી એમ માની તેઓ ઉપરના બે માર્ગ સૂચવે છે.

જર્મન રાષ્ટ્રના સર્વ પક્ષના મનુષ્યો ક્યારેક ક્યારેક પોતાના પર વિશ્વાસ રાખી શકતા નથી, અને તેમનામાં એક પ્રકારની ભિરૂતા જણાય છે; પણ એ બાબતને મહત્વ આપવા જેવું નથી. હવે સામ્રાજ્ય દૃઢમૂલ થયું છે એટલે તેને કોઇ જાતનો ભય નથી. સ્વદેશમાં તેના પર સંકટ ઉપસ્થિત થવાનો સંભવ નથી. બીજા દેશ તરફથી તેના પર હુમલો થાય તો તેને પાછા હઠાવવાનું સામર્થ્ય તે ધરાવે છે. જર્મની આ સર્વ જાણે છે, સમજે છે અને માને છે; પરંતુ કદી કદી તેનું તેને વિસ્મરણ થઇ જાય છે. અને વાસ્તવિક રીતે કોઈ પણ પ્રકારનો રોગ થયેલો નથી હોતો તોપણ પોતે રોગગ્રસ્ત છે એમ માનનારો મનુષ્ય જેમ વ્યર્થ ગભરાઇ જાય છે તેમ જર્મની વિનાકારણ ગભરાય છે. આ કારણથી જર્મનોનું રાષ્ટ્રિય તેજ અને દૃઢતાદિ ગુણ જેવા ઝળકવા જોઇએ તેવા ઝળકી ઉઠતા નથી. જો કે આ નિરાશાવાદ કેટલાંક વર્ષથી ચાલે છે, તોપણ વર્તમાન વ્યવસ્થા તોડી નાખો અને ફ્રેંચો સાથે થયેલા યુદ્ધ પૂર્વે રાજ્યવ્યવસ્થામાં જે ગોટાળો હતો તે શરૂ કરી ઐક્યના સ્થાને કુસંપ થવા દો એવું પ્રતિપાદન કરનારો એક પણ મનુષ્ય જર્મનીમાં મળી આવતો નથી.

જર્મન રાષ્ટ્રમાં ઉત્તમ પ્રકારની સ્થિરતા અને ઐક્ય છે તે વાંચકોના લક્ષમાં ઠસાવવાની બહુ જરૂર છે. કારણ, તેમ થવાથી ઉઘાડી રીતે તેનાથી ઉલટી જણાતી એક ખાસ બાબત જણાવવાનો અમારો માર્ગ ખુલ્લો થશે. કારણ, જર્મનીમાંના દરેક મનુષ્યને તે પોતે સમ્રાટ્ અભિમાની ( Imperialist ) છે એમ જો કે લાગે છે અને તે પ્રમાણે તે રાજકીય વ્યવહારમાં વર્તન રાખે છે, પણ એટલું તો કહેવું પડે છે કે ત્રીસ ચાળીસ વર્ષ પહેલાં જ્યારે વરસેલિસમાં સામ્રાજ્ય સ્થાપનાનું જાહેરનામું પ્રસિદ્ધ કરવામાં આવ્યું, ત્યારે જર્મનોના મનમાં જે ઉત્સાહ જણાતો હતો તે હવે જણાતો નથી. ફ્રેંચો સાથે થયેલા યુદ્ધમાં સર્વ સંસ્થાનોએ હૃદયની એકતાથી સાથે યુદ્ધ કરી વિજય મેળવ્યો. તેથી રાજકીય વ્યવહારમાં પણ એવા પ્રકારનું ઐક્ય સ્થાપન કરવાનો વિચાર પ્રિન્સ બિસ્માર્કના મનમાં આવ્યો, અને તે પ્રમાણે સામ્રાજ્ય સ્થાપન કરવાને અનુકૂળ પરિસ્થિતિ પ્રાપ્ત થઇ તેનું એકજ કારણ છે. તે પરિસ્થિતિનો પોતાની હમેશની ધૂર્તતાથી બિસ્માર્કે સદુપયોગ કર્યો, અને રણક્ષેત્રમાં મળેલો વિજયધ્વજ તેણે સામ્રાજ્ય સ્થાપનના રૂપે ઉભો કર્યો. ' યુદ્ધ સમયે અમે જેમ એક હતા તેમ શાંતિના સમયમાં પણ એક છીએ, અને જર્મન જાતિની આકાંક્ષા જે પૂર્વે કદી પણ એક થઇ શકી નહતી તે આ પ્રસંગે એકરૂપ બની ગઈ. ' તે જગતને દર્શાવવાની જર્મનોને ઉત્તમ તક મળી. દેશાભિમાનનો પારો તે સમયે ઘણો ઉંચે ચઢયો, પરંતુ પછી તે નીચે ઉતરવા લાગ્યો. હાલ સામ્રાજ્ય વિષેની ઉચ્ચ કલ્પના નષ્ટ થઈને તેની જગાએ તેનો માત્ર ખરો ઉપયોગ કરી લેવાની કલ્પના આવી ગઇ છે. પહેલાં સામ્રાજ્ય હોવું જોઇએ એમ લાગતું, તેમ આજે પણ લાગે છે. પરંતુ તેનો વ્યવહારમાં ઉપયોગ કરી લેવાય તેટલાજ માટે. તેનો વ્યવહારમાં ઉપયોગ એટલે એ કે દેશદેશોમાંના રાજકીય પ્રકરણોમાં જર્મની પોતાનું એકત્ર થયેલું તેજ દર્શાવી શકે, અને નાનાં સંયુક્ત સંસ્થાનોનો કારભાર મોટાં સંસ્થાનોની પેઠે સરળતાથી—સુરક્ષિતપણે—ચાલી શકે.

આમાંનો પહેલો ઉદ્દેશ સ્પષ્ટ અને ન્યાયનો છે; પરંતુ બીજો હેતુ તેટલો સ્પષ્ટ નથી. બધા જર્મનો એકજ લોહીના, જર્મન જાતિનો શત્રુ તે સર્વ જાતિનો શત્રુ, એવી ભાવના વિશેષ જાગ્રત થઇ. સર્વ સંસ્થાનોનું એકત્ર સામ્રાજ્ય ઉત્પન્ન થતા પૂર્વે જુદા જુદા રાજ્યોની અને સંસ્થાનોની કેવી સ્થિતિ હતી તેનું જેમને સ્મરણ છે, તેમનાજ ધ્યાનમાં વિશેષ કરીને આ બીજો હેતુ સ્પષ્ટ રીતે આવશે. સામ્રાજ્યઘટનાના નિયમ પ્રમાણે સામ્રાજ્ય માટે કાયદા કરનારી અને તે કાયદાને અમલમાં મુકનારી નવીન સંસ્થાઓ-

નો જન્મ થયો તેથી સંસ્થાનોને પોતાના હસ્તકની કેટલીક સત્તાનો ભોગ આપવો પડ્યો. પરંતુ, તેથીજ તે પ્રથમ કરતાં વિશેષ બળવાન બન્યાં છે. અમારૂં આ કહેવું વિપરીત લાગશે, પણ તે વિપરીત નથી. આ વ્યવસ્થાથી દરેક સંસ્થાનને પૂર્ણ સ્વતંત્રતા મળી છે, અને ભવિષ્યમાં તે અબાધિતજ રહેશે. સંસ્થાનોના રાજાઓના વિશિષ્ટ હક્ક કાયમ થયા છે અને પોતાના બળ પર આધાર રાખી અન્યથી ભિન્ન રહેનારા રાજાઓના રાજ્યમાંથી અલ્પ-સત્તાક રાજ્યપદ્ધતિ નિર્મૂળ થઈ હોત તે હવે ઓછાવત્તા પ્રમાણમાં તેવીને તેવીજ રીતે ટકી રહેશે. એકસત્તાક રાજ્યપદ્ધતિનો વિસ્તારી અર્થ એવો છે કે, વંશપરંપરાથી પ્રાપ્ત થયેલા રાજ્યનો અધિકાર એક વ્યક્તિના હાથમાં આપવાની પદ્ધતિ. આજે તો આવી એકસત્તાક રાજ્યપદ્ધતિ પૂર્વકાળમાં જેવા દૃઢ પાયા પર હતી તેવાજ દૃઢ પાયા પર રચી છે એ વિષે કોઇને શંકા થાય તેમ નથી. સોશિયલ ડેમોક્રેટિસ પક્ષના એટલે લોકસત્તાવાદી મનુષ્યો પ્રજા-સત્તાક રાજ્યપદ્ધતિનાં તત્વો ગમે તેવી રીતે સમજાવે તોપણ તેથી તેમની રાજ્યનિષ્ઠા કિંચિત પણ ચલિત થવાનો ભય નથી. પ્રિન્સ બિસ્માર્કે પોતાના "રિફલેકશન્સ"માં ઉપરનાજ વિચારને પુષ્ટી આપનારા ઉદ્‌ગાર પ્રકટ કર્યા છે. તેના મત પ્રમાણે સુદ્ધાં નવીન રાજ્યવ્યવસ્થાથી એકલા પ્રશિયા-માંજ નહિ પણ અન્ય સર્વ નાનાં નાનાં રાજ્યોના અને સંસ્થાનોના રાજા-ઓને પણ વિશેષ સત્તા પ્રાપ્ત થયેલી છે. કેટલાંક સંસ્થાનોના રાજાઓની લોકપ્રિયતાના કારણે આ સત્તા વિશેષ દૃઢ થઈ છે. બીજાં કેટલાંક સંસ્થાનો-ને રાજકીય બાબતની પ્રગતિદર્શક કલ્પનાઓના અનુરોધથી પ્રજાને વિચા-રાન્તે કેટલીક સવલત આપવામાં આવી છે તેથી પણ રાજસત્તા વિશેષ દૃઢ થઇ છે. સારાંશ, એકસત્તાત્મક રાજ્યપદ્ધતિનાં મૂળ લોકોની પોતાના રાજા વિષે શ્રદ્ધારૂપે ફળદ્રૂપ ભૂમિમાં ઉંડે ઉતરી ગયાં છે.

ઇ. સ. ૧૮૨૮માં ગીટે ( Goethe )એ લખ્યું હતું કે, "જે માણસ કહે છે કે રાજ્યમાં એક રાજધાની કરવાથી જર્મનીમાં ઐક્ય ઉત્પન્ન થશે તે માણસ ભૂલ કરે છે." ઇ. સ. ૧૮૭૧ માં જે મનુષ્યોના આવા ભૂલ-ભરેલા વિચારો હતા તેમને વિચારાન્તે જણાઈ આવ્યું કે, સામ્રાજ્યની સ્થા-પના થઇ એક રાજધાની થવાથીજ સંસ્થાનો સંસ્થાનો વચ્ચે ઐક્યને બદલે ભિન્નભાવ બળવાન થતો જાય છે. સામ્રાજ્ય સ્થાપવામાં સંમતિ આપવાથી ભિન્નભાવ નષ્ટ થશે એ કલ્પના નિરાધાર ઠરી છે. સામ્રાજ્યની સુસ્થિતિ અને તેમના વધતા જતા નાના પ્રકારના વ્યવસાયને લીધે પોતાના કાર્યભારમાં જે સ્વાતંત્ર્ય રહે તે બને તેટલી રીતે ચિરસ્થાયી રાખવા વિષે સંયુક્ત સંસ્થાનના

અધિપતિઓ વિશેષ ધ્યાન આપે છે. આ સ્થિતિનું પરિણામ એ આવ્યું છે કે, આ નાનાં નાનાં સંસ્થાનો કે જેને પિતૃભૂમિ ( Father-land ) કહેવામાં આવે છે, તેની પ્રજાના હૃદયમાં પોતાના રાજકુટુંબો વિષે અને પિતૃભૂમિ વિષે પ્રેમનો વિલક્ષણ ઝરો ઉત્પન્ન થયો છે.

પ્રિન્સ બિસ્માર્કનો સિદ્ધાંત એવો હતો કે, જર્મન ગૃહસ્થના અંતઃકરણમાં રહેતો રાજકુટુંબ વિષેનો પ્રેમ ઉડી જાય તો તેમનામાં દેશાભિમાનનો ગુણ ઉત્પન્ન થઇ શકેજ નહિ. તે કહે છેઃ—" જર્મનોનો પિતૃભૂમિ પર જે પ્રેમ છે તેમાં રાજા અને તેના પર રહેલી પ્રીતિ એ મુખ્ય છે. એવી કલ્પના કરીએ કે, જર્મનીના રાજકુટુંબના મુખ્ય પુરુષને પદચ્યુત કરવામાં આવે તો કહેવું જોઇએ કે, યુરોપના રાજ્યકાર્યભારમાં પરસ્પર રાષ્ટ્રોમાં જે હમેશાં વાદવિવાદના પ્રશ્ન ઉપસ્થિત થાય છે તેનાથી જર્મનો દૂર રહેશે. તેઓ પોતે જર્મન છે એટલીજ વાત ધ્યાનમાં રાખી એકસંપથી કોઈ પણ રાષ્ટ્રિય વ્યવહાર કરશે નહિ. રાજા એ સમાજમાં શ્રેષ્ઠ છે, તે સમાજનો નિયંતા છે, એ બંધન એક વખત નષ્ટ થાય તો એકસંપથી ચાલતાં અન્ય રાષ્ટ્રો આગળ જર્મનો ઉભા રહી શકે જ નહિ. તે દેશના ઇતિહાસ ઉપરથી જણાય છે કે, અન્ય પ્રજા કરતાં પ્રશિયાની પ્રજામાં રાષ્ટ્રિય ગુણ વિશેષ છે; પરંતુ ત્યાંનું એ હોહેનઝોલર્ન રાજ્યકુટુંબ નષ્ટ થાય તો તે સાથે એ ગુણનો પણ લોપ થયા જેવો ગણાય, અને પૂર્વ પ્રશિયા તથા પશ્ચિમ પ્રશિયામાં હાલ જે ઐક્ય દૃષ્ટિગોચર થાય છે તે સમુળગું નષ્ટ થાય ! વિશિષ્ટ રાજકુટુંબોનું ઉગ્ર અભિમાન અને તે કુટુંબો નીચે ગણાતા રાષ્ટ્રની પ્રજાના મનમાં ઐક્ય ઉત્પન્ન કરવાના કામમાં તેમનો થતો ઉપયોગ, એ બે વાતો જર્મનસામ્રાજ્યના સંબંધમાં અવશ્ય લક્ષમાં લેવી જોઈએ. "

જર્મન લોકોને તેમના પ્રાંત પરથી એટલે દૃષ્ટાંત તરીકે, પ્રશિયન્સ, સાક્સન્સ, બવેરિયન્સ, વર્ટેમ્બર્ગર્સ, વગેરે સંબોધનથી બોલાવવામાં આવે છે, તો સામ્રાજ્યસ્થાપના પહેલાં જેમ તેમને સારૂં લાગતું હતું, તેમ હાલ પણ લાગે છે, એમાં કંઇ શંકા નથી. અને સામ્રાજ્ય માટે તેઓ ખરેખરા અંતઃકરણપૂર્વક અભિમાન ધરાવે છે, તથા ગમે તેવો પ્રસંગ ઉપસ્થિત થાય તોપણ તેને હાનિ નહિ થવા દેવાનો તેમનો દૃઢ નિશ્ચય છે. તોપણ પોતાની નાની પિતૃભૂમિનું સ્વાતંત્ર્ય નષ્ટ કરવા કરતાં સામ્રાજ્ય નષ્ટ થાય તો ચિંતા નહિ, એમ કહેનારા મનુષ્યો મોટાં અને નાનાં સંસ્થાનોમાં છે જ. સંસ્થાનોની સત્તામાં કંઈ ઘટાડો કરવાનું કહેવામાં આવે છે તો તે તેઓ સહન કરી

શકતા નથી અને બીજાથી જુદા રહેવાની વૃત્તિ સતેજ થાય છે. વિચારાન્તે જણાય છે કે, પ્રશિયન્સ, બવેરિયન્સ, સાકસન્સ, વગેરે પૃથક્ભાવ નષ્ટ કરી સર્વ મનુષ્યો તે જર્મન છે એવી ભાવના તેમના મનમાં ઉત્પન્ન કરવી, અને એજ કાર્ય હાલમાં સામ્રાજ્યના મુત્સદ્દીઓ અતિ મહત્વનું ગણે છે. આ કાર્ય સિદ્ધ થશે તો–જર્મની એ એક સંપૂર્ણ રાષ્ટ્ર છે એમ તેઓ સમજશે તો–તેથી તેઓ સામ્રાજ્ય પર વિશેષ શ્રદ્ધા રાખતા થશે એમાં કંઈ શંકા નથી.

જર્મનીની સાર્વભૌમ સત્તા સર્વ રીતે નિરંકુશ નથી. લોકો તેના પર કેટલાક અંશે સત્તા ચલાવી શકે છે, તેથી તેનું સ્વરૂપ અતિ સરળ થયેલું છે. પરંતુ લોકમતની વિરુદ્ધતાથી એ કરતાં પણ તેને વિશેષ સરળ સ્વરૂપ આપી શકાયું નહિ તેથી પુષ્કળ મનુષ્યો નિરાશ થયા છે. રાઇશટેગથી કોઇને સંતોષ નથી. એનો ઘણો દોષ–કેટલાક મનુષ્યોના મત પ્રમાણે–સભાસદો પર છે. આ સભાસદો શુષ્ક વાદવિવાદમાં અને નિરર્થક ટીકા કરવામાં પોતાના સમયનો ઉપયોગ કરે છે. રાષ્ટ્રના હિત તરફ તેમનું વિશેષ લક્ષ હોતું નથી, એવો તેમના પર આક્ષેપ છે. આ આક્ષેપ ઘણા અંશે સત્ય છે એમ તટસ્થ મનુષ્યને પણ જણાય તેમ છે. પરંતુ તેઓ સર્વ રીતે દોષિત નથી. તેઓ કંઇ પણ કામ કરી દર્શાવી શકતા નથી તેથીજ શુષ્કવાદમાં સમયનો વ્યય કરે છે. રાઇશટેગના નિયમો જોતાં જણાય છે કે, એ સભામાં બે પ્રકારની રાજ્યપદ્ધતિનું મિશ્રણ કરવાનો પ્રયત્ન થયો છે. આ બે પદ્ધતિ એ છે કે (૧) જર્મન સંસ્થાનોમાં ચાલતી એકસત્તાત્મક પદ્ધતિ અને (૨) પશ્ચિમની પ્રતિનિધિયુક્ત શાસન પદ્ધતિ. આ પ્રમાણે એક બીજાથી વિરુદ્ધ રહેતી શાસનપદ્ધતિનું મિશ્રણ કરવાથી રાઇશટેગ ઢંગધડા વગરની બનેલી છે. ૨૧ વર્ષની વયનો મનુષ્ય તે સભામાં સભાસદ તરીકે પ્રવેશ કરવાનો અધિકાર ધરાવે છે અને ફેડરલ કાઉન્સિલ (સંયુક્ત સંસ્થાનોના પ્રતિનિધિઓની પરિષદ્ કે જેને બુણ્ડેસરાટ કહેવામાં આવે છે) તેના જેવા કાયદાકાનુન કરવાનો આ સભાને હક્ક છે! પરંતુ તેને અમલમાં મુકનારા અધિકારી પર એટલે રાજાના મંત્રીમંડળ પર તેની બીલકુલ સત્તા નથી. મંત્રીને દૂર કરવાનો કે નીમવાનો અધિકાર બાદશાહના જ હાથમાં છે. તે તેનો ઇચ્છા મુજબ ઉપયોગ કરે છે. અકેક જણ અથવા અનેક જણ ઐક્ય કરી રાજકીય પક્ષના લોકો બાદશાહના આ અધિકાર વિરુદ્ધ કંઇ પણ હિલચાલ કરી શકતા નથી. એનું પરિણામ એ આવે છે કે, કાયદાકાનુન કરવાનો અધિકાર ધરાવનારા સભાસદો રાઇશટેગમાં મોકલવાનું કાર્ય રાષ્ટ્ર પર રહે છે; પરંતુ રાજ્યકાર્યભાર ચલાવવાના કાર્યમાં રાષ્ટ્ર પ્રવેશ કરી શકતું નથી. સભામાં વાદવિવાદ છૂટથી થાય છે, સરકારના કૃત્યની શરમ

ન રાખતાં તે સામે છૂટથી ટીકા થાય છે, અને ઇચ્છાનુસાર મત આપી શકાય છે; પરંતુ તેમ થવા છતાં સભાસદોને રાજ્યકાર્યભારમાં જે પરવશતા જણાય છે તે કદી પણ દૂર થતી નથી.

કાયદાકાનુન કરવાના અધિકારની પણ બરોબર વહેંચણી કરેલી નથી. નવો કાયદો સભા સમક્ષ લાવવાનો સભાસદોને હક્ક આપેલો છે. તેવી જ રીતે સરકાર તરફથી આગળ આવતી યોજનાઓને તોડી પાડવાનો કે તેમાં સુધારો વધારો કરવાનો તેમને અધિકાર છે, અને તે સાથે જ કોઈ સભાસદ બીલ આગળ લાવે તો તે માન્ય કરવાનો, અમાન્ય કરવાનો કે તદ્દન નવીન બીલ રજુ કરવાનો અધિકાર સરકારને પણ છે.* બેઉ પક્ષની સમાનતા દર્શાવવાનો આ એક આડંબર થયો છે, પણ વ્યવહારમાં તેનો ખરો ઉપયોગ થતો નથી. સરકાર જે બીલ લાવે છે તે ઝપાટાબંધ પસાર થાય છે. પરંતુ કોઈ સભાસદ એકાદ બીલ લાવે છે તો તે પસાર કરાવતાં તેને અતિશય ત્રાસ પડે છે. છેવટે વ્યર્થ ચિકિત્સા કરનારા રાજ્યમંત્રીઓ આગળ તેને એટલો કંટાળો આવે છે કે બીલ નામંજુર કરાવવા કરતાં વધારો ઘટાડો કરાવી બીલ પાસ કરાવવા તે બિચારો તૈયાર થાય છે! સરકાર તરફથી આગળ આવતી યોજનાઓ તોડી પાડી સરકારના કાયદા બનાવવાનાં યંત્રો બંધ કરી દેવાનો અધિકાર રાઇશટેગને છે. પરંતુ, આ અધિકારનો ઉપયોગ કરવા માટે સરકારના પ્રત્યેક કૃત્યમાં હરકતો ઉપસ્થિત કરવાનો જ ધંધો લઇ બેસવું પડે તેમ છે. આવી હરકતો ઉપસ્થિત કરવાથી તાદૃશ લાભ ન થતાં ઉલટા મૂર્ખતામાં ખપવાનો સંભવ રહે છે! આ કારણથી એવી મૂર્ખતા સ્વીકારી કંઇ કાર્ય થવા ન દેવું તેના કરતાં સરકારની યોજનાઓમાં બને તેટલું પરિવર્તન કરી તે માન્ય કરવાનો માર્ગ સભાસદો સ્વીકારે છે.

જે પક્ષ અધિકારારૂઢ થાય તે પક્ષના જ હાથમાં રાજ્યકાર્યભારનાં સર્વ સૂત્ર મુકવાનો ઇંગ્લાંડમાં જેમ પ્રચાર છે તેમ જર્મનીમાં નથી, એ એક રીતે ઇષ્ટ છે એવો ત્યાંના કેટલાક મનુષ્યોનો મત છે. તેમના વિચારની દિશા એ છે કે, જર્મનીના મંત્રીમંડળમાં દુરાગ્રહ નથી હોતો અને એ કારણથી તેઓ જે કાયદો પસાર કરે છે તે અમુક વર્ગનું જ હિત સાધવા માટે કરેલો

* બ્રિટિશ પાર્લામેન્ટમાં ગવર્નમેન્ટ (Government) શબ્દનો અર્થ અધિકારારૂઢ પક્ષનું પ્રધાન મંડળ (કેબિનેટ) એવો છે. જર્મનીમાં આ શબ્દનો અર્થ સંકુચિત છે, અને તે આ પ્રકરણના આરંભમાં આપેલો છે. આ ભેદ વાચકોએ લક્ષમાં રાખવો જોઇએ

નથી હોતો, પણ સર્વ પ્રજાનું હિત થઈ શકે તેવા હેતુથી તે કરવામાં આવેલો હોય છે. અને હમેશ તેઓ પ્રજાહિત માટે જ પ્રવૃત્ત રહે છે. કેટલાક કહે છે કે ઇંગ્લાંડ જેવા દેશનું મંત્રીમંડળ આટલી બધી નિઃપક્ષપાતતા રાખી શકતું નથી. પરંતુ આ કહેવું ભૂલભરેલું છે એમ સહેજ વિચાર કરતાં સમજાય છે. ખરી રીતે જર્મનીનું અધિકારી મંડળ પક્ષપાતી વર્તનથી કાંઇ અલગ રહેતું નથી. તેમની પ્રતિનિધિ સભામાં પોતાના પક્ષમાં મત વધારવા માટે જે પક્ષના લોકો પોતાને અનુકૂળ લાગે છે તેમની સાથે ઐક્ય સાધવાની તેમને ફરજ પડે છે. કારણ, તેમની તરફેણમાં વિશેષ મત ન થાય તો રાજ્યકાર્યભારનું કાર્ય કેવી રીતે ચાલી શકે? સંસ્થાનોની નાની નાની સભાઓમાં ( ડાએટ ) આ પ્રમાણે ચાલે છે એમ કંઇ નથી. પ્રશિયાની અને સામ્રાજ્યની સભાઓમાં પણ તેમજ છે. ગયાં ત્રીસ પાંત્રીસ વર્ષમાં–એક બે પ્રસંગ સિવાય–સર્વ પ્રસંગે પ્રશિયન લોઅર હાઉસના કોન્ઝરવેટીવ પક્ષના લોકોને સરકારી અધિકારીઓ પૂર્ણ રીતે સાચવી રાખતા હતા. પ્રિન્સ બિસ્માર્કે પણ સામ્રાજ્યના આરંભમાં એક પક્ષનો પક્ષ પકડયો હતો. કેટલાક દિવસ પછી તે પક્ષ પોતાના તરફ બરોબર દૃષ્ટિ રાખતો નથી એમ જ્યારે તેણે જોયું, ત્યારે તેને છોડી બીજા પક્ષનો હસ્ત પકડયો હતો. તેની પછી ચૅન્સેલરના સ્થાન પર આવતા મનુષ્યો-એ પણ તેનું જ અનુકરણ કર્યું. આ પદ્ધતિમાંથી સાર એટલો જ નીકળે છે કે, જ્યાં રાજકીય પક્ષના મનુષ્ય પર નામની જવાબદારી હોય છે, પણ જે પક્ષની સભામાં બહુમતી હોય છે તે પક્ષનું શરણ મંત્રીમંડળને સ્વીકારવું પડે છે. ત્યાં તેની સાથે અધિકારી વર્ગે કરેલું ઐક્ય જનસમાજના હિત તરફ દૃષ્ટિ રાખી થયેલું નથી હોતું. ઉભયની સ્વાર્થદૃષ્ટિ હોય છે એટલે જનસમાજ-નું હિત તેઓ જોઇ શકતા નથી.

જે રાજ્યમાં એકસત્તાત્મક રાજ્યપદ્ધતિ પણ નથી હોતી, કિંવા બ્રિટિશ પાર્લામેંટની પદ્ધતિ પ્રમાણે બહુસત્તાત્મક રાજ્યપદ્ધતિ પણ નથી, તે રાજ્યના મનુષ્યોમાં પ્રજાહિતબુદ્ધિ જોઇએ તેવી વૃદ્ધિ પામતી નથી, અને રાજકીય વિચારોને યોગ્ય વહન મળતું નથી. ભિન્ન ભિન્ન પક્ષના મનુષ્યો સમજે છે કે, આપણા હાથમાં રાજસત્તા નથી. આથી નિરર્થક વાદ કરવામાં અને એક-બીજા સાથે તકરારો કરવામાં જ તેઓ પોતાના સામર્થ્યનો વ્યય કરે છે. ઠીક, આ વાદવિવાદમાં કંઇ સત્યતા હશે એમ માનીએ, પણ તે સુદ્ધાં નથી. રાઇશટેગના સભાસદો રાષ્ટ્રના લાયક મનુષ્યો તરફથી ચુંટાય છે એટલે તેમને જનસમાજનો ટેકો હોય છે. તેઓ વાદવિવાદમાં હોંશિયાર હોય છે, અને વક્તૃત્વનો પ્રવાહ અસ્ખલિત વહેવડાવે છે. પરંતુ તેમનું સત્વહીન વક્તૃત્વ

જેટલું નિષ્ફળ થાય છે તેટલું જગતના અન્ય સુધરેલા દેશોની કોઇ પણ પ્રતિનિધિ સભામાં થતું નહિ હોય એમ કહીએ તો અતિશયોક્તિ કહેવાશે નહિ. સભાસદો જાણે છે કે ટીકા કરવામાં કોઈ પણ હરકત કરી શકશે નહિ, તેથી તેઓ યથેચ્છ ટીકા કરે છે, અને જગતના નાનાવિધ વિષયોની ચર્ચા કરે છે. જો તેમનાં એક વર્ષનાં વ્યાખ્યાનો એકઠાં કરી જોઇશું તો જગતનો એક પણ વિષય તેમાંથી બાકી રહેલો જણાશે નહિ ! પરંતુ આ પદ્ધતિ રાજ્યકાર્યભારની દૃષ્ટિએ હિતાવહ નથી અને કાયદા કરવાનું કાર્ય પણ તેથી બરાબર થતું નથી. કારણ કે રાજ્યકાર્યભારમાં જે લોકમતનું વજન આવશ્યક હોય છે તે તેમાં હોતું નથી. લોકોની માગણીને વશ થઈ પસંદ કરેલા કાયદા કરતાં આવી સભામાં પસાર થયેલા કાયદા અપેક્ષા રહિત બુદ્ધિથી અને પૂર્ણ વિચારાન્તે પસાર થતા હશે; પણ સત્તાથી લાલસાવશ થયેલા અધિકારીઓના ભેજામાં તેનો જન્મ થતો હોવાથી તેમના સંકુચિત વિચારોની તેમાં છટા દૃષ્ટિએ આવ્યા સિવાય રહેતી નથી. આ અધિકારીઓ પોતાનું કાર્ય પ્રામાણિકતાથી કર્તવ્યનિષ્ઠ રહી કરે છે, એ વિષે કોઇને શંકા નથી; પરંતુ સામાન્ય લોકો સાથે તેમનો વ્યવહાર સાધારણ હોવાથી તેમની આગળ આવતા પ્રશ્નોનો ઉદ્ધાર મનથી નીવેડો લાવવાની તથા સમાજના હિત તરફ દૂર દૃષ્ટિ રાખી વિચાર કરવાની પાત્રતા તેમનામાં ઓછી હોય છે. સર્વમાં નિંદવા જેવી વાત એ છે કે, પાર્લામેંટ જેવી સભા પર કાયદા કરવાની જોખમદારી હોવાને બદલે તે અધિકારી પર રહેલી હોવાથી અસંતુષ્ટ પ્રજા અધિકારી પર, અને જે રાજપદ્ધતિથી તેમના હાથમાં વ્યર્થ સત્તા આવે છે તે રાજ્યપદ્ધતિ પર દોષ મૂકે છે. ઇંગ્લાંડમાં જો કોઈ રાજકીય કાર્યનો નિર્ણય કોઇ પક્ષને કે મનુષ્યોને પસંદ પડતો નથી, તો ત્યાંની રાજ્યપદ્ધતિને એકદમ કોઇ દોષિત ગણતું નથી. કારણ, તેઓ જાણે છે કે થયેલી ભૂલ દૂર કરવાનું થોડું કે ઘણું સામર્થ્ય પોતાનામાં છે. અસંતુષ્ટ થયેલો જર્મન નાગરિક પોતાના ધૈર્ય પર કંઇ પણ કરી શકતો નથી, તેથી પ્રચલિત રાજ્યપદ્ધતિ ઉપર તે સર્વત્ર ટીકા કરતો રહે છે.

રાજ્યવ્યવસ્થાની ઘટનામાં સુધારો કરવા ઇચ્છા રાખતા મનુષ્યોમાં પ્રસ્તુત જર્મનીમાં જે વાદ ચાલે છે તે કયા સ્વરૂપનો છે તેનું ટુંકામાં અહીં દિગ્દર્શન કરીશું તો ઠીક થશે. ચુંટણીનો હક્ક, સભાસદોના સ્થાનોની વહેંચણી અને રાજ્યમંત્રીઓની જોખમદારી એ ત્રણ બાબતો વિષે હાલમાં વાદ ચાલે છે. આ પૈકી ચુંટણીના હક્ક વિષે વાદ ફક્ત જે સંસ્થાનોની સભાઓની ચુંટણીમાં હજુ સુધારો થયો નથી તેમાં જ છે, અને બીજી બાબતોનો વાદ સાર્વભૌમ સભામાં છે.

પ્રશિયામાંથી લોકપ્રતિનિધિ ચુંટણી કરવાના હક્કનો જે સવાલ છે, તેનો સંબંધ માત્ર પ્રશિયા સાથે જ રહેવો જોઇએ. અર્થાત્ રાઇશટેગમાં તેનો વાદવિવાદ ન થાય તે માટે હજુ પણ પ્રયત્ન થાય છે છતાં તે પ્રશ્નને આજે અનેક વર્ષોથી સાર્વભૌમ સ્વરૂપ પ્રાપ્ત થયેલું છે. પ્રશિયાના લોઅર હાઉસના એક રેડિકલ સભાસદે ૧૯૦૮ માં નીચે પ્રમાણે કહ્યું હતું:—

"સર્વ સંયુક્ત સંસ્થાનોમાં પ્રશિયાનું સંસ્થાન ઘણું મોટું છે તથા આખા સામ્રાજ્યમાં તેનું માન છે, માટે પ્રશિયાની ચુંટણીના નિયમોનો વિચાર માત્ર પ્રશિયાની દૃષ્ટિએ ન કરતાં સર્વ જર્મનરાષ્ટ્રોની દૃષ્ટિએ કરવો જોઇએ."

પ્રશિયાની રાજ્યવ્યવસ્થા નવીન પદ્ધતિ ઉપર મુકવા માટેના કાર્યમાં બીજાં સંસ્થાનો ઘણું ધ્યાન આપે છે, તેનું મૂળ કારણ એ છે કે, બુદ્ધિબળમાં અને રાષ્ટ્રની સાંપત્તિક સ્થિતિ સુધારવામાં પ્રશિયા જેમ આગળ પડતો ભાગ લે છે, તેમ રાજકીય વિચારોને નવા માર્ગે વાળવાના કાર્યમાં પણ તેણે જ આગેવાન થવું જોઇએ, એમ તેમને સ્વાભાવિક રીતે જ લાગે છે. 'ઇમ્પિરિયલ ચૅન્સેલર'ની અને 'પ્રશિયન મિનિસ્ટર પ્રેસિડંટ'ની જગ્યા પર એક જ મનુષ્ય હોય છે તેનો હેતુ એ છે કે, સામ્રાજ્ય અને સંસ્થાનોની રાજ્યપદ્ધતિ એક સરખી રહેવી જોઇએ. સંસ્થાનો તરફથી એની પુષ્ટિ માટે આ બાબત આ-ગળ લાવવામાં આવે છે. આ વિષય પર બન્ને પક્ષમાં હમેશાં વાદવિવાદ થાય છે. એક પક્ષમાં દક્ષિણ જર્મનીના લોકોને એમ લાગે છે કે, પ્રશિયાની બે-કાળજીને લીધે અમે પાછળ પડતા જઇએ છીએ, અને બીજા પક્ષમાં પ્રશિયાના રાજકીય વિચારમાં પાછળ પડેલા લોકોને આ ઉદારચિત્ત મનુષ્યો પોતાની સાથે ખેંચવાનો પ્રયત્ન કરે છે એટલે અતિશય ક્રોધ કરે છે.

પ્રશિયાના જમીનદાર વર્ગના મુખ્ય વર્તમાન પત્ર "બર્લિન ક્રોસ ગૅઝેટ"-માં ઇ. સ. ૧૯૦૭ માં નીચે પ્રમાણેનો એક લેખ આવ્યો હતો:—

"પ્રશિયા અને બીજાં સંસ્થાનોમાં જે મતભેદ છે તે હમણાં પ્રબળ થયો છે. તેનાં મુખ્ય કારણ એવાં છે કે, કેટલાંક સંસ્થાનોમાં અને વિશેષે કરીને દક્ષિણ જર્મનીનાં સંસ્થાનોની પાર્લામેંટ (ડાયએટ્સ) ની ચુંટણીના જે નિયમો છે, તેમાં લોકમતને અનુસરી કેટલાક ફેરફાર કર્યા છે. તેમનું કહેવું એવું છે કે, પ્રશિયાએ પણ આવા પ્રકારનો ફેરફાર કરવો જોઇએ. પણ પ્રશિયાની સરકાર અને પાર્લામેંટને તે માન્ય નથી. દક્ષિણ જર્મનીનાં સંસ્થાનોએ સાર્વભૌમ ડાએટની પદ્ધતિ પર ઉમર લાયક થયેલા દરેક પુરુષને મત આપવાનો અધિકાર આપ્યો છે, તેથી રાજકીય પ્રગતિ કરવાના કાર્યમાં નેતૃત્વનું

થોડું ઘણું માન તેમને આપવું વાજબી છે. પરંતુ તેટલા પરથી આ પ્રગતિથી પ્રશિયા વિરુદ્ધ છે એમ તેઓ કહે છે તે સત્ય નથી. એ લોકોએ લક્ષમાં રાખવું જોઇએ કે, જર્મન સામ્રાજ્ય સ્થાપવા માટે જે મોટા લોકોએ પ્રયત્ન કર્યો છે, તેમને તેનો ફાયદો મળવો જ જોઇએ. તે ફાયદો તેમને ન મળે તેવા કોઈ પ્રયત્ન કરવામાં આવે તો તેમને સ્વાભાવિક રીતે જ શંકા થાય કે આપણે સામ્રાજ્ય સ્થાપન કર્યું તે આપણા ભલા માટે કે બૂરા માટે ?"

ચુંટણીનો હક્ક વિસ્તૃત રાખવા ઇચ્છનારા મનુષ્યો કહે છે કે, સામ્રાજ્ય માટે જે કાર્ય સારૂં છે તે કાર્ય તેની અંદર રહેલાં સંસ્થાનોને માટે સારૂં હોવું જ જોઇએ. વળી તેઓ એમ પણ કહે છે કે, પ્રશિયાની જે પદ્ધતિ છે તે સામ્રાજ્યનાં મુખ્ય સંસ્થાનોને અપ્રિય છે. આ સ્થાને પ્રશિયાની આ પદ્ધતિ ક્યારે ઉત્પન્ન થઇ તથા તેનું સંકુચિત સ્વરૂપ કેવું છે અને શા માટે છે તેનો વિચાર કરવાની જરૂર છે.

ઓગણીસમા શતકના મધ્યમાં પ્રશિયાના આગેવાનોને લાગ્યું કે રાજ્ય-કાર્યભારમાં આપણો હાથ હોવો જોઇએ. તેથી ઇ. સ. ૧૮૪૯–૫૦ માં પ્રશિયાના રાજા ફ્રેડરીક વિલિયમે લોકોને રાજ્યકાર્યભારના હક્કની સનંદ આપી. આ સનંદ ઇ. સ. ૧૮૭૧ માં એટલે સામ્રાજ્યની સ્થાપના થયા પછી પણ કાયમ રહી, અને તે આજ સુધી અમલમાં છે. પ્રશિયાનું માન વધારે હોવાથી સંયુક્ત સંસ્થાનો કેટલીક બાબતમાં તેનું અનુકરણ કરવા તૈયાર હોય એ સ્વાભાવિક છે. પ્રશિયાના લોકોને હક્કની સનંદ મળી અને સર્વે લોકોને મત આપવાનો અધિકાર પ્રાપ્ત થયો ખરો; પરંતુ ત્યાંની પાર્લા-મેંટમાં લોકોના ખરા પ્રતિનિધિ ચુંટાઇ ન આવતાં સરકારને અનુકૂળ થાય એવા મોટાં કુટુંબોના માણસો જ ચુંટાઈ આવે છે. આમ થવાનું કારણ નીચેની હકીકત પરથી વાચકોના ધ્યાનમાં આવશે.

જેમને લોકપ્રતિનિધિ ચુંટવાનો હક્ક છે તેવા સર્વે લોકોના કરના ઉત્પન્ન પ્રમાણે ત્રણ વર્ગ કરવામાં આવે છે. એટલે કરની સર્વ રકમના ત્રણ ભાગ કરી તે જેમના તરફથી વસુલ આવે છે તેમના ત્રણ વર્ગ કરે છે. એટલે સર્વમાં વિશેષ કર આપનારા થોડા મનુષ્યો પોતાના પ્રતિનિધિની સંખ્યા વધારી શકે છે, અને ગરીબ પ્રજાની સંખ્યા વિશેષ હોવા છતાં તેઓ થોડા પ્રતિનિધિ ચુંટી શકે છે. આ પ્રતિનિધિ લોકો તરફથી લોકસભામાં બેસનારા નથી હોતા, પણ લોકોના તરફથી લોકસભામાં બેસનારા પ્રતિનિધિ ચુંટી આપનારા પ્રતિ પ્રતિનિધિ છે. કરના વિભાગથી કરેલા ત્રણ વર્ગો પોતાનામાંથી કેટલાકને ચુંટી કાઢે છે, અને એવાઓનું મંડળ લોકસભા માટે

**સભાસદ ચુંટી કાઢે છે. દાખલા તરીકે, પ્રશિયામાં સરાસરી ૨,૬૦,૦૦૦ કર આપનારા શ્રીમન્ત લોકો એક તૃતીયાંશ પ્રતિનિધિ ચુંટી આપે છે; ૮,૭૦,૦૦૦ કર આપનારાઓ બીજા એક તૃતીયાંશ ચુંટી આપે છે અને બાકી રહેલા** ૬૫,૦૦,૦૦૦ બીજા એક તૃતીયાંશ ચુંટી આપે છે. આનું પરિણામ બહુધા એવું આવે છે કે, ૬૫ લાખ મનુષ્યોના પ્રતિનિધિ થોડા હોવાથી તેમના પ્રતિનિધિ **પ્રશિયન** રાજસભામાં આવી શકતા નથી. અર્થાત **પ્રશિયન** લોક-નિયુક્ત સભામાંના સભાસદને માટે 'લોક' એ પદ નિરર્થક છે, એમ કહેવાને હરકત નથી. **બર્લિન** શહેરની સુધરાઇની પણ આવી જ વ્યવસ્થા છે. અને તેનું પરિણામ એ આવે છે કે, **બર્લિન** શહેરમાં લોકસત્તાવાદી એટલે સોશિં-યલ ડેમોક્રેટ્સની સંખ્યા અતિશય મોટી હોવા છતાં તેમાં ચુંટાયેલા ૧૪૪ સભાસદોમાં ૩૮ જ લોકસત્તાવાદી હોય છે. આનો અર્થ એવો થાય છે કે ૨૦,૦૦,૦૦૦ લોકસંખ્યાવાળા આ શહેરની વ્યવસ્થાનો આધાર એ તૃતીયાંશ સભાસદ ચુંટી આપનારા ૩૩,૦૦૦ ધનિકો ઉપર જ રહે છે!

લોકનિયુક્તોની સભા વિષે આપણે વિચાર કરી ચુક્યા છીએ. એ સભાને 'લોઅર હાઉસ' કહે છે. બીજી એટલે ઉપરની સભાનં નામ 'અપર હાઉસ' છે. એ નામને અનુસરી એ સભામાં રાજકુટુંબના રાજપુત્ર, સરદાર, દરકદાર, મોટા જમીનદારો અને રાજાએ બનાવેલા જીંદગી પર્યંતના સરદારો સભાસદ હોય છે. ક્વચિત્ કોઇ લોકસત્તાવાદી પણ હોય છે. પ્રશિયાની આ સભાનો દાખલો લઇએ તો જણાય છે કે, ગઇ ચુંટણી થયા પછી તેમાં ૩૨૭ સભાસદો હતા. તેમાંના ફક્ત ૧૨ પ્રજાપ્રક્ષના હતા. તેમાં ૩ બેંકોના ડાયરેક્ટર, ૮ વેપારીઓના પ્રતિનિધિ અને ૧ કામદાર વર્ગનો. આ બારની સંખ્યાનો વિચાર કરતાં પ્રતિનિધિ થવાને યોગ્ય જે મનુષ્યો છે તેમાં એમનું પ્રમાણ સેંકડે ચાર જેટલું પણ નથી. આ ઉપરથી **પ્રશિયાના** ખરા લોક-મતને રાજ્યકર્તા તરફથી કેટલું માન અને ઉત્તેજન મળે છે તે જણાઇ આવશે.

હવે '**રાઇશટેગ**' સભાની ચુંટણી કેવી થાય છે તે જોઇએ. આ સભા લોકોએ ચુંટી કાઢેલા પ્રતિનિધિઓની હોય છે. આ ચુંટણીમાં ઉંમર લાયક થયેલા એટલે એકવીસ વર્ષના પ્રત્યેક પુરુષને મત આપવાનો હક્ક હોય છે. તેમણે ચુંટી કાઢેલા ૩૯૭ સભાસદો આ સભામાં બેસી કાયદા કાનુન કરે છે અને રાજ્યકારભાર સુયંત્રિત ચલાવવા માટે યોગ્ય રકમ ખર્ચ માટે મંજુર કરે છે.

**આ ઉપરથી રાઇશિટેગની ચુંટણીની સ્થિતિ ઠીક જણાય છે. તોપણ તે પૂર્ણ સંતોષકારક છે એમ તો નથી. તેમાં પણ લોકમતને અનુકૂળ પ્રતિ-**

નિધિ પ્રવેશ કરી શકતા નથી; કારણ કે જુદા જુદા પ્રાંતોના સભાસદોની વહેંચણી યોગ્ય રીતે થયેલી નથી; ઇ. સ. ૧૮૭૨ માં એક વખત પ્રિન્સ બિસ્માર્કે અને તેની સાથેના મુત્સદ્દીઓએ કયા શહેરના કેટલા પ્રતિનિધિ લેવા તે નક્કી કરેલું છે. તે વખતે જ આ વિભાગ પક્ષપાતી હતા. આ સભામાં પણ બને ત્યાં સુધી મોટા જમીનદારો ચુંટાઈ આવે અને રાજકુટુંબનો હિતસંબંધ સચવાય એવી ઇચ્છાથી પ્રેરિત થઈ તેમણે વ્યવસ્થા કરી હતી, એટલે તે પક્ષપાતી–અરે અન્યાયયુક્ત જ કહી શકાય. ત્યાર પછી વેપાર ધંધા વગેરેમાં ઘણું પરિવર્તન થઇ ગયું છે, પણ એ પ્રણાલિકાનું સ્વરૂપ યોગ્ય રીતે ફર્યું નથી. બર્લિન શહેરમાં કેટલીએ વસ્તી વધી ગઈ છે, પરંતુ તે છ જ પ્રતિનિધિ આપી શકે છે, અને ૧૮૭૨ માં જે ગામડાં હતાં તે શહેર બન્યાં છે છતાં તેમને પોતાના પ્રતિનિધિ મોકલવાનો લેશ માત્ર હક્ક અપાયો નથી! આ સ્થિતિ સુધારવા માટે પ્રાગતિક (નેશનલ લીબરલ્સ) અને લોકસત્તાવાદી (સોશિયલ ડેમોક્રૅટ્સ) લોકોનો પ્રયત્ન ચાલે છે. પણ અદ્યાપિ સુધી તેમને યશ મળ્યો નથી.

રાઇશટેગ ઉપર 'બુણ્ડેસરાટ્' નામે જે સભા છે તે અને તેના હાથમાં જે સત્તા છે તે જોવાથી 'રાઇશટેગ'નું સ્વાતંત્ર્ય કેટલું છે તે ધ્યાનમાં આવશે. આ સભા સર્વ સંયુક્ત સંસ્થાનોના પ્રતિનિધિની બનેલી હોય છે. એમાં સંસ્થાનિકો તરફથી નિયત થયેલા રાજ્યકુટુંબના મનુષ્યો તથા મોટા મોટા જમીનદારો હોય છે. કોઈ પણ પ્રશ્ન નીકળે છે તો તેમને પોતાના સંસ્થાનને સંમત હોય તેવો જ મત આપવો પડે છે. આ સભામાં કુલ ૫૮ સભાસદ હોય છે. તેમાં એકલા પ્રશિયાના ૧૭ હોય છે. આ સભા પોતાનું કામકાજ ગુપ્ત રીતે ચલાવે છે, તેમજ સંસ્થાનિકો જે કાર્ય પોતાના પ્રદેશમાં રહી કરી શકતા નથી તે આ સભાદ્વારા કરે છે. લોકમતનો ભય એ સભાને હોતો જ નથી; એટલે જુના કુટુંબો ઐક્ય ઠીક મેળવે છે. કોઈ પણ સુધરેલા રાષ્ટ્રમાં આવી રીતની સર્વશક્તિયુક્ત સભા નથી. આ સભામાં ઉપર કહ્યા પ્રમાણે ૧૭ સભાસદ હોવાથી પ્રશિયાનું અર્થાત્ પ્રશિયાના રાજા–જર્મનીના બાદશાહનું ઉપરીપણું છે. સામ્રાજ્યના ખર્ચ વિષે, કર બેસાડવા સંબંધી, નૌકાખાતાના કાયદાકાનુન બાબત, વગેરે સર્વ કાર્યનો પ્રશિયાના પ્રતિનિધિના મતથી નિર્ણય થઇ જાય છે. કારણ, સત્તર મત એક તરફ થાય છે એટલે બીજાઓથી પણ તે અમાન્ય થતા નથી.

યુદ્ધ અને સલાહ કરવામાં આ પરિષદ્‌ની સંમત્તિ મેળવવી પડે છે. તેમજ રાઇશટેગે પાસ કરેલા ઠરાવો ઉપર પણ તેની–બુણ્ડેસરાટ્‌ની–સત્તા નીચેની કલમમાં જણાવ્યા પ્રમાણે છેઃ–

(૧) રાઇશટેગમાં જે સૂચનાઓ થશે અને જે કાયદા પસાર થશે તે પર આ સભા વિચાર કરશે. (૨) સામ્રાજ્યના કાયદાકાનુન અમલમાં મૂકવા માટે આ સભા યોગ્ય વ્યવસ્થા કરશે અને યોગ્ય ઉપાય યોજશે. (૩) સામ્રાજ્યના કાયદા અમલમાં મૂકવાના કાર્યમાં જે ખામી જણાઈ આવશે. તે વિષે આ સભા વિચાર કરશે. વગેરે.

બાદશાહે પસંદ કરેલો 'કાઉન્સિલર' (ચૅન્સેલર, મુખ્ય પ્રધાન) આ સભાનો અધ્યક્ષ હોય છે અને તે આ સભા તરફથી લોકનિયુક્ત સભામાં ભાષણ કરે છે. પણ તે 'બુણ્ડેસરાટ્' સભાને અમુક વાત પસંદ પડશે એવા વિશ્વાસ પર તે સભા તરફથી વચન વગેરે કંઈ આપી શકતો નથી. .

અત્યાર સુધી પ્રથમ કહેલી ત્રણ બાબતોમાંની બેનો એકબીજાના સંબંધથી વિચાર થયો. હવે મંત્રીમંડળની જોખમદારી વિષે થોડુંક જણાવી આ પ્રકરણ પૂર્ણ કરીશું.

આ ત્રીજી બાબત બહુ નાજુક છે, અને લોકસત્તાવાદીઓના કહેવા પ્રમાણેનો તેમાં સુધારો થાય તો સામ્રાજ્યના અને પ્રશિયાની રાજ્યવ્યવસ્થાના નિયમમાં ઘણો ગોટાળો થઇ પડે. કેવળ તત્વતઃ જોઈએ તો બાદશાહના મંત્રીઓ પર જવાબદારી રાખવામાં આવી છે; પરંતુ વ્યવહારમાં માત્ર તેવો અનુભવ થતો નથી. ઇંગ્લાંડમાં જે પક્ષનું મંડળ અધિકારારૂઢ થાય છે તે પક્ષનું બળ વધે છે, અને તેનો પરાજય થાય છે તો પ્રધાનમંડળ પદ્ચ્યુત થાય છે. જર્મનીમાં તેવું નથી. સૈનિકખાતા સિવાયનાં બીજાં ખાતાંઓમાં બાદશાહ જે હુકમ કરે છે કે જાહેરનામું પ્રસિદ્ધ કરે છે તે હુકમ કે જાહેરનામા પર એક બાજુએ ઇમ્પિરિયલ ચૅન્સેલરને સહી કરવી જ પડે છે. એ ઉપરથી નિયમ પ્રમાણે તેના પર જવાબદારી આવેલી જણાય છે; પરંતુ વસ્તુતઃ તેમ હોતું નથી. સભાસદો તે મંત્રીને ગમે તેવા પ્રશ્ન પુછી શકે છે, તેના કૃત્યનો નિષેધ કરી શકે છે; પણ તેમને હોદ્દા પરથી દૂર કરવાની સત્તા નથી. એ સત્તા તો બાદશાહને જ હસ્તક છે. અર્થાત્ આ મંત્રીમંડળનો સૂત્રધાર બાદશાહ–કૅયસર જ છે, અને તે વંશપરંપરાથી ચાલી આવેલો છે. પ્રશિયાની બહાર દિવાની બાબતમાં કે કાયદાકાનુનમાં તે માથું મારી શકતો નથી; પણ જર્મન સૈન્યનો અને નૌકાખાતાનો તે મુખ્ય અધિપતિ છે, અને પરરાષ્ટ્રો સાથે વ્યવહાર એજ કરી શકે છે. તેમજ સંસ્થાનિક–પ્રતિનિધિઓની સભામાં તેનું માન ઘણું છે. તેમાં વળી પ્રશિયાના સત્તર મત રહ્યા એટલે તેની આકાંક્ષા અને ઇચ્છા પ્રમાણે એ સભા વળે છે. તેનો કાઉન્સિલર પદવીધારક પ્રધાન હોય છે અને તેને સહાયક તરીકે પ્રત્યેક ખાતાના જુદા જુદા સેક્રેટરી હોય છે. સહાયકોના કરતાં

તેનો અધિકાર અને યોગ્યતા વિશેષ નહિ હોવાથી ઇંગ્લાંડના મંત્રીઓ સાથે તેમની તુલના કરવી બીલકુલ શક્ય જ નથી.

"આ પ્રમાણે જર્મનીની રાજ્યવ્યવસ્થાનું સાધારણ સ્વરૂપ છે. ભવિષ્યમાં રાજકીય બાબતમાં જર્મનીનું શું થશે તે કહેવાનું કઠણ છે, પણ જો હાલનું યુદ્ધ થયું નહોત અને યૂરોપને શાંતિનો સમય પ્રાપ્ત થયો હોત તો જર્મનરાજ્યવ્યવસ્થાનો પ્રવાહ કઇ બાજુએ વળ્યો હોત તેની સાધારણ કલ્પના થઈ શકે તેમ છે. એક તરફ રાજસત્તાને—એકતંત્રી અધિકારને—અનુકૂળ અને લોકસત્તાને પ્રતિકૂળ એવી પ્રશિયાની રાજ્યવ્યવસ્થા તથા સામ્રાજ્યની અતિ મહત્વની પરિષદ્ 'બુણ્ડેસરાટ્' અને બીજી તરફ એકતંત્રી સત્તાને પ્રતિકૂળ તથા લોકસત્તાને અનુકૂળ એવી 'રાઇશિટેગ'ની ખેંચાખેંચીમાં જર્મન રાજ્યકાર્યની નૌકા કઈ બાજુએ ઢળી પડશે, તે કહી શકાય નહિ. પણ થોડોક વિચાર કરતાં જણાય છે કે દિવસે દિવસ લોકોમાં પ્રગતિ થતી હોવાથી તથા સર્વ યૂરોપમાં વિચારક્રાંતિનો પ્રવાહ વહેતો હોવાથી બુણ્ડેસરાટ્, કાઉન્સિલર અને કયસર પાછળ રહી શકે નહિ. તે તે જ પદ્ધતિને વળગી રહે તો શું થાય? પ્રજામત દિન પ્રતિદિન વિશેષ જાગૃત થતો જઈ પ્રજાસત્તા તરફ ખેંચાતો જાય છે. બિસ્માર્ક જેવા મંત્રીને પણ લિબરલ અથવા પ્રાગતિક સમાજના વિચારને માન આપી મતનો સાર્વભૌમ હક્ક અને રાઇશટેગ આપવી પડી. હાલની સોશિયલ ડેમોક્રેટ્સ પાર્ટી તરફ જ જુઓ! દશ વર્ષ પર તેમની સંખ્યા બહુ થોડી હતી, પણ આજે જો કોઈ પણ પક્ષમાં લોકસંખ્યા વિશેષ હોય તો એજ પક્ષમાં છે. તેમજ શહેરોના પ્રતિનિધિની વહેંચણી જો કે પ્રથમની અન્યાય ભરેલી છે તોપણ તેઓ ૧૯૧૨ થી ૧૦૦ કરતાં પણ વિશેષ પ્રતિનિધિ આપી શકે છે. ઉદ્યોગ ધંધાની વૃદ્ધિ સાથે સોશિયલ ડેમોક્રેટ્સમાં લોકોની સંખ્યા તેમ જ તે સાથે તેમના પ્રતિનિધિની સંખ્યા વધે તો પછી કયસર અને બુણ્ડેસરાટ્ એને બે જ માર્ગ રહે. લોકમત આગળ નમતું મૂકીને કૉન્સ્ટિટ્યૂશનને અથવા લોકોને સંમત હોય તેવા ફેરફાર સનદમાં કરવા એ એક, અથવા લોકમત તરફ દુર્લક્ષ કરીને પોતાની નજર આગળ રાજક્રાન્તિ થવા દેવી, એ બીજો. મરવું કે સત્તા ઓછી થવા દેવી એવો જ પ્રસંગ આવે તો જર્મન સરકાર મરવા તૈયાર થાય કે કેમ, એની શંકા જ છે. પણ આ વિચાર શાંતિના કાળનો છે, હાલ મહા યુદ્ધ ચાલે છે તેનું શું પરિણામ આવે છે અને તેમાં જર્મની કેવી સ્થિતિમાં રહે છે, એ વિષે તટસ્થ રીતે જોયા કરવા સિવાય બીજું શું કરી શકાય?"



# પ્રકરણ ૨૨ મું.

## સોશિયાલિઝમનાં ભવિષ્યનાં ચિહ્ન.

જર્મનીની સામાજીક અને સાંપત્તિક હિલચાલનો અભ્યાસ કરનારા ગૃહસ્થને, સોશિયલ ડેમોક્રેટ્સના સંબંધમાં જુદી જુદી બાબતો વિચાર કરવા જેવી મળી આવશે. તેમાં પણ આ સોશિયાલિઝમ પર હાલમાં ક્રાંતિકારક વિચારો ઉપસ્થિત થવાથી એ વિષયોનો વિચાર કરવો તેને વિશેષ કૌતુકભર્યો લાગશે. ઇ. સ. ૧૯૦૭ ના જાનેવારી મહિનામાં થયેલી સાર્વભૌમ ચુંટણીમાં સોશિયાલિસ્ટોના થયેલા પરાજયનું યથાર્થ ચિત્ર આલેખતાં પુષ્કળ લોકોએ ભૂલો કરી છે. દરેક નિમણુંકમાં સોશિયાલિસ્ટોની સરસાઈ થતી જોવાની જર્મનીના લોકોને એવી ટેવ પડી ગઇ હતી કે, ઇ. સ. ૧૯૦૭ માં રાઇશ-ટેગની કેટલીક જગ્યાઓ પ્રસંગોપાત તેમના હાથમાંથી જવાની સાથે લોકોએ એકદમ સિદ્ધાન્ત બાંધ્યો કે, આ સમાજવિનાશકોનો પૂર્ણ પરાજય થયો, હવે તેઓ ઉંચું માથું કરી શકશે નહિ. એ પણ ખરૂં છે, કે વાસ્તવિક રીતે જોતાં, આ પરાભવથી કોઇ પણ અનુમાન નીકળતું હોય તો તે એજ કે, ઇ. સ. ૧૯૦૬ ના અંત સુધીમાં આ લોકોની સંખ્યા જેટલી વધવી જોઇતી હતી તેટલી વધી નહિ. એનો અર્થ એટલો જ થાય કે, લોકસંખ્યાની વૃદ્ધિ સાથે તેમની સંખ્યા વધી અને બીજા લોકોની સરખામણીમાં તેમનું પ્રમાણ વધ્યું ખરૂં; પરંતુ ઇ. સ. ૧૯૦૩ માં આ બન્ને બાબતમાં જે સુધારો જણાયો, તે ત્યાર પછીનાં વર્ષોમાં કાયમ રહ્યો નહિ. ઇ. સ. ૧૯૦૭ માં સોશિયાલિસ્ટ ઉમેદવારોએ કુલ ૩૨,૫૮,૦૦૦ મત મેળવ્યા હતા. ઇ. સ. ૧૯૦૩ માં આ સંખ્યા ૩૦,૧૦,૭૭૦ હતી. ૧૯૦૩ માં વૃદ્ધિનું પ્રમાણ સેંકડે ૪૩ હતું, ત્યારે ૧૯૦૭ માં સેંકડે ૮·૨ હતું. કુલ મતમાં ઇ. સ. ૧૯૦૩ માં સરેરાશ સોશિ-યાલિસ્ટના મત સેંકડે ૩૧·૭ જેટલા હતા અને ઇ. સ. ૧૯૦૭ માં તે માત્ર ૨૯·૦ હતા. નાનાં નાનાં પાંચ સંસ્થાનોના મળીને બેહજાર મત તેમના હાથમાંથી જતા રહ્યા હતા. તેમને મુખ્ય ધક્કો સાક્સેન સંસ્થાનમાં લાગ્યો. ત્યાંના એકદમ ૨૩,૨૦૦ મત નીકળી ગયા અને મૅક્લેનબર્ગ-શ્વેરિનમાંના ૫૫૦૦ ગયા. બાકીના એટલે પ્રશિયા, બવેરિયા, બેડન, વર્ટેમ્બર્ગ, વગેરે સંસ્થાનોમાં પ્રથમ કરતાં તેમને વિશેષ મત મળ્યા; પરંતુ તેટલાથી તેઓ પોતાની નમતી બાજુ ટકાવી શક્યા નહિ.

મુખ્યત્વે કરીને ઔદ્યોગિક પ્રાંતોએ તેમનો પક્ષ છોડયો નહિ, કે તેમના પ્રત્યે ઉદાસીનતા દર્શાવી નહિ. પરંતુ, ખેતીવાળા પ્રાંતોમાં તેમનો પક્ષ ઘણો

નબળો પડી ગયો. ઈ. સ. ૧૯૦૩ માં રાઇશટેગની ૭૯ જગ્યાઓ તેમના હાથમાં હતી, તેમાંની ઈ. સ. ૧૯૦૭ માં માત્ર ૪૩ રહી. તેમના અગ્રણી હેર બેબેલે ( Herr Bebel ) ઈ. સ. ૧૯૦૩ માં એવું ભવિષ્ય ભાખ્યું હતું કે, ઈ. સ. ૧૯૦૭ ની ચુંટણીમાં આ આંકડો અમે નિશ્ચયપૂર્વક સો સુધી લઈ જઈશું. આ મનુષ્યની આ "ગર્વોક્તિ" લક્ષમાં લેતાં સાત વર્ષમાં સોશિયાલિસ્ટોને ઘણું સહન કરવું પડયું છે. ઈ. સ. ૧૯૦૩ માં એ પક્ષનાં મુખ્ય કાર્ય એ હતાં કે, દેશની સંપત્તિ અને સંપત્તિઉત્પાદક સાહિત્યો કોઈ વ્યક્તિના સ્વામિત્વમાં ન રહેવા દેતાં સમસ્ત રાષ્ટ્રની માલીકીનાં કરવાં, પ્રજા-સત્તાક રાજ્ય સ્થાપન કરવું, મજુરવર્ગ સિવાયના મનુષ્યોની મીલકત પર ધીમે ધીમે કર વધારવો, બીનપગારી નોકરોનું સૈન્ય ( મિલિશિઆ ) ઉભું કરવું, ઔદ્યોગિક કાનુનોમાં સુધારો કરવો અને સાર્વભૌમ સરકારે ચલાવેલી વસવાટ-ની રાજ્યપદ્ધતિનો નિષેધ કરવો. વસવાટની રાજ્યપદ્ધતિનો નિષેધ સાતે વર્ષમાં ચાલુ રહ્યો હતો અને મત મેળવવાના ઉદ્યોગમાં પણ કંઈ નિર્બળતા બતાવવામાં આવી ન હતી. ત્યારે આવો પરાજય થવાનાં કારણો શા હોવાં જોઇએ? તેનાં બે કારણ છેઃ—(૧) સોશિયાલિસ્ટો વિરુદ્ધ પ્રયત્ન કરનારા-ઓની એકતા અને (૨) સોશિયાલિસ્ટોમાં જણાતો ઐક્યનો અભાવ. આ સિવાય નાના ખેડુતો, કારખાનાવાળાઓ અને પરચુરણ માલ વેચનારા વેપારીઓએ પણ તેમનો પક્ષ છોડી દીધો હતો. પરંતુ, એ કારણ વિશેષ મહત્વના જણાતાં નથી.

સોશિયાલિસ્ટોની વિરુદ્ધ પ્રયત્ન કરનારાઓમાં મુખ્ય ભાગ લેનારા મધ્યમ વર્ગના ( Middle classes ) લોકો છે. તેમનામાં છેવટે ઈ. સ. ૧૯૦૬ ના અંતે નવીન જાગૃતિ ઉત્પન્ન થઈ અને સોશિયાલિસ્ટોનું બળ ઓછું કરવા તેઓ પૂર્ણ ખંતથી પ્રયત્ન કરવા લાગ્યા, અને તેનાજ પરિણામે સોશિ-યાલિસ્ટો નબળા પડી ગયા, એ નિઃસંશય છે. આરંભમાં તો મધ્યમ વર્ગના મનુષ્યો ચુંટણીના પ્રસંગે મત જ આપતા ન હતા. આથી સોશિયાલિસ્ટોએ ઘણી જગ્યાઓ મેળવી હતી. પોતાની આ બેદરકારીથી સોશિયાલિસ્ટોનો પક્ષ પોતાની ઉપર ચડેલો જ્યારે તેમણે જોયો ત્યારે ભવિષ્યમાં એ લોકોની ઉપેક્ષા ન કરવાનો તેમણે વિચાર કર્યો; અને તે પ્રમાણે તેમના પક્ષના ઘણા મનુષ્યો મત આપવા બહાર આવ્યા. આ વર્ષમાં સોશિયાલિસ્ટોને મધ્યમ સ્થિતિના લોકોએ જેવી હરકત કરી હતી, તેવી પહેલાં ઘણાં વર્ષોમાં કોઈ પણ પક્ષના લોકોએ કરી ન હતી. કહેવાય તો ઈ. સ. ૧૮૮૭ માં માત્ર કૉન્ઝરવેટીવ અને નૅશનલ લિબરલોએ ( પ્રાગતિક ) મળીને તેમની વિરુદ્ધ

પ્રયત્ન કરી યશ મેળવ્યો હતો એજ. પરંતુ ત્યારપછી ૧૯૦૩ સુધી સોશિયાલિસ્ટોનો અસ્ખલિત ઉત્કર્ષ થતો ગયો, અને ઇ. સ. ૧૯૦૩ માં તેમણે મેળવેલા વિજયે તો સર્વેનું ધ્યાન ખેંચ્યું. ૧૯૦૭ માં મધ્યમ વર્ગના લોકોએ તેમનો જે પરાભવ કર્યો, તે કર્યો ન હોત તો હેર એબલે ભાખેલું ભવિષ્ય ખરૂં પડયું હોત! પરંતુ એ ભવિષ્ય સત્ય થયું નહિ, અને ઉલટું એ ચુંટણી પરથી પુષ્કળ મનુષ્યોના ધ્યાનમાં આવ્યું કે, મોટાં મોટાં શહેરોમાં રહેનારા અંદર અંદરનો ભેદભાવ બાજુએ રાખી ઐક્યથી પ્રયત્ન કરશે તો સોશિયાલિસ્ટોની પ્રગતિ અટકયા સિવાય રહેશે નહિ જ.

સોશિયલ ડિમોક્રસી પક્ષના સર્વે લેખકો ખુલ્લા દીલથી એ વાત સ્વીકારે છે કે મધ્યમ વર્ગના મનુષ્યોનો જ વિચાર કરીએ છીએ તો જણાય છે કે, સોશિયાલિસ્ટોએ આત્મસત્તા પર નિશ્ચિત કરેલો સિદ્ધાન્ત ઇ. સ. ૧૯૦૭ ની ચુંટણીમાં છિન્નભિન્ન થઇ ગયો છે. આમાંનો એક મહત્વનો સિદ્ધાંત એવો હતો કે, સર્વે સમાજના બે ભાગ થાય તેવી પ્રવૃત્તિ ધીમે ધીમે થતી જાય છે. વિશેષ હક્ક ધરાવનારના અને અતુલ સંપત્તિના બળ પર આનંદમગ્ન રહેનારા થોડા લોકોનો એક વર્ગ અને જીવન દુઃખમય સ્થિતિમાં પૂર્ણ કરવાનું જેમના ભાગ્યમાં લખાયલું છે તેવા અનેક મનુષ્યોનો બીજો વર્ગ, અને મજુરવર્ગમાંથી જ એક મધ્યમ પ્રતિનો ત્રીજો વર્ગ ( એનેજ લોઅર મિડલ કલાસ કહે છે.) ધીમે ધીમે અસ્તિત્વમાં આવતો હતો; તે તરફ તે પક્ષના કોઇ પણ મનુષ્યનું લક્ષ ગયું ન હતું. છેવટે ૧૯૦૭ માં આ વર્ગ એટલો પ્રબળ થયો અને તેણે અણચિંતવ્યો એટલો બળવાન હુમલો કર્યો કે, તેની આગળ સોશિયાલિસ્ટો ગભરાટમાં પડી ગયા અને રાજકીય બાબતમાં જે પક્ષને પોતાના હાથમાં સત્તા રાખવાની ઇચ્છા હોય તે પક્ષે મધ્યમ વર્ગના મનુષ્યોની સહાનુભૂતિ સંપાદન કરવી જોઇએ, એવો જ્યારે તેમને અનુભવ થયો ત્યારે તેઓ આશ્ચર્યમાં ગરક થઇ ગયા.

ઇ. સ. ૧૯૦૭ સુધી તો સોશિયાલિસ્ટો મધ્યમ વર્ગના મનુષ્યોની પરવા જ કરતા ન હતા. તેમાં તેમના સર્વે સિદ્ધાન્ત ભૂલભરેલા ઠર્યાની વાત તેમના મુખ્ય આગેવાનોએ અને લેખકોએ તત્કાળ સ્વીકારી. તેથી તેમના હૃદયની સરળતા વિષે જગતમાં તેમનું માન વધ્યું છે. હેર એડમંડ ફિશર કહે છેઃ—" કુલ લોકસંખ્યામાંના મજુરી પર નિર્વાહ ચલાવનારાઓની જ સંખ્યા દિનપ્રતિદિન વધતી જશે. સમસ્ત મનુષ્ય જાતિને-છેવટે તેમાંના ઘણા મોટા સમૂહને-સુખ કરતાં દુઃખ વિશેષ અનુભવવું પડશે, મધ્યમ સ્થિતિના

મનુષ્યો ધીમે ધીમે નષ્ટ થશે અને થોડા જ સમયમાં એવી સ્થિતિ પ્રાપ્ત થશે કે, સંપત્તિઉત્પાદક સાધનોનો મહાન્ સમૂહ ધરાવનારા આંગળાંને ટેરવે ગણી શકાય તેટલા ધનિકો તથા મોટા લોકોનો એક વર્ગ અને મજુરી પર જીવનારા અસંખ્ય મનુષ્યોનો બીજો વર્ગ; એવા એકંદર જનસમાજના ફક્ત બે વર્ગ રહેશે. માટે લોકો સોશિયાલિઝમનાં તત્વ માન્ય કરે તે માટે પ્રયત્ન કરવો હોય તો મજુરી પર નિર્વાહ કરનારા લોકોને જ આપણા પક્ષમાં રાખવાનો પ્રયત્ન કરવો જોઇએ. એ અને એવી જાતના બીજા વિચારોને અમે આજ સુધી પ્રેમથી વળગી રહી તેનું પ્રતિપાદન કરતા આવ્યા છીએ. પરંતુ પ્રત્યક્ષ અનુભવના અંતે એ વિચારો ખોટા—તદન અવ્યવહારૂ—છે એમ ઠરેલું નથીં કે ? સમાજમાં ધનવાનો અને મજુરો એવા બે વર્ગ રહેશે, એવું અમે ખુલ્લા દીલથી કહીએ છીએ. પરંતુ અનુભવ કહે છે કે, મજુર વર્ગમાંથી ત્રીજો એક વર્ગ પોતાનું માથું ઉંચું કરતો જાય છે. આ વર્ગના લોકો શ્રીમંતોની માફક એશઆરામમાં રહેનારા નથી, તેમ મજુરોની માફક છેક ઉતરતી સ્થિતિમાં પણ નથી. ”

હર ફ્રિશરના અંદાજ પ્રમાણે આ નવીન મધ્યમ સ્થિતિના મનુષ્યોની સંખ્યા પંચાવન લાખ જેટલી હોવી જોઇએ. આ સંખ્યામાં ખેડુત, વેપારી, શિલ્પી, મુકાદમ, મુલકી તથા મ્યુનિસિપાલિટી ખાતાના નોકર, શિક્ષક અને બીજા ધંધાવાળાઓનો સમાવેશ થાય છે. તેમના મત પ્રમાણે આ સર્વ લોકો મજુરી પર નિર્વાહ કરનારા લોકોમાંથી જ ઉત્ક્રાંતિ પામી બહાર આવ્યા છે. અને તે કહે છે કે, ઉત્ક્રાંતિનું આ રગસીઉં ગાડું હમેશાં આમજ ચાલ્યા કરશે. આ મત બરોબર હોય કે ભૂલ ભર્યો હોય, પણ તે ઉપરથી એક નિશ્ચય થાય છે; તે એ કે, સોશિયાલિસ્ટોએ આજ સુધી પોતાના મતનો પ્રસાર કરવા જે ઉદ્યોગ કર્યા છે તે ભૂલભરેલા ધોરણે કર્યા છે. કોઇના પણ લક્ષમાં આવશે કે, મધ્યમ સ્થિતિ અનુભવનારો વર્ગ આપણા સમાજમાં બીલકુલ છે જ નહિ, કદાચિત હશે તો તે ઘણો નાનો હશે, અને તેનો એક વખત નાશ કર્યો એટલે આપણા મતનો વિજય થયો જ સમજવો. આ તેમના વિચારની મુખ્ય દિશા કે જે સર્વ પ્રકારે ભૂલભરેલી છે, તેના પ્રતાપે તેમની લોકો પર અસર ન થાય એ સ્વાભાવિક જ છે.

સોશિયાલિઝમના કાર્યક્રમ પ્રમાણે ઉદ્યોગ ધંધો, વેપાર અથવા ખેતી પર નિર્વાહ ચલાવનારો ‘ જર્મન મિડલ કલાસ ’ હોવાનો સંભવ જ નથી ! તે એથી જ માને છે કે, સમાજના સર્વે મનુષ્યો સરખી સ્થિતિના થવા જોઇએ,

સાંપત્તિક સ્થિતિના પ્રમાણમાં કે બીજી પરિસ્થિતિને અનુરૂપ તેમાં બીલકુલ ભેદ રહેવો જોઇએ નહિ; અથવા કોઈ મનુષ્યે પોતાની હિંમતના બળથી બીજા કરતાં પોતાનો દરજ્જો પણ વધારવો જોઇએ નહિ. તેમની વિચારસરણીમાં મુખ્ય ખામી એજ છે કે, મનુષ્યસ્વભાવની સંચય કરનારી નૈસર્ગિક બુદ્ધિનું અસ્તિત્વ આ ઉશ્કેરાયલા મનુષ્યો સ્વીકારતા નથી. આ બુદ્ધિ મોટા ખેડુતોમાં જે પ્રમાણમાં હોય છે, તે જ પ્રમાણમાં નાના ખેડુતોમાં પણ હોય છે; મોટા કારખાનાવાળામાં હોય છે, તેવી જ નાના શિલ્પકારમાં પણ હોય છે. રાજ્યદરબારને ધન ધીરનારા લક્ષાધિપતિમાં હોય છે તેવીજ ભારે કષ્ટ સહન કરી–મહેનત મજુરી કરી–પોસ્ટલ સેવિંગ બેંકમાં પોતાની ટુંકી મુડી મુકનારનામાં પણ હોય છે, એ કુદરતથી નિર્માણ થયેલું છે.

પ્રથમ પ્રમાણે હજુ સુધી પણ સોશિયાલિઝમના કેટલાક સમર્થન કરનારાઓનો મુખ્ય મદાર દારિદ્ય અને અસંતોષ પર છે, અને આ બે બાબતો લોકોની આગળ મૂકવાથી પોતાના વિચારો જલદી પ્રચારમાં આવશે, એવો તેમને વિશ્વાસ છે. સર્વે સુધારા સાથે જગતમાં રહેલું દારિદ્ય, છેવટે દરિદ્રતાના સબબથી અનુભવવી પડતી વેદના, થોડી ઘણી પણ ઓછી કરવાનાં સાધનો અસ્તિત્વમાં આવવા લાગ્યાં છે, એ વાત તેઓ ધ્યાનમાં લેતા નથી. આ કારણથી તેમનો પક્ષ વ્યવહારદષ્ટિએ વિશેષ નિર્બળ થતો જાય છે. આમ હોવા છતાં વાદવિવાદના પ્રસંગે લોકોમાં વધતી જતી દરિદ્રતા વિષે બોલવામાં તેઓ પાછા પડતા નથી. તેઓ મજુરોને વારંવાર કહે છે કે, તમે દારિદ્યથી પીડા પામો છો, ત્યારે કેટલાક મનુષ્યો દ્રવ્યની પથારી પર આળોટયાં કરે છે તે તરફ જુઓ તો ખરા! આવા કટાક્ષથી મજુરોના મનમાં અસંતોષ ઉત્પન્ન થાય છે. તેઓએ પોતાના અનુયાયી વર્ગ માટે જે નિયમ ઠરાવ્યા છે તેમાં કરકસરનો નિયમ અવશ્ય રાખ્યો હોય એમ જણાય છે. આમ કરવામાં તેમનો એ હેતુ હોવો જોઇએ કે, મજુરો કરકસરથી પૈસો બચાવશે તો તેઓ તેનો સંકટ સમયે ઉપયોગ કરી શકશે; અને તેમ થશે એટલે દારિદ્યજન્ય અસંતોષ તેમને જણાશે નહિ. આ કારણથી દરેક જર્મન શહેરમાં મ્યુનિસિપાલ સેવિંગ બેંકમાં પુષ્કળ મજુરો પોતાની રકમ જમા રાખે છે, તે તેમને પસંદ નથી. તેમાં પણ જો તે એકત્ર થયેલા પૈસાનો ઉપયોગ ઘર વગેરે બાંધવાના કામમાં મજુરો કરે છે તે તો તેમને જરા પણ પસંદ નથી. મનુષ્યસ્વભાવ તો સરખા જ હોઈ શકે; અને તે પ્રમાણે એકાદો મજુર, પછી તે ભલેને સોશિયાલિસ્ટ પંથનો હોય, પણ તેને સ્વાભાવિક રીતે એ વિચાર થાય જ કે, રહેવા માટે પોતાની માલકીનું ઘર

હોવું જોઇએ; અર્થાત્ ઘરનું ભાડું ભરવાની તથા તે સાથે સંબંધ ધરાવતી બીજી ઉપાધીઓથી મુક્ત થવું જરૂરનું છે. આવા વિચારથી ઘણા મજુરો સોશિયાલિસ્ટ હોવા છતાં મકાનો બાંધવા લાગ્યા છે. કોઇ પણ જાતનો સંગ્રહ—પછી તે ઘરરૂપે હોય કે બેંકમાં મુકાતી થાપણરૂપે હોય, પણ એ—સોશિયાલિઝમના તત્વ વિરુદ્ધ છે! તેઓ કહે છે કે ભવિષ્યનું રાજ્ય ( Future government) જ્યારે થશે ત્યારે થશે, પરંતુ ત્યાં સુધી ઘર વગેરે બાંધવામાં શી હરકત છે? નિયમ પ્રમાણે લવાજમ ભરીએ એટલે બસ. મજુર વર્ગનું આ વર્તન ધ્યાનમાં લેવાથી સોશિયાલિઝમની નૌકા સુકાનીની પરવા ન કરતાં કેવી ઉલટી દિશામાં વહે છે તે તરત જ જણાય છે!

સોશિયાલિઝમને હમણાં જે રાહુએ ઘેર્યું છે તેનું બીજું એક મુખ્ય કારણ એ છે કે, સોશિયાલિસ્ટોએ પાર્લામેંટમાં જે હીલચાલ ચલાવી હતી તે જોઇએ તેવી ફતેહમંદ નીવડી નથી. તેમના મુખ્ય આગેવાન કાર્લમાર્ક્સે સાઠ વર્ષ પર કહ્યું હતું કે, મજુરોને ધનવાનોના પંઝામાંથી મુક્ત કરવા હોય તો તેમનું રાજકીય સામર્થ્ય વધારવું જોઇએ. સોશિયલ ડેમોક્રેટ્સનો પક્ષ સંખ્યામાં જેટલો બળવાન છે તેટલો જર્મનીનો બીજો કોઈ પણ રાજકીય પક્ષ બળવાન નથી; પરંતુ તેમનામાં જોઇએ તેટલું ઐક્ય નહિ હોવાથી વ્યવહારમાં જરા પણ તાદૃશ લાભ મળતો નથી. તેમની કાર્યપદ્ધતિનો પાયો પાકો નથી. તેઓ એટલું જ સમજે છે કે, પાર્લામેંટમાં કોઇક પ્રશ્ન ઉપસ્થિત થાય એટલે તેનાં પીંછાં ખેંચવાં, કે કંઈ ને કંઈ ગચીઉં નાખવું. આમ કરવાથી તેમનું રાજકીય મહત્ત્વ થોડું જ વધે? મહત્ત્વ વધારવા માટે તો તેમના હાથે કાંઇક પણ લોકોપયોગી કામ થવું જોઇએ. સોશિયાલિઝમ રાજકીય બાબતમાં પ્રવૃત્તિ કરી શકતું નથી તેનું કારણ આ જ છે. તેમ, શું જરૂરનું છે તે હજુ સુધી તેઓ સમજી શક્યા નથી. એમને જો પ્રશ્ન પુછવામાં આવે છે કે, તમારા વિચાર પ્રમાણે દેશનો કારોબાર કેવી રીતે ચલાવવો જોઇએ? ત્યારે તેઓ બહુધા ઉત્તર આપવાની વાત જ ઉડાવી દે છે. એક સભાસદે થોડા વખત પર જ તેમને પૂછ્યું હતું કે, "રાઇશટેગમાં તમારા મત વિશેષ થશે ત્યારે તમે શું કરશો?" આનો ઉત્તર આપતાં હર બેબલે કહ્યું હતું કે, "અમારા મતમાં વધારો થશે તો અમે અમારી કલ્પના પ્રમાણે રાજ્યકાર્યભાર ચલાવીશું; અને પરરાષ્ટ્રો સાથે અમે એવું વર્તન રાખીશું કે જગત્માં સર્વત્ર શાંતિ પ્રસરી રહેશે. અમે પોતે શાંતિ પ્રવર્તાવીશું, અને દૃષ્ટાંતરૂપ થઈ બીજા પાસે શાન્તિ રખાવી માનવજાતિની સંસૃતિમાં વૃદ્ધિ કરીશું." આ વિચારો જો કે ઉદાત્ત છે; પણ તે પ્રમાણે આચાર કેમ રાખવો તેનો ઉત્તર

આમાં ક્યાં છે ? સોશિયાલિસ્ટ પક્ષનો હર પાર્વસ ( Herr Parvas ) નામે એક પ્રસિદ્ધ લેખક છે, તેણે એક વાક્યમાં સોશિયાલિસ્ટ પક્ષની આ સ્થિતિનું માર્મિક રીતે સરસ વર્ણન કર્યું છે. તે કહે છે, " પોતાના કાર્યક્રમ સાથે મળતા ન હોય તેવા જુદા જુદા વિચારોનો સંચય અમારા પક્ષે બહુ ઉત્તમ રીતે કર્યો છે ! " સોશિયાલિસ્ટ પક્ષ માત્ર નામમાં એક છે; પણ ખરી રીતે તેમાં અનેક પ્રકારના મત તથા પંથ છે, અને તેમાંના ઘણા ખરા એક બીજાને સંહારક છે. તેઓ ફક્ત ધનવાનોનો દ્વેષ કરવામાં એક સરખો વિચાર ધરાવે છે; બીજી સર્વ બાબતોમાં એકનું મ્હોં ઉત્તર તરફ હોય ત્યારે બીજાનું દક્ષિણ તરફ હોય છે ! દાખલા તરીકે, તેમનું મુખ્ય તત્વ એ છે કે વેપાર-. પદ્ધતિ અનિયંત્રિત હોવી જોઇએ. પરંતુ તેમાંના ઘણા એવા છે કે જેઓ વેપાર સંરક્ષિત રાખવાને જ મન્થન કરે છે. ખેતીને પાછળ રાખી ઉદ્યોગ–ધંધાને ઉત્તેજત આપવું એ તેમનું મુખ્ય તત્વ છે, તોપણ તેમના પક્ષના કેટલાક ગ્રંથકારો એવું પ્રતિપાદન કરે છે કે ઉદ્યોગ–ધંધો ભલે નષ્ટ થાય પણ ખેતીની સંભાળ રાખવી જોઇએ. તેમણે વસવાટનું રાજ્ય જરૂરનું નથી એમ પ્રસિદ્ધ કર્યું છે; પરંતુ તેમની કોંગ્રેસમાં તેવો ઠરાવ કદી પણ પસાર કરવામાં આવતો નથી. તેઓ કહે છે કે સરકારે ખર્ચ કરી સૈન્ય રાખવું જોઇએ નહિ, પરન્તુ, તે પણ કાગળ ઉપર જ રહે છે. ખુલ્લી રીતે આગળ આવીને કદી પણ એવું કોઇ પ્રતિપાદન કરતું નથી.

જે પક્ષમાં આવી જાતનો મતભેદ છે તે પક્ષથી સમાજ કે રાજ્યની સુસ્થિતિને લેશમાત્ર હરકત થવાનો વિશેષ ભય નથી. ગુણદોષ વિવેચનના કાર્યમાં જર્મનોની પ્રથમથી ખ્યાતી છે. તેમનો આ ગુણ છેવટ સુધી એજ સ્થિતિમાં રહેશે તો જર્મનીમાં સોશિયાલિઝમ કદી પણ વિજય મેળવી શકશે નહિ. જર્મન સોશિયાલિઝમનું પ્રધાન લક્ષણ ' વિનાશ ' છે. આ પક્ષે હાલમાં જર્મનસમાજનો ' વિનાશ ' કરવાનું કાર્ય પોતાના હાથમાં લીધું છે. પરંતુ સુભાગ્યે જર્મનસમાજનો વિનાશ થવાને બદલે એમનો પોતાનો જ વિનાશ થવાનો વખત સમીપ આવતો જાય છે. પોતાની દૃષ્ટિ આગળ એક ધ્યેય રાખી તે સાધ્ય કરવાના કાર્યમાં એકદિલથી સહાય્ય કરનારા મનુષ્યો જે પક્ષમાં છે તે પક્ષના હાથે રાજકીય પરિસ્થિતિ પ્રતિકૂળ હોવા છતાં જર્મનીમાં મહાન્ કાર્ય થયું હોત. પરંતુ, સોશિયલ ડેમોક્રેટ્સનું એ અંગ લૂલું છે. જે સાંપત્તિક પાયા પર સમાજની રચના થઇ છે તે પાયો સુધારવા માટે જ ફક્ત પ્રયત્ન કરવાનું છોડી દઈ તેની સાથે શાસ્ત્ર, કળા, તત્વજ્ઞાન અને ધર્મનો પણ સુધારો કરવાનો ડોળ તેઓ કરે છે. આ કારણથી ' નહિ ઘરના કે નહિ

ધાટના 'ના જેવી તેમની સ્થિતિ થાય છે. એક પક્ષના ત્રીસ બત્રીસ લાખ જબરજસ્ત મનુષ્યો અનેક વર્ષો થયાં હવાને લાકડીઓ મારવાનો વ્યર્થ ઉદ્યોગ કરી રહ્યા છે! આ વિલક્ષણ અને શોચનીય દેખાવ જર્મનીમાં જેવો જણાય છે તેવો બીજે ક્યાંય પણ દેખાતો નથી.

સોશિયાલિસ્ટ પક્ષના જુના નેતાઓના દુરાગ્રહી સ્વભાવને લીધે આજ સુધી તેઓ સમાજનું હિત સાધી શક્યા નથી. પરંતુ એ દુરાગ્રહીપણું ભવિષ્યની પ્રજામાં રહેવાનો સંભવ નથી. હર વૉન વોલમર (Herr Von Vollamar) જેવા અનેક* મનુષ્યો આજે કહેવા લાગ્યા છે કે, ભવિષ્યમાં આપણે કંઇક વિશિષ્ટ કાર્ય કરી શકીએ તેવો કાર્યક્રમ નક્કી કરવો જોઇએ. સોશિયાલિસ્ટ વર્તમાનપત્રોમાં પણ આ જ મતનો ઉલ્લેખ થાય છે. વર્તમાનપત્રો કહેવા લાગ્યાં છે કે, રાષ્ટ્રના લીબરલ પક્ષને રૂચે તેવું કાર્ય કરવાની પદ્ધતિ સોશિયાલિસ્ટો સ્વીકારશે તો જે વિષયમાં તેઓ એક વિચાર ધરાવે છે તે વિષયમાં તેમને વિજય મેળવવામાં હરકત આવશે નહિ. રાઇશટેગના હર હુ (Here Hue) નામે સોશિયાલિસ્ટ આગેવાને હમણાં જ નીચે પ્રમાણે ઉદ્‌ગાર કાઢ્યા હતાઃ—

"જર્મન નાગરિકોમાં જે ખરેખરા લીબરલ છે, તેમની સાહાય્યથી આપણે પ્રયત્ન કરીશું તો જનહિતનાં થોડાં ઘણાં કાર્યો પણ આપણા હાથે થયા સિવાય રહેશે નહિ. પ્રગતિના વિરોધીઓ જેમ એક બીજાની સાથે ઐક્યથી કાર્ય કરે છે, તેમ જ્ઞાન અને સ્વાતંત્ર્ય મેળવવા માટે જેઓ આજ સુધી જુદા જુદા માર્ગે પ્રયત્ન કર્યા કરે છે, તેઓ સર્વેએ એકદિલથી કાર્ય કરવાનો નિશ્ચય કરવો જોઇએ."

---

* મી. ડોસને બર્નસ્ટીન (Bernstein) નામે ગૃહસ્થના નામનો ઉલ્લેખ કેમ ન કર્યો તેનું આશ્ચર્ય થાય છે. આ મનુષ્યને પ્રિન્સ બિસ્માર્કે હદપાર કર્યો હતો. પોતાને થયેલી શિક્ષામાંનાં ઘણાં વર્ષ તેણે ઇંગ્લાંડમાં ગાળ્યાં હતાં. ઇંગ્લાંડમાં મળેલા અનુભવ પરથી પોતાના એકપક્ષીય વિચારોમાં તેણે ઘણો ફેરફાર કર્યો હતો. તેના પર નીકળેલું વારંટ કેટલાંક વર્ષ પછી રદ કરવામાં આવ્યું ત્યારે સ્વદેશમાં આવી તેણે પોતાના બદલાયલા નરમ મતોનું પ્રતિપાદન કરવા માંડયું. ઉદ્દામ સોશિયાલિસ્ટોએ આ માટે તેનો પ્રતિકાર કર્યો, તોપણ તેણે પોતાનો પ્રયત્ન છોડયો નહિ. ત્યાર પછી ધીમે ધીમે તેના પક્ષમાં ઘણા લોકો ભળ્યા. છેવટે તે એક સોશિયાલિસ્ટ મતાધિકારીઓના મંડળ તરફથી રાઈશટૅગમાં ચુંટાઈ આવ્યો. ત્યારથી તેને વિનિત સોશિયાલિસ્ટોનો નેતા માનવામાં આવે છે.

સોશિયાલિસ્ટોની વૃત્તિમાં આવી જાતનું પરિવર્તન થશે તો રાઇશટેગ-માંના કોઇ પણ પક્ષ સાથે, જો કે આજ સુધી તેમને બનતું ન હતું, તો-પણ ભવિષ્યમાં રેડિકલ કે નેશનલ લિબરલ જેવા પક્ષો સાથે મળતાપણું થશે, અને સમાજસુધારાનું થોડું ઘણું પણ કાર્ય તેમના હાથે થશે એવું તેમના ઉપર જણાવેલા વિચારો પરથી નિશ્ચિત થાય છે. પ્રથમ જણાવ્યું છે જ કે, દક્ષિણ જર્મનીના લોકો ઉદાર મતવાદી છે. તે જ પ્રમાણે તે તરફના સોશિયાલિસ્ટો પણ બીજા જેટલા હઠીલા નથી, અને બીજા રાજકીય પક્ષો સાથે સલાહથી કાર્ય કરવાની તેમનામાં વિશેષ વૃત્તિ છે. સોશિયાલિસ્ટોમાં સાધારણ રીતે જ એક નિયમ એવો છે કે, બજેટ સંબંધી કંઈ પણ મત પ્રકટ કરવો નહિ. કારણ કે તેમ કરવામાં આવે તો તેથી ચાલુ રાજ્યપદ્ધતિનો સ્વીકાર કર્યો કહેવાય. આ પ્રમાણે હોવા છતાં બવેરિયા, વર્ટેમ્બર્ગ અને બેડન સંસ્થાનોના સોશિયાલિસ્ટો એ વિષયમાં ખુલ્લી રીતે પોતાના વિચારો પ્રકટ કરે છે. પોતે પોતાના પક્ષના નિયમનું ઉલ્લંઘન કરે છે એવો વિચાર પણ તેમને આવતો નથી. ઉત્તર તરફના સોશિયાલિસ્ટોનું વર્તન એથી વિરુદ્ધ છે. તેમના વિચાર પ્રમાણે બજેટ એ એક અપવિત્ર વસ્તુ છે, અને તેનો તે પોતાને બિલકુલ સ્પર્શ સરખો થવા દેતા નથી; એટલે કે મત આપવાના પ્રસંગે તેઓ સભા છોડી ચાલ્યા જાય છે! તેમના આ વિચારો કેટલા મૂર્ખાઇ-ભરેલા છે તે સહજ લક્ષમાં આવે તેમ છે. બજેટ વિશે મત આપવાથી પ્રચલિત રાજ્યપદ્ધતિનો સ્વીકાર કર્યા જેવું થાય છે એમ જો થતું હોય તો એજ રાજ્યપદ્ધતિએ ઠરાવેલા ચુંટણીના નિયમો પાળીને પોતે ચુંટાઇ પાર્લા-મેન્ટમાં કેમ બેસે છે ? આ વિષે આટલું સ્પષ્ટ કહેવાનું કારણ એ જ છે કે તેઓ કેવી અંધપરંપરાના અનુયાયી છે તે વાચકો સમજી શકે.

પ્રજાસત્તાક રાજ્ય એ સોશિયાલિસ્ટોના કાર્યક્રમમાંનો એક વિશેષ મહત્વ-નો ભાગ છે. ઉત્તર જર્મનીના સોશિયાલિસ્ટો રાજાની સત્તા માનતા નથી (માત્ર મોઢે કહેવા પુરતુંજ!) પરંતુ દક્ષિણ જર્મનીના સોશિયાલિસ્ટો રાજાને અતિ માન આપે છે, અને રાજકુટુંબ વિષે મનમાં આદરબુદ્ધિ ધરાવે છે. બેડન, વર્ટેમ્બર્ગ, બવેરિયા વગેરે સંસ્થાનોના સોશિયાલિસ્ટોએ રાજાને પુત્રપ્રાપ્તિ થતાં અનેક વખત રાજમહેલમાં જઇ આનંદ પ્રદર્શિત કર્યાનાં દૃષ્ટાંતો દૃષ્ટિએ આવે છે. ત્યાંના મજુરોના ગૃહમંદિરોમાં સોશિયાલિસ્ટ નેતા-ઓની સાથે રાજા રાણીની છબીઓ નજરે પડે છે. આ ઉપરથી તાત્પર્ય એજ નીકળે છે કે, દક્ષિણ જર્મનીના સોશિયાલિસ્ટો બીજાની સાથે મિલન-સાર વર્તન રાખે છે તેમજ સારાસાર વિચારથી દૂર ન રહેતાં રાજકીય પક્ષ

માન્ય કરે તેવી રીતે પોતાના વિચારોનું પ્રતિપાદન કરે છે, તોપણ સોશિયા-લિસ્ટની યાદીમાંથી તેમનાં નામ કોઇએ કાઢી નાખ્યાં નથી ! આ લોકોનું ઉત્તર જર્મનીના લોકો અનુકરણ કરે તો તેમનામાં મનાતી વ્યવહારશૂન્ય-તાનો દોષ દૂર થાય. કયસર આ લોકો વિષે એટલો તો ચીડાયલો રહે છે કે, તે તેમની સાથે વાત કરવાનું પણ પસંદ કરતો નથી. સોશિયાલિસ્ટોને નાબુદ કરવા માટે તેણે તેના નેતાઓનો અનેક પ્રકારે છળ કીધો છે. ખરૂં છે કે સોશિયાલિસ્ટોના વિચાર ભૂલભરેલા છે, રાજસત્તા તેમને પ્રિય નથી; પણ નાગરિક તરીકેના બીજા ગુણો તેમનામાં ઘણા છે. તેનો જેટલો બને તેટલો ઉપયોગ કરી લેવા કયસર મનમાં લે તો તેને ઘણો લાભ થઇ દૂધમાં સાકર પડ્યા જેવું થાય.

અત્યાર સુધીના વિવેચન પરથી એમ સમજવાનું નથી કે સોશિયાલિ-સ્ટોના હાથે દેશહિતનાં કાર્ય બીલકુલ થયાં નથી. પ્રિન્સ બિસ્માર્ક પછીના ચેન્સેલર કાઉન્ટ કેપ્રિવીએ ( Count Caprive ) વેપાર સંબંધી જે વ્યવસ્થા કરી અને જેનાથી જગતને આશ્ચર્યમાં દિંગ કરી નાખનારી વેપાર અને ઉદ્યોગધંધામાં પ્રગતિ થઇ તે વ્યવસ્થાને રાઇશટેગના સર્વ સોશિયા-લિસ્ટોએ પૂર્ણ અનુમોદન આપ્યું હતું. કયસર પણ સ્વીકારે છે કે એ અનુ-મોદન મળ્યું ન હોત તો આટલી પ્રગતિ થઈ ન હોત. એ લોકો ભિન્ન ભિન્ન સંસ્થાનોમાં મજુર વર્ગ માટે જે પ્રયત્ન કરે છે તે અવર્ણનીય છે. પોતાના અનુયાયીઓ ( મજુરો ) નું કલ્યાણ કરવા પ્રયત્ન કર્યો તેમાં શું થયું એમ કહેનારાઓએ ભૂલવું જોઇતું નથી કે, જેમાં મજુરોનું હિત છે તેમાંજ આખા રાષ્ટ્રનું પણ હિત છે. રાઇશટેગની જુદી જુદી કમિટિઓમાં બીજા લોકો કરતાં એ લોકોએ અંતઃકરણપૂર્વક અતિ શ્રમ લઇ અનેક કાર્ય કર્યાં છે. રાઇશ-ટેગના બીજા સભાસદોમાંના ઘણા સભાસદો અધિકારીઓના મતને મળી જનારા અને રાજસત્તાથી અંજાઈ ગયેલા છે. એક રીતે, સોશિયાલિસ્ટો તેમાં છે તેથી જ સ્વતંત્રતાનાં ઉદાત્ત તત્વો નિર્ભયતાથી પ્રતિપાદન થતા સંભ-ળાય છે. તે સભામાંથી એમને દૂર કરવામાં આવે તો ખરેખર તે નિકૃષ્ટ સ્થિતિએ પહોંચી જાય, અને અધિકારીની ઇચ્છા વિરુદ્ધ એક પણ લોકોપ-યોગી કાયદો પસાર થાય નહિ. આ દૃષ્ટિએ વિચાર કરવામાં આવે તો સોશિયાલિસ્ટોને સમાજવિનાશક કહી શકાય નહિ. તેમના કેટલાક વિચારો વિચિત્ર અને વ્યવહારશૂન્ય છે, પરંતુ તેઓ ધીમે ધીમે તેનો ત્યાગ કરવા લાગ્યા છે એ એક ભાવી ઉત્કર્ષનું ચિહ્ન છે. આ સંબંધી નીચે આપેલો ઇંગ્રેજી ઉતારો મનન કરવા જેવો છે એટલુંજ કહી આ પ્રકરણ પૂર્ણ કરીશું.

"Thus looking over the vast field of German Socialism, the unbiassed observer finds much that he cannot help admiring. The Cohorts and legions that obey the Socialist trumpet-call are by no means the dullards and fools which persons not acquainted with the real facts are prone to fancy them. What the final issue of the struggle will be which the socialist party, single-handed, is making against all the powers of government and society there, it is too early to predict. Certain it is, however, that the party is making head way and that it was gaining over to its ranks an increasing percentage of the cultured middle classes as well. It is also certain that just at present at least there is no prospect of a more liberal form and spirit of government save and alone throughout this very socialist party. Shorn of its revolutionary character, freed from its former visionary features, and reduced to a radical and democratic reform programme, there seems no valid reason why this party should not have a great future in store. It alone, of the score of political parties and factions in the Empire, has great ideals and aims, and it alone is a living and growing force, throbbing with power, with hope and with faith in its own destiny".

*Wolf Von Schier brand 1903.*

## પ્રકરણ ૨૩ મું.

### પોલાંડમાંના પોલિશ લોકોનો સવાલ.

પ્રશિયાની સત્તા નીચેના પોલિશ પ્રાંતમાં હાલમાં જે રાજ્યવ્યવસ્થા ચાલે છે, તે ત્યાંની પ્રજાને પ્રિય નહિ હોવાથી તેમાં ફેરફાર કરવાની સરકારને ફરજ પાડવાના ઉદ્દેશથી હિલચાલ શરૂ થયાનાં અનેક ચિહ્ન જણાવા લાગ્યાં છે. અને તેથી પોલિશ પ્રશ્નને છેવટે પ્રશિયાના જેટલું તો નહિ, પણ વિશેષ મહત્વ પ્રાપ્ત થયું છે.

જુના પોલૅંડનો જે ભાગ પ્રશિયન સત્તામાં છે, ત્યાંની સાંપત્તિક સ્થિતિ ઉત્તમ છે, લોકો બુદ્ધિશાળી છે, અને તેથી જ ત્યાંની પ્રજામાં પોલિશ રાષ્ટ્રિય

ભાવના વિશેષ પ્રજ્વલિત છે. **પોલૅંડનો આસ્ટ્રિયાના** તાબામાં જે પ્રદેશ છે તેને **ગેલીશિયા** કહે છે. તે પ્રાંતના લોકોને સ્વરાજ્યનો અનુભવ ઘણા દિવસથી મળેલો હોવાથી ત્યાંના **પોલિશ** લોકોની રાજકીય અને સામાજીક સ્થિતિ સંતોષકારક છે. પરંતુ, સાંપત્તિક બાબતમાં અને લોકોની હોંશિયારીના પ્રમાણુ-માં **પ્રશિયન પોલિશ** પ્રાંત **આસ્ટ્રિયન પોલિશ** પ્રાંત કરતાં ઉંચી પંક્તિમાં આવે છે. **રશિયન પોલૅંડ** તો આ બન્ને બાબતમાં **આસ્ટ્રિયન પોલૅંડ** કરતાં પણ ઘણી ઉતરતી સ્થિતિમાં છે. **પોલૅંડની** પ્રજાને **પ્રશિયન** સત્તા નહિ રૂચવાનાં અનેક કારણો છે; પરંતુ તેમાં જાતિભેદ અને ધર્મભેદ એ મુખ્ય છે.

• **પોસેન** અને **વેસ્ટ પ્રશિયા** એ બે પ્રાંતમાં **પોલ્સ** લોકોની સંખ્યા વિશેષ હોવાથી **પ્રશિયાના** તે બન્ને પ્રાંતને '**પોલિશ**' નામ આપવું એ બરોબર છે. તથાપિ, **ઇસ્ટ પ્રશિયા** અને **સાયલીશિયા** પ્રાંતના કેટલાક ભાગમાં માત્ર **પોલ્સની** જ વસ્તી છે. આ ભાગમાં **પોલિશ** હિલચાલનો આરંભ હમણાં જ થયો છે. પરંતુ તે એટલી બળવાન છે કે **રાઇશટેગ** અને **ડાએટમાં** હમણાં જ થયેલી ચુંટણીઓમાં **પોલિશ** પક્ષના જ પ્રતિનિધિ તે ભાગ તરફથી ચુંટાયા છે. આ ચારે પ્રાંતમાં મળીને **પોલિશ** જાતિના અને **પોલિશ** ભાષા બોલ-નારા પચીસ લાખ મનુષ્યો છે. એ સિવાય આખા **જર્મન** રાષ્ટ્રમાં વિશેષે કરી **વેસ્ટ ફાલિયા, રાઇન, સાક્સેન** અને **બર્લિન** શહેરમાં તથા તેની આજુબાજુના પ્રદેશમાં એ લોકો ફેલાયા છે, અને તેમની વસ્તી પાંચ લાખ જેટલી છે. આ લોકોથી પણ **પ્રશિયન** રાજ્યમાં ભય ઉભો થયો છે; પરંતુ ખરી બીતિ આ લોકોની નથી, પણ ઉપર કહેલા બે **પોલિશ** પ્રાંત-માંના લોકોની છે.

ઈ. સ. ૧૮૪૬ માં **રૂશિયા** અને **આસ્ટ્રિયામાં** અને ૧૮૬૩ માં એકલા **રૂશિયામાં** જ્યારે **પોલિશ** તોફાનો થયાં હતાં ત્યારે તેની છાયા **પ્રશિયન** પ્રદેશ પર પણ પડી હતી. **પ્રશિયન** લશ્કરની કેટલીક ટુકડીઓ અને **પોલિશ** તોફાનીઓ વચ્ચે થોડી ઝપાઝપી થઇ હતી; પરંતુ બંડખોરોની યુદ્ધ વિષેની બરાબર તૈયારી ન હોવાથી એ બન્ને પ્રસંગે **પ્રશિયામાં પોલિશ** બંડ થયાં ન હતાં. ઈ. સ. ૧૮૬૩ થી **પ્રશિયામાં** અને **રૂશિયામાં પોલિશ** પ્રજામાં તે તે રાજસત્તા વિષે અસંતુષ્ટતા ઉત્પન્ન થઈ છે અને તે અંદર ને અંદર ધુંધવાય છે.

**પોલિશ** પ્રાંતમાં જે આધિભૌતિક સુધારો થયેલો જણાય છે, તે સર્વેનું શ્રેય **પ્રશિયાને** આપવું પડે છે. તેનાં કારણો પણ તેવાં જ પ્રબળ છે. આ

પ્રાંત જે વખતે ( ૧૭૭૨ માં ) પ્રશિયન રાજ્ય સાથે જોડાયા ત્યારે તે ઘણી અધમ અવસ્થામાં હતા. આ વાત પોાલશ ગ્રંથકારો પણ સ્વીકારે છે. આ પ્રાંત પોતાની સત્તામાં આવતાની સાથેજ ફ્રેડરીક ધિ ગ્રેટે તેનો સુધારો કરવાનો આરંભ કર્યો. ફ્રેડરીક ધિ ગ્રેટના અમલમાં એટલે ઇ. સ. ૧૭૭૨ થી ચૌદ વર્ષના કારભારમાં પોલિશ પ્રાંતની લોકસંખ્યા સેંકડે પચાસના પ્રમાણમાં વધી અને સાંપત્તિક સ્થિતિ પણ સુધરી. તેની પછી પ્રશિયન રાજસિંહાસન પર બેઠેલા રાજાએ પણ એ જ સુધારાનું ધોરણ ઓછા વત્તા પ્રમાણમાં ચાલુ રાખ્યું હતું. ઈ. સ. ૧૮૦૬ થી ૧૮૧૩ સુધીનાં સાત વર્ષમાં નેપોલિયને પ્રશિયામાં ખળભળાટ કરી મુક્યો, અને પોલિશ પ્રાંત તેમની પાસેથી લઈ લીધો. તે સમયમાં આ પ્રાંત બહુ ખરાબ સ્થિતિમાં જતો રહ્યો હતો; પરંતુ નેપોલિયનનો પરાજય થયા પછી યૂરોપમાં સર્વત્ર શાંતિ પ્રસરી. પ્રશિયાનો ગયેલો પ્રાંત પુનઃ તેને પ્રાપ્ત થયો, અને સુધારાનું કાર્ય પ્રથમ પ્રમાણે ફરી શરૂ થયું.

તોપણ જર્મન બાદશાહ વિલિયમ પહેલાની કારકીર્દિમાં (૧૮૬૧ થી ૧૮૮૮) સન ૧૮૬૩ સાલથી પોલિશ પ્રાંતની સાંપત્તિક સુધારણા બહુ ઉતાવળે થવા લાગી, તે પહેલાં તેમની સ્થિતિ સાધારણ જ હતી. ગયાં ચાળીસ પચાસ વર્ષમાં પ્રશિયાના પોલિશ પ્રાંતની સંપત્તિ ચારગણી વધી. પોલિશ સરદારો પૂર્વેના કાળમાં પોતાની સર્વ સંપત્તિ મોજમજામાં અને વ્યસનમાં ઉડાવી દેતા હતા. હવે એ સ્થિતિ તદ્દન ફરી ગઈ છે. હવે તેઓ પોતાનું ધન પોલિશ બેંકમાં એકઠું કરવા લાગ્યા છે. ખેતીની પરંપરાથી ચાલતી પદ્ધતિ નાબુદ થઇ નવીન શાસ્ત્રીય પદ્ધતિ શરૂ થઇ છે. પૂર્વેનાં જુનાં હળ વગેરે હથિયારને બદલે ખેતીનાં નવાં યંત્રોને સ્થાન મળ્યું છે. નાના ખેડુતો સારી સ્થિતિમાં આવ્યા છે, અને મોટાં ખેતરોમાં બીટની ખાંડ બનાવવાનાં તથા દારૂ ગાળવાનાં કારખાનાં શરૂ થવાથી તેના માલીકોને સારો લાભ થતો જાય છે. પ્રથમ ખાણમાંની અપાર સંપત્તિ તરફ કોઇનું લક્ષ નહોતું; પરંતુ હવે ખાણોમાં રહેલી અપાર સંપત્તિ શાસ્ત્રીય પદ્ધતિથી બહાર નીકળતી જાય છે. સાયલીશિયાના ઉપરના ભાગમાં લોખંડ અને કોલસાનો વેપાર ઘણો વધ્યો છે, અને પશ્ચિમ પ્રશિયાની મીઠું અને લોખંડની ખાણો ઘણી ફાયદાકારક થવા લાગી છે. ખેતરોમાં ઉત્તમ પ્રકારનું દરેક જાતનું ધાન્ય હવે ઉત્પન્ન થાય છે, અને ઘોડા તથા બીજાં જાનવરોની સંભાળ વિશેષ લેવાવા લાગી છે. ખેતીનાં પ્રદર્શનો હવે પ્રત્યેક સ્થળે નિયમપૂર્વક ભરાવા લાગ્યાં છે.

પોલિશ પ્રાંતને ખરો લાભ થયો હોય તો તે એ છે કે, ત્યાંના મધ્યમ સ્થિતિના લોકોની સ્થિતિ હમણાં હમણાં વિલક્ષણ રીતે સુધરતી જાય છે. પોલૅંડની છેક પડતી થવાનું કારણ એ જ હોવું જોઇએ કે, ત્યાં મધ્યમ સ્થિતિના હોંશિયાર અને બુદ્ધિશાળી મનુષ્યોની સંખ્યા ઓછી હતી. સુમારે પચીસ ત્રીસ વર્ષ પૂર્વે પોલૅંડમાં જર્મન કે જ્યૂ સિવાયના માણસોમાં મધ્યમ સ્થિતિના મનુષ્યો જણાતા નહતા. આજે તેમનું સ્થાન તરૂણ અને સુશિક્ષિત પોલ્સોએ મેળવ્યું છે. હવે પોલિશ વેપારી, શરાફ, દુકાનદાર, યંત્રકાર, શિલ્પકાર, વૈદ્ય, વકીલ અને એન્જીનિયરો જોઇએ તેટલા દષ્ટિએ પડે છે !

થોડા વખત પર જ આ પ્રાંતની ઉન્નતિ માટે બીજી એક મહત્વની યોજના થઇ છે. તે એ કે, સરકારે દર વર્ષે એક કરોડ માર્ક્સ (૧ પૌંડના ૨૦.૪ માર્ક્સ) ખર્ચ કરી સારાં મજબૂત શાળાગૃહો, સાર્વજનિક પુસ્તકાલયો, સંગ્રહસ્થાનો અને ઉચ્ચ પ્રતિના શિક્ષણ માટે મકાનો–પોસેન અને ડૅંટઝિક જેવાં મોટાં શહેરો માટે જ–બાંધવા ઠરાવ્યું છે. વિશેષ એ છે કે આ કાર્ય માટે સરકારે અમુક વર્ષ સુધી ખર્ચ કરવાની મર્યાદા ઠરાવી નથી. તેવી જ રીતે સદરહુ સર્વે સંસ્થાઓને દ્રવ્યની ખામી જણાય નહિ તેવી વ્યવસ્થા પણ સરકારે કરી છે.

જ્યારે આટલું થયું છે ત્યારે એ પ્રાંતમાં શિક્ષણનો પ્રસાર પણ ઝપાટાબંધ વધતો જાય છે, એ કહેવાની જરૂર રહેતી નથી. રૂશિયન પોલિશ પ્રાંત શિક્ષણમાં ઘણો પાછળ છે. હમણાં જ પ્રસિદ્ધ થયેલી હકીકત પરથી એવું જણાય છે કે, રૂશિયન પોલિશ પ્રાંતમાં સેંકડે વીસ માણસ લખનાર વાંચનાર છે ત્યારે પ્રશિયન પોલિશ પ્રાંતમાં ત્રણ અભણ છે ! કેવો વિલક્ષણ ફેર ! હમણાં ત્યાં ફરજીઆત શિક્ષણ શરૂ થયું છે. ઇ. સ. ૧૮૮૦ ના કરતાં જર્મન યુનિવર્સિટીઓમાં શિક્ષણ લેનારા પોલિશ વિદ્યાર્થીની સંખ્યા દસગણી થઇ ગઇ છે. પોલિશ જાતના જર્મન વિદ્વાનોએ પોતાની વિદ્વત્તાનો પ્રભાવ સમય મળે અનેક વખત દર્શાવ્યો છે. ડૅંટઝિકમાં ધંધાશિક્ષણની હાઇસ્કૂલ કાઢવાનો સરકારે વિચાર કર્યો છે અને તેને પૈસાની પૂર્ણ સાહાય્ય આપવાનું ઠરાવ્યું છે. આ હાઇસ્કૂલની સ્થાપના થવાથી તેમને ધંધાશિક્ષણની ઉત્તમ અનુકૂળતા થશે.

સારાંશ, પોલિશ પ્રાંતની સંપત્તિ અને પ્રજાનું બુદ્ધિસામર્થ્ય વધારવામાં પ્રશિયન સરકારે સારૂં લક્ષ રાખ્યું છે, અને ઉદાર અંતઃકરણથી દ્રવ્યવ્યય કર્યો છે એમાં કોઈને પણ શંકા થાય તેમ નથી. એટલી વાત ખરી છે

કે, પ્રુશિયાના પશ્ચિમ ભાગની સંપત્તિ અને લોકોની બુદ્ધિમતાના પ્રમાણમાં જોઇએ તો પોલિશ પ્રાંત એ બન્ને બાબતમાં ઉતરતી સ્થિતિમાં જણાશે. તથાપિ, તે પ્રાંતની પૂર્વની અને હાલની સ્થિતિની તુલના કરી જોઇએ તો આસમાન જમીનનો ફેર દૃષ્ટિગોચર થયા સિવાય રહેતો નથી.

રાજકીય બાબતમાં માત્ર પ્રુશિયાએ પોલિશ પ્રજા સાથે વર્તવાનું જે ધોરણ રાખ્યું છે, તે આટલું યશસ્વી થયેલું નથી. પોલિશ રાષ્ટ્રિય આકાંક્ષા દબાવી દેવાને રૂશિયાએ જે અવિશ્રાંત પ્રયત્ન કર્યો છે, તે પ્રુશિયાએ કર્યો નથી, અને તે માટે જાલિમ કે દુષ્ટ ઉપાય અમલમાં મૂક્યા નથી એ ખરૂં; પરંતુ એટલું તો કબૂલ કરવું જોઇએ કે, ઉત્તર તરફના પ્રુશિયન્સ અને પોલ્સનું ઐક્ય થવાના સંબંધમાં ધર્મ અને જાતિ વિષેની કેટલીક હરકતો પ્રસ્તુત વ્યવસ્થાએ ઉત્પન્ન કરી છે. જેથી તેની ખરાબ અસર થઇ બેઉમાં ભિન્નતા વધ્યા સિવાય રહેતી નથી. તે ઉપરાંત બીજું એ છે કે પોલ્સને જર્મન બનાવી દેવાના પ્રુશિયાએ આજસુધી જે અનેક પ્રયત્ન કર્યા તે ડહાપણભર્યા નહતા. તેમણે એકદમ દાબી દેવાના સીધા ઉપાયો યોજ્યા નથી, તેમ જ તેમનાં હૃદય આકર્ષી લેવાને નૈતિક ઉપાય પણ યોજ્યા નથી. ઇ. સ. ૧૭૭૨ પછીના દરેક પ્રુશિયન રાજાની કારકીર્દિનું ધોરણ આ કાર્યમાં તદ્દન જુદું હતું. આ વિષયની ઘણા લાંબા સમય ઉપરની વાતમાં નહિ ઉતરતાં ચાળીસ વર્ષ પરની એટલે વિલિયમ પહેલાની કારકીર્દિથી આજ સુધી શું શું થયું છે તેનું જ નિરીક્ષણ આપણે કરીશું.

પોલિશ કુટુંબમાંના એક સરદારની સુસ્વરૂપ યુવાન કન્યા પર આ રાજાનું ચિત્ત ચોંટયું હતું; ને તેથી તેની સાથે લગ્ન કરવાનો તેનો વિચાર થયો હતો. પરંતુ, તે કન્યા જર્મન જાતિની નથી, એ એક કારણને જ લીધે તેના પિતા ત્રીજા ફ્રેડરિક વિલિયમે એ લગ્ન માટે સંમતિ આપી નહિ, જેથી લગ્ન થઈ શક્યું નહિ. આ બનાવથી પહેલા વિલિયમના હૃદયમાં પોલ્સ લોકો ઉપર એક પ્રકારનો પ્રેમ ઉત્પન્ન થયો અને તે તેના જીવનપર્યંત જેવો ને તેવો રહ્યો. તેમાં પણ વિશેષતઃ પોલ્સ સરદારો તેને વધારે પ્રિય હતા. તેથી તે દયાળુ વૃદ્ધ રાજાની કારકીર્દિમાં પોલિશ રાજ્યનીતિનું ધોરણ અનેક વર્ષ સુધી સ્નેહ-ભાવયુક્ત રહ્યું હતું; અને તેના દરબારમાં પોલિશ સરદાર કુટુંબના અનેક મનુષ્યો હંમેશ તેની પાસે રહેતા. પોલિશ રાજ્યકારભારમાં રાજાને સલાહ આપનાર તથા વિચાર કરનાર ઉપર કહેલી તરૂણીના કુટુંબમાંહેનો જ એક સરદાર હતો.

સુભાગ્યે કે દુર્ભાગ્યે ઇ. સ. ૧૮૭૫ ના અરસામાં પ્રિન્સ બિસ્માર્કના એક કૃત્યથી રોમન ચર્ચ (ધર્મસંસ્થા)—અથવા ધર્માધિકારી મંડળ (Hierarchy) કહીશું તો તે વિશેષ સયુક્તિક ગણાશે—માં અને પ્રશિયન સરકારમાં વિરોધ ઉત્પન્ન થયો. સેંકડો વર્ષથી પોલ્સ પ્રજા રોમનકેથોલિક પંથની કટ્ટી અભિમાની છે. પ્રશિયન સરકારે તેમની ધર્મસંસ્થા વિષેના કેટલાક નિયમો મુકરર કર્યા હતા. તે નિયમ પ્રમાણે વ્યવસ્થા કરવાનું ન સ્વીકાર્યાથી પ્રિન્સ બિસ્માર્કે પોલિશ પ્રાયમેટ (ધર્મગુરૂ) ને પોસેનમાં જેલમાં નાખ્યો; અને તેની સાથે બીજા અનેક નાના ધર્મોપદેશકોને પણ (clergy) તુરંગમાં પુર્યા. આ કૃત્યનું (એને જર્મનભાષામાં cultur Kamph કહે છે) એવડું પરિણામ આવ્યું. આથી પોલિશ ધર્મોપદેશક મંડળ પ્રશિયાનું કટ્ટુ દુશ્મન બન્યું. તેમણે પોતાના શિષ્યવર્ગમાં જર્મનો વિષે દ્વેષબીજ રોપવાનો પ્રયત્ન આરંભ્યો. આ દ્વેષબીજ લોકોના હૃદયમાં એટલું ઉંડું રોપાયું કે તે પાછું નીકળવા જ પામ્યું નહિ. આજે તો તે બીજમાંથી એક મોટું વૃક્ષ બન્યું છે. ઇ. સ. ૧૮૭૫ સુધી તો જાતિદ્વેષ એકલો જ ઐક્ય ન થવામાં કારણભૂત હતો; પરંતુ, તેમાં આ બીજું કારણ ઉમેરાયું. ત્યારથી પ્રશિયામાંનો દરેક પોલ્સ પોતાના જર્મન આડોશીપાડોશી અને નાગરિકોને પોતાના ધર્મનો શત્રુ ગણવા લાગ્યો. આ દ્વેષ ભયંકર સ્વરૂપ પકડે એવું ધર્મગુરૂઓએ વર્તન રાખ્યાથી પરિણામ એ આવ્યું કે ઉતરતી પંક્તિના પોલ્સ લોકોના મનમાં પણ જર્મન પ્રજા વિષે દ્વેષ જન્મ પામીને તે એટલો મજબૂત થયો છે કે પોલ્સની માફક જે જર્મનો કેથોલિક પંથના છે તેમનો સુદ્ધાં એ લોકો તિરસ્કાર કરવા લાગ્યા છે. આની ખાત્રી રાઇશ-ટેગ અને પ્રશિયન ડાએટ માટે પોલિશ પ્રાંત તરફથી જ્યારે પ્રતિનિધિની ચુંટણી થઇ ત્યારે થઇ હતી. આ ચુંટણીમાં કોઈ પણ જર્મન કેથોલિક ચુંટાઇ આવ્યો નહિ અને એ બન્ને સભામાં સેંટર નામે જે કેથોલિક પક્ષ છે તે તેટલા પ્રમાણમાં લુલો થયો.

આટલું થવા છતાં પણ પ્રિન્સ બિસ્માર્કે ધર્મસંસ્થા માટે જે વ્યવસ્થા સૂચવી હતી તે છેવટે અમલમાં ન આવી તે ન જ આવી. ત્યાર પછી બિસ્માર્કે પણ કબુલ કર્યું કે, આ એક ગંભીર ભૂલ મારાથી થઈ છે. છેવટે, તેને પોપના સામર્થ્યે આગળ માથું નમાવવું પડયું. આવી રીતે સમય-સૂચકતા વાપરવામાં આવી પણ તેથી આરંભમાં થયેલી ભૂલનું જે અનિષ્ટ પરિણામ આવ્યું તે તો નાબુદ ન જ થયું. પ્રોટેસ્ટંટ પ્રશિયા અને જર્મની તથા રોમન કેથોલિક પોલિશ પ્રાંત એ બન્નેમાં ધાર્મિક બાબતમાં ઉત્પન્ન

થયેલું આ વૈમનસ્ય દિનપ્રતિદિન વધવા લાગ્યું. પ્રશિયાના રાજા અને જર્મન બાદશાહ વિલિયમ પહેલા વિષે પોલ્સ લોકોના મનમાં પૂર્વનો પ્રેમ છેવટ સુધી થોડો ઘણો પણ કાયમ રહ્યો હતો; પરંતુ હાલના બીજા વિલિયમ (કયસર) સંબંધી તેમની મનોવૃત્તિ તદ્દન જુદા પ્રકારની છે. હવે બર્લિનના દરબારમાં પોલીશ સરદાર દૃષ્ટિએ પડતો નથી. ઈ. સ. ૧૮૯૭–૯૮ ના અરસામાં જર્મનીના વર્તમાનપત્રકારો અને પોતાના રાજકીય સલાહકાર મંડળના કહેવા પ્રમાણે, બીજા વિલિયમ તથા પ્રશિયન કેબિનેટે પોલિશ પ્રાંત પર જરા કડક અમલ ચલાવવાનું ઠરાવ્યું. વિરુદ્ધ પક્ષના લોકોએ બાદશાહના મનમાં પાકું ઠસાવી દીધું હતું કે પોલ્સ લોકો પ્રશિયન સત્તા ઉથલાવી પાડવાની ઇચ્છા રાખે છે, તેથી એ ઠરાવ અમલમાં આવ્યો હતો. પોલ્સ પ્રાંતમાં પોલ્સના પ્રમાણમાં જર્મન લોકોની સંખ્યા થોડી છે તેથી પોલ્સ લોકોનો એ અલ્પસંખ્યાનાં માણસોને પોલ્સ બનાવી દેવાનો (Polonization) દૃઢ સંકલ્પ છે, એવું પણ બાદશાહને કોઈએ ભરાવી દીધું, અને તેથી તે વિશેષ ચીડાયો. આ સ્થાને 'પોલોનાયઝેશન' શું છે તેનું સાધારણ સ્પષ્ટિકરણ કરવાની આવશ્યક્તા છે.

પોલૅંડનું પૂર્વે પ્રમાણે સ્વતંત્ર રાજ્ય સ્થાપન કરવું એ પોલ્સ હિલચાલનું અંતિમ ધ્યેય છે, એમાં કંઈ શંકા નથી. પોતાનું આ ધ્યેય હોવા વિષે પોલ્સ વક્તાઓ અને મુત્સદ્દીઓએ અનેક સાર્વજનિક પ્રસંગોએ ખુલ્લી રીતે કહેલું છે. વિશેષ ઉદ્દામ નહિ જનારા અને બર્લિનની દરબારમાં કંઈક દિવસ કામ કરી છુટા થયેલા પોલિશ નેતાઓ પણ પોતાનો આ સંકલ્પ હોવાનું કબૂલ કરે છે. ઈ. સ. ૧૯૦૦ માં ક્રેકોમાં એક મોટી પોલિશ સભા ભરાઈ હતી ત્યારે ત્યાં પણ તેમણે આવી મતલબનાં ખુલ્લી રીતે ભાષણો કર્યા હતાં તેથી કયસરે તેમના નામ પોતાની દરબારમાંથી કાઢી નાખ્યાં. પ્રશિયા અને આસ્ટ્રિયાનાં પોલિશ વર્તમાનપત્રોમાં આ વિષયની હમેશાં ચર્ચા થાય છે. પૂર્વનું પોલૅંડરાજ્ય બાલ્ટિક સમુદ્રથી કાળા સમુદ્ર સુધી પ્રસરેલું હતું. તેનો વિસ્તાર ચાર લાખ ચોરસ મૈલ હતો, અને વસ્તી ત્રણ કરોડ પચાસ લાખ જેટલી હતી. આવું મોટું રાજ્ય પાડોશી રાજાઓએ સ્વાર્થની ખાતર ધૂળમાં રગદોળ્યું. એજ ધૂળમાંથી નવા રાજ્યની ઇમારત ઉભી કરવાની પ્રત્યેક પોલિશ દેશભક્તની ઇચ્છા છે; એમ આ વર્તમાનપત્રો સ્પષ્ટ રીતે કહે છે. હાલની તૈયારી રાજ્યનો પાયો નાખવાની છે, એ વિષે કંઈ શંકા નથી. તથાપિ એ ઉપરથી પોતાનું સ્વપ્નું સત્ય કરવા માટે પોલ્સ લોકો કોઈક રાજ્યક્રાંતિ કરી શકશે એમ નિશ્ચય કરી શકાતો નથી. ૧૮૬૩ માં એ લોકોએ એવો યત્ન કરી જોયો

હતો. તેમાં તે ફતેહમંદ થયા નહિ અને હજારો મનુષ્ય મૃત્યુને સ્વાધીન થયાં. આ થયેલી હાનિથી તેમનામાં ઘણું ડહાપણ આવ્યું છે અને હવે તેઓ પોતાનો ઉદ્યોગ ઘણી સાવચેતીથી કરે છે. પોતાનું સામર્થ્ય શામાં છે અને કઈ દિશા ખાત્રીવાળી છે, તે તેઓ પ્રથમ કરતાં સારી રીતે સમજતા હોવાથી હવે તેઓ યોગ્ય તકની રાહ જોતા બેઠા છે. અધિરાઇથી કે પુરેપુરી તૈયારી કર્યા સિવાય તેઓ કોઈ પણ પ્રકારનું સાહસ કરશે નહિ, કે જગતની રસકસ વગરની લુખી સહાનુભૂતિ પર અવલંબી રહેશે નહિ. યૂરોપનાં બલિષ્ઠ રાષ્ટ્રોમાં મોડા વહેલા ગુંચવણભરેલા પ્રશ્ન ઉદ્ભવશે, કે રૂશિઆમાં એકાદી મોટી રાજ્યક્રાંતિ થશે, ( આ કારણથીજ નિહિલિસ્ટ લોકોમાં પોલ્સની વિશેષ સંખ્યા છે ) અથવા હાલના બાદશાહ મરણ પામશે ત્યારે આસ્ટ્રિયા અને હુંગરીના ભાગલા થશે કે જુદાં જુદાં રાષ્ટ્રોમાં પ્રચંડ યુદ્ધ થઈ તેમાં સર્વ બળવાન રાષ્ટ્રો નિર્બળ થશે ત્યારે પોલૅંડની ઉન્નતિ થશે, એવા વિચારથી તેઓ–તેવા ભવિષ્યકાળ પર દૃષ્ટિ રાખી–શાંત રહ્યા છે. તેમણે એવો પ્રસંગ પ્રાપ્ત થાય ત્યારે સ્વતંત્ર રાજ્ય સ્થાપન કરવા માટે શું કરવું અને કેવી કૃતિ કરવી તે તે સમયને અનુકૂળ નક્કી કરવું એવો સંકેત કરેલો છે; અને મધ્યકાળમાં પોલિશ વીરતા સાચવી રાખવાનો, રાષ્ટ્રિય સ્વતંત્રતા મેળવવાની આકાંક્ષા પ્રત્યેક વ્યક્તિના અંતઃકારણમાં જાગૃત રાખવાનો, અને રાજકીય હિલચાલ નીડરતાથી સતેજ રાખવાનો પ્રયત્ન કરવાની તેમણે પ્રતિજ્ઞા કરેલી છે. આ સર્વ જોતાં એમાં પણ શંકા રહેતી નથી કે પોલ્સમાં અને વિશેષ કરીને પ્રશિયન પોલ્સમાં શિક્ષણનો જેમ જેમ વિસ્તાર વધતો જશે તેમ તેમ પ્રસંગ મળે શત્રુ સામે તૈયાર થવાની પાત્રતા તેમનામાં બળવાન થતી જશે.

આ પ્રમાણે રૂશિયા, આસ્ટ્રિયા અને પ્રશિયાના પોલ્સનો ગયેલી સ્વતંત્રતા પાછી મેળવવાનો જે પ્રયત્ન છે, તેનું અમે અહીં સ્થૂલ વર્ણન કર્યું છે. તેમના કાર્યક્રમનું સ્વરૂપ કેવું છે, તે ક્રેકો, લેમ્બર્ગ, વૉરસો, પોસેન અને નેસન જેવાં મોટાં મોટાં શહેરોમાં, રાષ્ટ્રિય ઉત્સવ માટે જે મોટી સભાઓ ભરાઇ હતી, તે સભાઓમાં વખતો વખત તેમના આગેવાનોએ સ્પષ્ટ રીતે બોલી બતાવ્યું છે, તેના આધારે જ અમે આ વર્ણન કર્યું છે એટલે તેમાં ભૂલ હોવાનો સંભવ નથી.

પોલૅંડમાં સોકોલ્સ ( Sokols ) નામના તાલીમ આપવાના પુષ્કળ અખાડા છે. આ અખાડામાં તૈયાર થતા મનુષ્યો ભવિષ્યમાં સૈન્યને ઉપયોગી થવા જેવા હોય છે, એટલું જ નહિ, પણ તેવા પ્રકારનું શિક્ષણ જ તેમને ત્યાં મળે છે. ઈ. સ. ૧૮૧૩ માં નેપોલિયનની સત્તા દૂર કરવાનો ઉદ્યોગ પ્રશિયા-

માં શરૂ થયો ત્યારે ત્યાં પણ આવા પ્રકારના અખાડા હતા, અને તેમાં તૈયાર થયેલા માણસો સૈન્ય ઉભું કરવામાં ઘણા ઉપયોગી જણાયા હતા. પ્રશિયન ડાએટમાં એક રાજમંત્રીએ પોલ્સ લોકોની હિલચાલ વિષે વિવેચન કરતાં કહ્યું હતું કે, તેમના અખાડા રાજ્યદ્રોહની ભઠ્ઠીરૂપ છે. તેણે આ અખાડાઓમાં કેવાં ભાષણો થાય છે તેના નમુના તરીકે અનેક વક્તાઓનાં ભાષણો વાંચી સંભળાવ્યાં હતાં. આ ભાષણ સાંભળનાર કે વાંચનારને તેમાં રાજદ્રોહ પૂર્ણ રીતે ભરેલો છે એમ જણાયા સિવાય રહેતું નથી. પ્રશિયન પોલૅંડમાં આવા અખાડાની સંખ્યા બસોથી ત્રણસો જેટલી છે; અને તેના મેમ્બરોની સંખ્યા પચાસ હજાર સુધી છે. આ સર્વે લોકો પાસે હથિયાર હોય છે અને તેમને લશ્કરી કવાયત શીખવવામાં આવે છે. ગેલેશિયામાં અખાડામાં જનારાની સંખ્યા કેટલી છે તે ચોક્કસ કહી શકાય તેમ નથી, પરંતુ તે ઘણી મોટી હોય એવું અનુમાન છે. આ વિષય સંબંધી રૂશિયન સરકારે પણ આંકડા પ્રસિદ્ધ કર્યા નથી. તોપણ એટલી વાત નિશ્ચિત થાય છે કે, ભવિષ્યમાં કોઇક પોલિશ બંડ થશે તો તે બંડને સોકોલ્સમાં લશ્કરી શિક્ષણ મેળવનારાની ઉપયોગી મદદ થયા સિવાય રહેશે નહિ.

પોલિશ સાહિત્ય અને તેમાં પણ વિશેષ કરીને રસાત્મક કાવ્યો (Lyrical poetry)નો રાષ્ટ્રિય આકાંક્ષા જાગૃત રાખવાના કામમાં ઉપયોગ થાય છે. ઐતિહાસિક વિષય પર તાલમાત્રાના મેળયુક્ત રાસડાઓમાં પૂર્વકાળમાં જર્મનો અને રૂશિયનો યુદ્ધ કરવામાં પોલ્સ યોદ્ધાઓએ દર્શાવેલાં પરાક્રમોનું રસપૂર્ણ વર્ણન હોય છે. તેની શ્રોતાઓ ઉપર ગંભીર અસર થાય છે. ખાનગી કે સાર્વજનિક સમ્મેલનોના પ્રસંગે આ રાસડાઓ ગવાય છે, અને એવા પ્રકારના રાસડા હંમેશ નવા નવા તૈયાર થાય છે, તેમજ તેની નાની નાની બુકો છાપી સસ્તી કિંમતે વેચવામાં આવે છે. આ કારણથી ગરીબ મનુષ્યોનાં ઘરોમાં પણ તે પુસ્તકોનો પ્રચાર થયો છે. તેમાં વળી પોલિશ લોકોનો સ્વભાવ જ એવો હોય છે કે કોઈ પણ બાબતની અસર તેમના પર જલદી થાય છે. આ કારણથી આવાં રાષ્ટ્રિય ગીત તેઓ સાંભળે છે કે તરત જ તેમના શરીરમાં વિલક્ષણ સ્ફૂર્તિ ઉત્પન્ન થાય છે. પોલિશ ગદ્ય ગ્રંથો પણ આવાજ જણાય છે. ઐતિહાસિક વિષય પરની કેટલીક નવલકથાઓમાં તો આ રસ સંપૂર્ણ ભરાયલો છે.

પ્રશિયન પોલ્સનો જ જો આપણે વિચાર કરીએ તો એ વાત ભુલવી જોઇતી નથી કે, પ્રતિનિધિ નિયંત્રિત રાજસત્તાને લીધે બ્રિટિશ પાર્લામેંટનો આયરિશ લોકો પોતાના કાર્યમાં જેવો ઉપયોગ કરી શકે છે તેવો પોલ્સ

પણ જર્મન સભાનો કરી શકે છે. પ્રશિયન ડાએટ અને જર્મન રાઇશટેગ એ પ્રત્યેકમાં તેરતેર પોલ્સ સભાસદો છે. આ સર્વ પ્રતિનિધિ વિદ્વાન્, બુદ્ધિશાળી અને વક્તૃત્વકુશળ હોય છે. પાર્લામેંટની સર્વ વ્યવસ્થાના તેઓ જ્ઞાતા હોવાથી તેમની સંખ્યાના પ્રમાણમાં બન્ને સભામાં તેમનું સારૂં માન છે. સરકાર પોલિશને પ્રતિકૂળ રાજ્યવ્યવસ્થા સૂચવે છે તેનો, અને પોલિશ નેતાઓનાં કારસ્થાનો બહાર પાડવાનો જે સભાસદો પ્રયત્ન કરે છે તેમનો ઉપહાસ કરવાની દરેક તક તેઓ સાધ્યા સિવાય રહેતા નથી.

પ્રશિયાની રાજકીય બાબતમાં પોલિશ ધર્મગુરૂનું (clergy) કેટલું મહત્વ છે તેનો હવે આપણે વિચાર કરવો જોઇએ. આ લોકોના મનમાં પ્રશિયન સરકાર વિષે કેટલો દ્વેષ ભરાયલો છે તેનું વિવેચન પાછળ કરી ગયા છીએ. પોલ્સને જર્મન બનાવવાનો પ્રશિયન સરકાર પૂર્ણ ઉદ્યોગ કરી રહી છે. આ ઉદ્દેશથી પોલિશ પ્રાંતમાંથી પોલિશ ભાષા નાબુદ કરવા તેણે કડક ઉપાયો યોજ્યા છે. પ્રશિયામાં રાજસત્તાનું તેજ ઉગ્ર હોવાથી ઇંગ્લાંડ જેવું રાષ્ટ્ર જે ઉપાય કદી પણ યોજી શકતું નથી, તેવા પ્રકારના જાલિમ ઉપાય પ્રશિયન સરકાર તરતજ યોજી શકે છે. પ્રશિયન સરકાર તેમની જન્મભાષા વિષે સખત થાય તો તે પ્રજા ખળભળી ઉઠે એ સ્વાભાવિક છે. પોલિશ પ્રજા જર્મન ભાષા પોતાના પ્રદેશમાં સર્વત્ર પ્રસરી ન જાય તે માટે દૃઢ પ્રયત્ન કરે છે, અને ધર્મગુરૂઓ તેમાં તેમને પૂર્ણ સહાય્ય આપે છે. આ લોકોનું સામાન્ય પ્રજામાં ઘણું માન હોય છે, તેથી જર્મન ભાષાને હાંકી કાઢવામાં તેઓ ઘણું કરી શકે છે. તેઓ કહે છે કે, જર્મન ભાષા પોલિશ ગૃહમાં કે પ્રાર્થનાલયની વેદી પર કે ન્યાયસભામાં વ્યાપક થશે તો પ્રજા સરકારનો જર્મન બનાવવાનો પ્રયત્ન સફળ થયા સિવાય રહેશે નહિ. તેમનું આ કથન યથાર્થ નથી એમ કોણ કહી શકે તેમ છે? જર્મન ભાષાની વિરુદ્ધ તેઓ જે પ્રયત્ન કરે છે તે દોષિત કેમ માની શકાય?

તેમનો આ પ્રયત્ન વિજયી થતો જાય છે, તે વિષે બેમત નથી જ. જર્મન અને પોલિશ એ બન્ને ભાષા જાણનારા લોકોને સ્વાભાવિક રીતે જે દ્રવ્યલાભ થયો છે તે છોડી દેવાને તેઓ એક પગે તૈયાર છે. આ વાત ધ્યાનમાં લેતાં પોલ્સ સ્વાર્થત્યાગની અને તેને જન્મ આપનાર ધર્મગુરૂઓની પ્રશંસા કર્યા સિવાય ચાલે તેમ નથી. તેઓ પ્રત્યેક સમયે અને પ્રત્યેક સ્થળે કહે છે કે, પોલિશ ભાષા નષ્ટ કરવા પ્રયત્ન કરનાર પોલ દેશનો શત્રુ છે, સ્વજાતિનો દુશ્મન છે અને પરકીય ગૃહમાં રહેનારો ગુલામ છે. લોકોને પણ

આ કથન ગંભીર અસર કર્યાં સિવાય રહેતું નથી, કારણ કે એ સયુક્તિક છે. આ કલ્પના લોકોના હૃદયપટમાં દૃઢ થયેલી હોવાથી જર્મન ભાષાનો સ્વીકાર કરવાથી જે સરકારી જગ્યાઓ તેઓ મેળવી શક્યા હોત અને બીજા જે ઉદ્યોગ-ધંધા કરી શક્યા હોત તે સર્વેથી તેઓ વિમુખ રહ્યા છે.

તેઓએ પોલિશ ભાષા ટકાવી રાખવા પરજ સંતુષ્ટ ન રહેતાં પ્રથમ કહેલા ચાર પોલિશ પ્રાંત (ઇસ્ટ પ્રશિયા, વેસ્ટ પ્રશિયા, પોસેન અને સાયલીશિયા)ના જે જે ભાગમાં પોલ્સ લોકસંખ્યા વિશેષ છે તે તે ભાગમાં પોલોનાયઝેશનનો પ્રયત્ન ચલાવ્યો છે; અને તેમાં તે ફત્તેહ મેળવતા જાય છે. પ્રશિયન અધિકારી સરકારી આરોગ્યખાતાના નિયમો સારી રીતે અમલમાં મુકે છે તેથી જર્મન લોકો કરતાં પણ પોલ્સની જનસંખ્યા વધતી જાય છે. આ બાબતથી ઉપરોક્ત ઉદ્યોગને ઘણી સહાય થવા લાગી છે. ગામડાં-માંજ નહિ પણ મોટાં મોટાં શહેરોમાં પણ જર્મનોના પ્રમાણમાં પોલ્સની સંખ્યા વધી છે. પોસેન, નેસેન, બ્રામ્બર્ગ, થોર્ન વગેરે શહેરોમાં થોડાં વર્ષ પૂર્વે જર્મનો જે અભિમાન ધરાવતા હતા તે હવે ઉતરી ગયું છે અને પોલ્સ-જ તેમના પર સ્વાર થવા લાગ્યા છે એ ધ્યાન ખેંચે તેવું છે.

જર્મન દૃષ્ટિથી વિશેષ ભયકારક જે વાત છે તે એ કે, પોલિશ પ્રાંત-માં રહેતા જર્મનો પર પોલોનાયઝેશનની ધીમે ધીમે જુદી જ અસર થતી જાય છે. આ અસર કદી કદી સરળ તો કદી કદી વિષમ માર્ગે કરવામાં આવે છે. પહેલાં જર્મનો અને પોલ્સમાં જે લગ્નસંબંધ થતા તે સરળ માર્ગે થતા અને તેથી તે સર્વમાં વિશેષ અસરકારક હતા. કારણ કે, તેથી જર્મનોના દેશાભિમાનને ઘણે ભાગે ગ્રહણ થયા જેવું જ થતું !

પોલિશ ભાષાનો બહિષ્કાર કરાવી પોલ્સનો પ્રયત્ન તોડી પાડવા માટેનો પ્રશિયન સરકારે યોજેલો ઉપાય કેવી રીતે નિષ્ફળ થયો છે તે પાછળ કહી ગયા છીએ. આ જ કારણ માટે પ્રિન્સ બિસ્માર્ક જર્મન પોલોનાયઝેશન ફંડની એક યુક્તિ કરી હતી, અને તે સિદ્ધ થશે એમ આરંભમાં મનાતું હતું; પરંતુ અનુભવાન્તે તે નિષ્ફળ થયાનું જણાય છે. આ ફંડને વખતો-વખત વધારવામાં આવ્યું છે. પરિણામે આજે ત્રેવીસ કરોડ માર્કસ જેટલું તે થયું છે. આ ફંડનો મુખ્ય હેતુ એ હતો કે, પોલિશ પ્રાંતમાં જર્મન લોકોની વસાયત સ્થાપન કરી સર્વ પ્રદેશમાં મધમાખીના પુડાની માફક જર્મન વસા-યતનો વિસ્તાર વધારવો. આ યુક્તિ દિવસે દિવસે નિષ્ફળ થતી જાય છે. પ્રશિયન સરકાર લોકોને અનેક પ્રકારે સમજાવતાં કહે છે કે, પોલિશ પ્રાંતમાં

તમે નિવાસ કરો, ત્યાં તમને ફાયદો થશે અને અમે તમને પુરેપુરી અનુકૂળતા આપીશું. પણ લોકો તે તરફ લેશ માત્ર ધ્યાન આપતા નથી. કારણ, તેમને ભય છે કે, ત્યાં જઇને રહીશું તો પોલ્સની જાળમાં સપડાયા સિવાય રહીશું નહિ. અત્યાર સુધી મળેલી હકીકત ઉપરથી આ ભય નિરાધાર જણાતો નથી. વળી તે ફંડનો બીજો એક હેતુ એ હતો કે, ખાનગી રીતે કે જાહેર રીતે પોતાની જમીન વેચવાનો પોલ્સ પર પ્રસંગ આવે તો તે ખેતરો અને બગીચા જર્મનો માટે ખરીદી લેવા. પરંતુ આ ઉદ્દેશ સુદ્ધાં પોલ્સો સિદ્ધ થવા દેતા નથી. જર્મન લોકો સાથે કિંમતની હરકાઇમાં ઉતરી તેઓ પોતાના જાતિભાઈની જમીન પરકીય પ્રજાના હાથમાં જવા દેતા નથી. કદાચિત તે જર્મનના હાથમાં જાય છે તો આજુબાજુના લોકો તેને કષ્ટ આપે છે. તેનો સર્વ પ્રકારે બહિષ્કાર કરે છે, ખેતીનું કામ કરનારા મજુરો મળવા દેતા નથી, બજારમાં કોઈ પણ વસ્તુ તેને વેચાતી મળવા દેતા નથી અને તેનાં જાનવર તથા પાકને કોઇ પણ પ્રકારે હાનિ થાય તેમ કરે છે. આ સિવાય બીજી અનેક રીતે તે જમીન છોડી જાય તેવાં કષ્ટ આપે છે. આ પદ્ધતિથી કોઇ પણ જર્મન પોલિશ પ્રાંતમાં જમીન મેળવવાની હિંમત કરતો નથી.

ઘણા લોકોની એવી સમજ છે કે, પોલિશ પ્રદેશમાં જર્મન સરકાર જુલમ પ્રવર્તાવે છે. કેટલીક બાબતોમાં સરકારે કઠોરતા દર્શાવી છે ખરી, પણ તે ઉપરથી લોકો ઉપર જુલમ કરવામાં આવે છે એવી માન્યતા થાય તો તે ભૂલભરેલી છે. અત્યાર સુધી પૂર્ણ નિઃપક્ષપાત રીતે અમે જે હકીકત પ્રકટ કરી છે તે ઉપરથી વાચકોના ધ્યાનમાં આવશે કે, પ્રશિયન સરકાર હાલમાં જે ઉપાયો યોજે છે તે કેવળ પોતાના રક્ષણ માટે જ યોજે છે. જર્મન લોકોએ જ્યારે પોલિશ પ્રાંત પોતાની સત્તામાં લીધો ત્યારે તેમનો એવો હેતુ હતો કે, જર્મન ભાષા, જર્મન સુધારો અને જર્મન ધ્યેયો પોલ્સમાં પ્રવર્તાવી જર્મન પ્રજાની નવી વસાયત કરી ત્યાં અલ્પસંખ્યામાં રહેલા જર્મનોનું સામર્થ્ય વધારવું. હાલમાં ' પોલોનાયઝેશન 'નો જે પ્રયત્ન પોલ્સ ચલાવે છે તે વિનાહરકતે ચાલશે તો જર્મનોને પોતાનો હેતુ સિદ્ધ થવાની આશા છોડવી પડશે. પરંતુ હાલની પરિસ્થિતિ પ્રમાણે જોઈએ તો પોલ્સના આ માર્ગમાં કોઈ પણ પ્રકારની હરકત ઉપસ્થિત થઇ હોય એમ લાગતું નથી. તેમનો પ્રયત્ન સરળતાથી ચાલે છે. તેનો પ્રતિબંધ કરવાની પ્રશિયામાં શક્તિ હોય એમ જણાતું નથી. પોતાનામાં વિશેષ સામર્થ્ય લાવવા માટે પોલિશ પ્રજાએ જર્મન સુધારાનો આશ્રય લીધો છે. પાંચ પચાસ વર્ષ પૂર્વે તેમની પાસે જે સંપત્તિ હતી તે કરતાં ચાર ગણી

તેમણે પ્રાપ્ત કરી છે; તેથી ત્યાંના લોકોને જર્મન બનાવવાનું કાર્ય લગભગ અશક્ય થયું છે. જર્મન યુનિવર્સિટીમાં અભ્યાસ કરી બહાર આવેલા હોંશિયાર પોલિશ નાગરિકોએ પ્રસ્તુત હિલચાલ સ્વીકારેલી છે. પોલિશ જાતિ, પોલિશ ભાષા અને પોલિશ વિચારસરણી દૃઢ કરવાની જોસભેર મહેનત લઈ રહ્યાં છે, અને રાજ્યકર્તા સાથે યુદ્ધનો પ્રસંગ જ્યારે ત્યારે પણ આવશે, એ ભાવનાથી પોતાના અનુયાયીઓને લશ્કરી તૈયારી રાખવાને ઉત્તેજન આપ્યા કરે છે. પ્રશિયન સરકાર આગળ આ જે મહત્વનો પ્રશ્ન ઉત્પન્ન થયો છે, તેનો નિર્ણય કરવાની તેના પોતાના બચાવ માટે તેની ફરજ છે. અમને લાગે છે કે, પોલ્સને જર્મન્સ બનાવવા કરતાં સારા પોલ્સ બનાવવાની દૃષ્ટિ રાખશે તો તે પોતાનો સારો બચાવ કરી શકશે. એક પોલિશ સરદારે આ સંબંધમાં કાઢેલા ઉદ્દ્ગારો અતિ મહત્વના છે. તે કહે છે કેઃ—

"પ્રશિયન સરકાર રાજ્યકાર્યભારમાં અતિશય દક્ષ, અતિશય વ્યવસ્થિત અને અતિશય કાર્યકુશળ છે; પરંતુ જે લોકો પર તે સત્તા ભોગવે છે તે લોકોનો તેના પર પ્રેમ રહે કે તેમના મનમાં તેના વિષે વિશ્વાસ ઉત્પન્ન થાય તેવું વર્તન રાખી શકતી નથી. પોલ્સનો નાશ કરી તેમનું સ્થાન જર્મનોને આપવાનો તેનો ઘાતકી પ્રયત્ન ચાલુ છે." આ કથનમાં ઘણું સત્ય છે. પોલ્સને સંતુષ્ટ રાખવાનો નિશ્ચય કરી તેમનો ઉપહાસ નહિ કરે અને સમાન ભાવથી વર્તશે તો પ્રશિયાને ફતેહ મળવાનો સંભવ રહે છે.

---

## પ્રકરણ ૨૪ મું.

### જર્મનીનો પૂર્વ ઇતિહાસ અને અન્ય માહિતી.

પૂર્વકાળનું જર્મની હાલના જર્મની કરતાં ઘણું મોટું હતું. આસ્ટ્રિયા—હુંગરીમાંનું આસ્ટ્રિયા જે હાલ જુદું ગણાય છે તે, તે સમયે જર્મનીમાં ગણાતું હતું. ઓગણીસમી સદીની પહેલાં જર્મનીનું બાદશાહી પદ આસ્ટ્રિયાની ગાદીના હાલના અધિકારી હૅપ્સબર્ગ કુટુંબ પાસે સેંકડો વર્ષ સુધી હતું. છઠ્ઠી સદીમાં રોમન પાદશાહીનો ટ્યૂટેનિક પ્રજાએ નાશ કર્યો ત્યારથી ઇ. સ. ૧૨૭૩ સુધી જર્મનીનો કોઈ બાદશાહ જ નહતો એમ કહીશું તો ચાલશે. ઈ. સ. ૧૨૭૩ માં હૅપ્સબર્ગ કુટુંબનો રૂડોલ્ફ બાદશાહ થયો. એ બાદશાહે ૧૨૭૩ થી ૧૨૯૧ સુધી રાજ્ય કર્યું હતું. ત્યાર પછી ચોથા ચાર્લ્સના સમયમાં (૧૩૪૭–૭૮) ઇ. સ. ૧૩૫૬ માં જર્મન સંસ્થાનોને સામ્રાજ્યમાં જોડી,

બાદશાહી પદ ચિરસ્થાયી કરનારી ગોલ્ડનબુલ ( Golden bull ) નામની સનંદ મુખ્ય ધર્માધિકારી પોપની સંમતિથી અમલમાં આવી. એ સનંદને અનુસરીને જર્મનીમાં જે અનેક નાનાં મોટાં સંસ્થાનો હતાં તેમાંનાં સાત સંસ્થાનોને બાદશાહ ચુંટી કાઢવાનો હક્ક મળ્યો. આ અધિકારના ચિહ્ન તરીકે ઇલેક્ટર ( ચુંટણી કરનારા )ની પદવી તે સંસ્થાનોના રાજાઓને મળી. આ સાત સંસ્થાનો પૈકી આસ્ટ્રિયા, બવેરિયા, સાકસેન અને બ્રેન્ડનબર્ગમાં રાજાઓ રાજ્ય કરતા હતા. બીજાં ત્રણમાં એટલે કોલોન, ટ્રીવ્ઝ અને મેંઝમાં રાજાના સ્થાને આર્ચબિશપ હતા. આ પછી એક પેલાટિનેટ ઑફ્ રાઇન ( હેનોવર બ્રન્સવિક ) નામનું આઠમું સંસ્થાન તેમાં વધારવામાં આવ્યું હતું. આ સર્વ સંસ્થાનોમાં અનેક કારણથી આસ્ટ્રિયાનું સંસ્થાન અત્યંત બલિષ્ટ હતું. તેથી બાદશાહી ચુંટણીમાં આસ્ટ્રિયાના ઇલેક્ટરને જ બાદશાહ નીમવાનો વહીવટ પડયો. પછી આ બાદશાહના પાટવીપુત્ર તે જ બાદશાહ તરીકે ચુંટાવાનો ક્રમ શરૂ થયો. આ પ્રમાણે પ્રથમ જર્મન બાદશાહી પદ ચુંટણીથી પ્રાપ્ત થતું હતું, તે કાળાંતરે આસ્ટ્રિયા-હુંગરીના હૅપ્સબર્ગ રાજકુટુંબના પાટવીપુત્રને વંશપરંપરા મળવા લાગ્યું. આ ક્રમ નેપોલિયન બોનાપાર્ટના સમય સુધી ચાલુ રહ્યો હતો.

સોળમી સદીમાં પ્રોટેસ્ટંટ ધર્મની સ્થાપના થઇ, તે વખતે ઉત્તર તરફનાં સર્વ જર્મન સંસ્થાનોએ નવીન ધર્મ સ્વીકાર્યો અને આસ્ટ્રિયાએ સ્પેનની સાથે કૅથોલિક ધર્મના મુખ્ય પ્રવર્તક અને સંરક્ષકનું વ્રત સ્વીકાર્યું. ત્યારથી જર્મનીમાં મોટા બે પક્ષો પડી ગયા અને આસ્ટ્રિયાની બાદશાહી સત્તામાં વિરોધ થવા લાગ્યો. કેટલાક મહત્વાકાંક્ષી જર્મન સંસ્થાનિકોએ હૅપ્સબર્ગ કુટુંબના હાથમાંથી બાદશાહી પદ ખેંચી લેવાનો વિચાર કર્યો. બીજા ફ્રેડરિક બાદશાહના સમયમાં ( ૧૬૧૯-૩૭ ) ત્રીસ વર્ષના નામથી પ્રસિદ્ધ થયેલું યુદ્ધ યૂરોપના પ્રોટેસ્ટંટ અને કૅથોલિક વચ્ચે ધર્મ સંબંધમાં થયું હતું. આ યુદ્ધમાં જર્મન સંસ્થાનોમાં પરસ્પર વિરુદ્ધતા વધશે એવું ફ્રાન્સે ધાર્યું હતું, અને તેથી આ યુદ્ધને અંતે ફ્રાન્સે જર્મનીનો કેટલોક પ્રદેશ પોતાના રાજ્યમાં મેળવી લીધો, અને સ્વીટ્ઝર્લૅંડ જેવાં કેટલાંક નવીન સ્વતંત્ર રાષ્ટ્રો ઉદય પામ્યાં.

**આ રીતે પરસ્પરમાં ફૂટ પડેલા જર્મનીની અર્ધીપર્ધી અરાજકતાની પરિસ્થિતિમાં હાલના જર્મન બાદશાહનું હોહેન-ઝોલર્ન કુટુંબ ઉદયમાં આવ્યું. આ રાજકુટુંબની વંશાવળી હાલના કૅયસર સુધી નીચે પ્રમાણે છે:—**

| | |
|---|---|
| ફ્રેડરિક વિલિયમ, ગ્રેટ ઇલેક્ટર, | ઇ. સ. ૧૬૪૦–૮૮. |
| ફ્રેડરિક (ત્રીજો) ઇલેક્ટર, ૧૭૦૧ પછી પ્રશિયાનો પહેલો ફ્રેડરિક | ૧૬૮૮–૧૭૧૩ (પુત્ર) |
| ફ્રેડરિક વિલિયમ (પહેલો) | ૧૭૧૩–૪૦ (પુત્ર) |
| ફ્રેડરિક ધિ ગ્રેટ (બીજો) | ૧૭૪૦–૮૬ (પુત્ર) |
| ફ્રેડારક વિલિયમ (બીજો) | ૧૭૮૬–૯૭ (ભત્રીજો) |
| ફ્રેડરિક વિલિયમ (ત્રીજો) | ૧૭૯૭–૧૮૪૦ (પુત્ર) |
| ફ્રેડરિક વિલિયમ (ચોથો) | ૧૮૪૦–૬૧ (પુત્ર) |
| વિલિયમ (પહેલો) | ૧૮૬૧–૮૮ (ભાઇ) |
| ફ્રેડરિક (ત્રીજો) | ૧૮૮૮ |
| વિલિયમ (બીજો) | ૧૮૮૮ (પુત્ર) કૈયસર. |

હોહેન–ઝૉલર્ન કુટુંબનું મૂળ નિવાસસ્થાન સુબિઆ (Suabia) હતું. એ સ્થળ સ્વીઝથી વિશેષ દૂર નથી. આ કુટુંબનો પહેલો પુરુષ ફ્રેડરિક ન્યૂરેમ્બર્ગ શહેરનો બુરોકાઉંટ–(Borough count) હતો. ત્યારપછી ઇ. સ. ૧૪૧૧ માં બીજો એક ફ્રેડરિક થયો. તેણે બાદશાહ સિગિસમંડને કેટલીક રકમ કરજે આપી તેમજ બીજી જાતની ઘણી મદદ કરી; તેથી ખુશી થઇ બાદશાહે તેને બ્રૅંડનબર્ગના ઇલેક્ટરની પદવી આપી. પ્રથમ કહ્યું છે જ કે બાદશાહ નીમવાનો હક્ક ધરાવનારા સંસ્થાનિકોમાં બ્રૅંડનબર્ગનો ઇલેક્ટર પણ હતો. આ સંસ્થાને પ્રશિયાની ડયૂકડમ ઇ. સ. ૧૬૧૮ માં મેળવી અને તે સાથે જ આજુબાજુનો પણ વિશેષ પ્રદેશ સત્તામાં લીધો. ઉપરની વંશાવળીમાં કહેલા ત્રીજા ફ્રેડરિકે ઇ. સ. ૧૭૦૦ માં હૅપ્સબર્ગ બાદશાહની સંમતિથી પ્રશિયાના રાજાની પદવી મેળવી અને ત્યારથી તે પ્રશિયાનો પહેલો ફ્રેડરિક એ નામથી પ્રસિદ્ધ થયો. તે વખતે પ્રશિયા બાદશાહના સત્તા નીચેની એક ડચી (Duchy) હતી અને ત્યાંની પ્રજા જર્મન રક્તની ન હતી. આ નવા રાજ્યમાં જુદા જુદા છ પ્રાંત હતા અને તેઓ એક બીજાની સાથે ભિન્નભાવ ધરાવતા હતા. આ કુસંપ દૂર કરી પ્રશિયન સામ્રાજ્યમાંની સત્તા નીચે તેમનામાં ઐક્ય ઉત્પન્ન કરવાનું કાર્ય હોહેન–ઝોલર્નસ પર આવી પડયું, અને તેમણે તે ઉત્કૃષ્ટ રીતે પૂર્ણ કર્યું. પ્રશિયન રાજ્યની કીર્તિ દિનપ્રતિદિન વધવા લાગી અને છેવટે આસ્ટ્રિઆની સામે થવાનું સામર્થ્ય પ્રશિયન રાજ્યમાં આવ્યું. ઈ. સ. ૧૭૪૦ માં આસ્ટ્રિયા–હંગરીનો હૅપ્સબર્ગ કુટુંબનો રાજા તથા જર્મનીનો બાદશાહ છઠ્ઠો ચાર્લ્સ મરણ પામ્યો; અને તેની પાછી તેની પુત્રી મરાયા થેરેસાને વારસો મળ્યો. નજીકના સંસ્થાનિકો એને

સ્વીકારવા તૈયાર નહતા તેથી "વૉર ઑફ આસ્ટ્રિયન સક્સેશન" નામનું યુદ્ધ શરૂ થયું. આ યુદ્ધમાં પ્રશિયાના રાજા સુપ્રસિદ્ધ ફ્રેડરિક ધિ ગ્રેટે હાથ નાખ્યો અને સાયલીશિયા નામે આસ્ટ્રિયન પ્રાંત પોતાના રાજ્યમાં દાખલ કર્યો. ફ્રેડરિક ધિ ગ્રેટ અતિ શૂર, સાહસી અને રાજ્યકાર્યકુશળ હતો. તેનું સૈનિક બળ અપૂર્વ હતું. તેની કારકીર્દિમાં પ્રશિયન યુનિવર્સિટીઓની સ્થાપના થઈ ભાષાશાસ્ત્રીઓ, તત્વવેત્તાઓ, શાસ્ત્રજ્ઞો અને ધારાશાસ્ત્રીઓ તૈયાર થવા લાગ્યા. તેણે તે વખતે લશ્કરમાં જે સખત પદ્ધતિ (Iron Discipline) શરૂ કરી હતી તે અદ્યાપિ ચાલે છે. ફ્રેડરિકની આવી તૈયારી જોઇ મરાયા થેરેસાએ નમતું મુકી વેસ્ટ ફાલિયાના કરારમાં સાયલિશીયા પ્રશિયા પાસે જ રહેવા દેવાનું ઠરાવ્યું. દિનપ્રતિદિન પ્રશિયાનું સામર્થ્ય વધતું જતું જોઈ નજીકનાં રાષ્ટ્રોમાં ઇર્ષ્યા ઉત્પન્ન થઈ; તથા રૂશિયા, ફ્રાન્સ અને આસ્ટ્રિયાએ પ્રશિયાને જીતી લઇ તે રાજ્ય વહેંચી લેવાનો વિચાર કર્યો. ફ્રેડરિકે ઇંગ્લાંડની સહાય્ય માગી અને સાત વર્ષનું (૧૭૫૬ થી ૧૭૬૩ સુધીનું) ભયંકર યુદ્ધ શરૂ થયું. તેમાં અંતે પ્રશિયા અને ઇંગ્લાંડનો જય થયો. આ યુદ્ધમાં પ્રશિયન સૈન્યે ફ્રેડરિકની આગેવાની નીચે અવર્ણનીય પરાક્રમી કૃત્ય કર્યા હતાં. પ્રશિયન પ્રજામાં આત્મવિશ્વાસ ઉત્પન્ન થયો અને બીજાં રાષ્ટ્રો પર પણ તેની સારી અસર થઇ. તેમણે આસ્ટ્રિયાની ઝુંસરી ઉતારી નાખવાનો એક વખત વિચાર કર્યો. પરંતુ ફ્રેડરિક ધિ ગ્રેટની પછી જે પ્રશિયન રાજાઓ થયા હતા, તેમનામાં કર્તૃત્વશક્તિ બીલકુલ નહતી. આ કારણથી એ વિચાર જેવો ને તેવો દાબી દેવાની જરૂર પડી; એટલું જ નહિ, પણ તેમનું પરસ્પરનું ઐક્ય પણ રહ્યું નહિ. ત્યાર પછી નેપોલિયને યુદ્ધમાં આસ્ટ્રિયા અને પ્રશિયાને જીતી લીધાં અને પોતાની સત્તાધારક 'કૉનફીડરેશન ઑફ રાઇન'ની રાજ્યવ્યવસ્થા જેનાની લઢાઇ પછી અમલમાં મુકી. વૉટર્લુના યુદ્ધ પછી નેપોલિયનની રાજ્યવ્યવસ્થા બંધ થઈ અને પુનઃ આસ્ટ્રિયાની સત્તા નીચે જર્મન સામ્રાજ્ય સ્થાપિત થયું.

વિએનાની કૉંગ્રેસમાં હોહન–ઝોલર્નસનું વિશેષ તેજ પડયું નહિ. તે કૉંગ્રેસે તેના પ્રથમના પોલિશ પ્રદેશ પૈકી કેટલોક પ્રદેશ અને રાઈન નદીના કિનારાનો કેટલોક નવો તુટક પ્રદેશ તેમને આપ્યો. આ પછીનાં કેટલાંક વર્ષ સુધી ગ્રેટ ઇલેક્ટરની કારકીર્દિમાં પ્રશિયન રાજ્યની જેવી સ્થિતિ હતી તેવી પુનઃ ચાલુ થઈ. વૉટર્લુના યુદ્ધમાં ડયૂક ઑફ વૅલિંગ્ટનની સાથે પ્રશિયન સેનાપતિ બ્લૂચરે બહાદુરી બતલાવી હતી; પરંતુ ઇ. સ. ૧૮૧૫ થી ઇ. સ. ૧૮૬૪ સુધી પ્રશિયન સૈન્ય પોતાના રાજ્ય બહાર બીલકુલ નીકળ્યું નહતું. આખા રાજ્યમાં બધે ઉદાસિનતા પ્રસરેલી જણાતી હતી. રાજકીય બાબતમાં

જર્મનીના ઘણા સંસ્થાનિકો અને પ્રશિયા પણ આસ્ટ્રિયાની ઇચ્છા પ્રમાણે ચાલવા લાગ્યાં. ઇ. સ. ૧૮૪૮ માં ફ્રેંકફોર્ટમાં મળેલી સભાએ તે વખતના પ્રશિયાના રાજા ફ્રેડરિક વિલિયમ (ચોથા)ને જર્મન રાજ્યનું પ્રમુખપણું આપવાનું કહ્યું; પરંતુ તે તેણે સ્વીકાર્યું નહિ; એટલું જ નહિ, પણ ઑલમુટ્ઝ (Olmutz) ની પરિષદ્માં તેણે અભિવચન આપ્યું કે તે કદી આસ્ટ્રિયાની સત્તામાં વિરોધ કરશે નહિ. આ સ્થિતિ લક્ષમાં લઇ પ્રશિયાના આ ઐતિહાસિક કાળને "Dark ages for prussia" (પ્રશિયાની વિદ્યા અને પ્રગતિનો શૂન્યત્વનો સમય) એવી ઇતિહાસકારોએ સંજ્ઞા આપી છેઃ ઈ. સ. ૧૮૬૧ માં પહેલો વિલિયમ ગાદી પર આવ્યો. આ રાજા કર્તવ્યપરાયણ, દીર્ઘદષ્ટિવાળો અને રાજ્યકાર્યમાં કુશળ હતો. તેણે ગાદી પર આવ્યા પછી પોતાની નજીકનાં સંસ્થાનો અને બીજા પ્રદેશો સૈનિક સહાયતાથી મેળવવાનો ક્રમ શરૂ કર્યો. ઇ. સ. ૧૮૬૬ માં તેણે આસ્ટ્રિયા સાથે યુદ્ધ કર્યું. આ યુદ્ધનો સાત અઠવાડીઆમાં જ અંત આવ્યો અને આસ્ટ્રિયાનો પૂર્ણ પરાભવ થયો. યુદ્ધના અંતે પ્રેગનો ઇતિહાસપ્રસિદ્ધ તહ થયો. તે કરારથી એવું ઠર્યું કે, હવે પછી આસ્ટ્રિયાનો જર્મની સાથે બીલકુલ સંબંધ રહેશે નહિ, અને આસ્ટ્રિયાનો બાદશાહ 'જર્મનીનો બાદશાહ' એવી પદવી પોતાના નામ આગળ ધારણ કરશે નહિ. આ જ વખતે પ્રશિયાએ ડેન્માર્ક પાસેથી સ્લે સ્વિગ અને હોલસ્ટન પ્રાંત લીધા તથા હેનોવર અને નજીકનાં બીજાં દશ સંસ્થાનો ખાલસા કર્યા. ત્યાર પછી યુરોપિયન રાષ્ટ્રોની કૉન્ફરન્સ મળી તેમાં આ વ્યવસ્થા સર્વેએ માન્ય રાખી. આ સર્વ પ્રયત્નમાં જર્મન બાદશાહને તેના સુપ્રસિદ્ધ મુત્સદ્દી પ્રિન્સ બિસ્માર્કની મદદ હતી. વિલિયમ મનુષ્યના ગુણની પરીક્ષા કરવાનું સારું જ્ઞાન ધરાવતો હતો. તે જ વખતે તેને પ્રિન્સ બિસ્માર્કમાં રહેલા ગુણનો પરિચય થયો, અને જર્મનીનું ઐક્ય સાધવામાં તેણે આ યુક્તિબાજ મુત્સદ્દીનો સારો ઉપયોગ કરી લીધો.

ઇ. સ. ૧૮૭૦ માં ફ્રાન્સ સાથે જર્મનીનું યુદ્ધ થયું. તે યુદ્ધમાં સેડેનમાં ફ્રાન્સનો પરાજય થયો; અને છેવટે વર્સેલિસમાં ૨૧-૨-૭૧ ના રોજ એક તહ થયો. એ તહની શરતો પ્રમાણે ફ્રાન્સે આલ્સાસ અને લોરેન નામના પૂર્વ સરહદ પરના પ્રાંત અને લઢાઇની ખંડણી તરીકે વીસ કરોડ પૌંડની રકમ જર્મનીને આપવાનું કબૂલ કર્યું. આ રકમની પુરેપુરી પતાવટ ઇ. સ. ૧૮૭૩ માં થઈ ત્યાં સુધી જર્મન લસ્કરની છાવણી ફ્રાન્સમાં હતી.

ઇ. સ. ૧૮૭૧ ના જાનેવારી મહિનાની ૧૮ મી તરીખે જર્મન સામ્રાજ્યની સ્થાપના થઇ, અને તે સામ્રાજ્યના બાદશાહનું પદ પ્રશિયાના રાજ-

કુટુંબને વંશપરંપરા આપવાનું ઠર્યું. તેમજ સામ્રાજ્યમાં સામેલ થયેલાં કુલ છવીસ સંસ્થાનોએ પોતાનો કારભાર સ્વતંત્ર રીતે ચલાવવો અને સાર્વભૌમનો વહીવટ બાદશાહ તથા બુણ્ડેસરાટ્ અને રાઇશટેગ નામે લગભગ અર્ધ-પાર્લામેંટ જેવી સભા માર્ફત ચલાવવો એમ ઠર્યું. ઇ. સ. ૧૮૮૮ માં પહેલો વિલિયમ મરણ પામ્યો. તેના પછી તેનો પુત્ર અને મહારાણી વિક્ટોરિઆનો જમાઇ ગાદી પર આવ્યો. પરંતુ તે અકાલે મૃત્યુ પામ્યો. તેના પછી તેનો પુત્ર બીજો વિલિયમ–હાલનો કયસર બાદશાહ–સિંહાસનારૂઢ થયો. તે પહેલાં જ પ્રિન્સ બિસ્માર્કે આસ્ટ્રિયા અને ઈટાલી સાથે અનુક્રમે ઇ. સ. ૧૮૭૮ અને ૧૮૮૨ માં બીજાં રાજ્યોનો હુમલો આવે તો એક બીજાને સહાય્ય કરવાનો કરાર કર્યો હતો. કદાચિત ફ્રાન્સ વેર લેવાની ઇચ્છા કરે તો તે પ્રસંગે બીજા રાજ્યની મદદ મળી શકે એવા દુરદર્શીપણાથી બિસ્માર્કે આ ત્રીરંગી સલાહ ( Tripple Alliance )ની યુક્તિ યોજી હતી. એના જવાબરૂપે ફ્રાન્સે રૂશિઆ સાથે ૧૭૯૫ માં દ્વિરંગી તહ ( Dual Alliance ) એ નામનો કરાર કર્યો. કયસરે ગાદીએ બેઠા પછી થોડા વખતમાં પ્રિન્સ બિસ્માર્કને હોદ્દા ઉપરથી ખસેડી તેનું મધ્યમ ધોરણ છોડી જ્યાં ત્યાં તંટાબખેડા કરવાનો અને પોતાનો ટટ્ટુ આગળ ચલાવવાનો ક્રમ શરૂ કર્યો. જગત્ પર આક્રમણ કરનારૂં સામર્થ્ય ( World power ) એ શબ્દોનો પ્રથમ પ્રચાર કયસરે જ કર્યો, અને જર્મન સામ્રાજ્યમાં આખું જગત્ આવવું જોઇએ એવી કલ્પના રચી. કોઇ પ્રસંગે સંકટ ઉપસ્થિત થવાના ભયથી ફ્રાન્સે ઉપર કહ્યા પ્રમાણે રૂશિઆ સાથે તહનામું કર્યું હતું. આ પ્રમાણે થવા છતાં ત્રીરંગી સંધિથી પ્રબળ થયેલા જર્મનીનું ત્રાજવું નમતું થયુંજ હતું, તેને ઉંચું લાવવા માટે યૂરોપમાં એકજ રાષ્ટ્ર સમર્થ હતું, અને તે ગ્રેટબ્રિટન જ. અને તે ફ્રાન્સ તથા રૂશિઆ સાથે ભળ્યું. આ ત્રણ રાષ્ટ્રોની મૈત્રીને " Triple Entente " કહે છે, અને તેને જ વર્તમાન સમયે મિત્ર ( Allies ) રાષ્ટ્રો કહેવામાં આવે છે. આ ત્રણ રાષ્ટ્રો વર્તમાન સમયે જર્મની અને આસ્ટ્રિયા સામે મહાયુદ્ધ ચલાવી રહ્યાં છે, તે પ્રત્યેક આબાલવૃદ્ધ જાણે છે જ.

હવે જર્મન સામ્રાજ્યની રાજ્યવ્યવસ્થા કેવી છે, તે વિષે ટુંકામાં આપણે વિચાર કરીશું.

જર્મન સામ્રાજ્ય એટલે પચીસ સ્વતંત્ર રાજ્યનો ( Lovereign States ) સમૂહ છે. આ પચીસ રાજ્યમાં ચાર રાજ્યો, છ ગ્રાંડ ડચીસ્, પાંચ ડચીસ્, સાત પ્રિન્સિપેલિટીસ્ અને ત્રણ સ્વતંત્ર શહેરો છે. આલ્સાસ લૉરેન એ છવીશમો પ્રાંત છે, અને ત્યાંના મુખ્ય અધિકારીની નીમણુક જર્મનીનો

બાદશાહ પોતે કરે છે. ઉત્તરમાં **પ્રશિયા** તથા દક્ષિણમાં **બવેરિયા**, **વર્ટેમ્બર્ગ**, **સાક્સન** અને **બેડન** એ પાંચ મુખ્ય સંસ્થાનો છે. સામ્રાજ્યનો વિસ્તાર લગભગ ૨,૦૮,૦૦૦ ચોરસ મૈલ એટલે **ફ્રાન્સ** કરતાં સહેજ વધારે છે. લોકસંખ્યા લગભગ છ કરોડ જેટલી છે. તેમાં **ટ્યૂટનિક**ની વસ્તી વિશેષ છે. પૂર્વ ભાગમાં **સ્લાવ** પ્રજા વિશેષ છે. બે તૃતીયાંશ મનુષ્ય પ્રોટેસ્ટંટ પંથના છે અને બાકીના વિશેષે કરીને **રોમન** કેથોલિક છે. સામ્રાજ્યની લશ્કરી અને રાજકીય બાબતમાં મુખ્ય અધિકાર **રાઈશટેગ**ના ઠરાવ પ્રમાણે **પ્રશિયા**ના રાજાને આપેલો હોવાથી તેને **જર્મની**ના બાદશાહની પદવી પ્રાપ્ત થયેલી છે.

પ્રથમ કહી ગયા જ છીએ કે બાદશાહી પદ **હોહેન**–ઝૉલર્ન કુટુંબને કાયમનું મળેલું છે, તેમ જ તે પદ વડીલ પુત્રને જ મળવું જોઈએ એવો પણ નિયમ છે. બાદશાહ પોતાનો સાર્વભૌમ અધિકાર સંયુક્ત સંસ્થાનોના નામથી ચલાવે છે. તેને રાજ્યકાર્યભારમાં મદદ કરવા માટે **બુણ્ડેસરાટ્** નામે જે સભા છે. તેમાં દરેક સંયુક્ત સંસ્થાન તરફથી એક કે વધારે સભાસદ હોય છે. તેના સભાસદોની કુલ સંખ્યા ૫૮ છે. ધારા ઘડવાની સત્તા બાદશાહ, **બુણ્ડેસરાટ્** અને **રાઇશટેગ** એ ત્રણેના હસ્તક છે. **રાઈશટેગ**માં એકંદર ૩૯૭ સભાસદ હોય છે. ઉંમર લાયક થયેલા દરેક પુરુષને આ સભા માટે પ્રતિનિધિ ચુંટવાનો હક્ક છે, અને એ રીતે દર ત્રણ વર્ષે ચુંટણી થાય છે. આ મતો બેલેટથી એટલે ગુપ્ત રીતે લેવામાં આવે છે, અને લગભગ એક લાખ નાગરિકો તરફથી એક પ્રતિનિધિ નીમવામાં આવે છે.

લશ્કર અને લડાયક નૌકાઓ, સાર્વભૌમના ઉત્પન્નની બાબતો, **જર્મન** વેપાર, પોસ્ટ અને તાર ખાતું તથા રાજ્યના સંરક્ષણ સાથે સંબંધ ધરાવતી રેલ્વે વિષે કાયદા કાનુન કરવાની સંપૂર્ણ અને સ્વતંત્ર સત્તા સામ્રાજ્યને છે. તોપણ **બવેરિયા** ને **વર્ટેમ્બર્ગ** સંસ્થાનોએ પોસ્ટ અને તારખાતાની વ્યવસ્થા સ્વતંત્ર રીતે પોતાના હસ્તક રાખી છે. **જર્મન** પ્રજાને પરદેશમાં વસવાટ કરી રહેવા સંબંધી, **જર્મન** પ્રજાના સામાન્ય હક્ક સંબંધી, બૅંકિંગ સંબંધી, પેટંટો, ગ્રંથકર્તાના હક્ક, નદી અને નહેરોમાં નૌકાઓ ફેરવવાના કાયદા, દિવાની ફોજદારી ધારા, કૉર્ટમાં કામ ચલાવવાની રીત, સેનિટરી, પોલીસ અને છાપખાનાં તથા સભાઓનું નિયમન વગેરે બાબતોના મુખ્ય કાયદાકાનુન સામ્રાજ્ય પ્રથમ ઘડે, અને તેને અનુસરીને સંસ્થાનિકોએ પોતપોતાની અનુકૂળતા પ્રમાણે જુદા જુદા ઘડવા એવું ઠરાવેલું છે.

અમલ બજાવણીનો અધિકાર બાદશાહના હાથમાં છે. દેશપરદેશના વ્યવહારમાં બાદશાહ જ સામ્રાજ્યનો પ્રતિનિધિ હોય છે. દેશના રક્ષણ માટે યુદ્ધ કરવાની સત્તા તેને છે. બીજાં રાષ્ટ્રો સાથે સલાહ પણ તે કરી શકે છે.

તે પોતાનો વકીલ બીજા રાજ્યમાં મોકલે છે અને બીજા રાજ્યનો પોતે રાખી શકે છે. બીજા પર ખાસ ચઢાઈ કરવા માટે યુદ્ધ કરવાનું ઠરે તો તેને પ્રથમ સંયુક્ત કાઉન્સિલની સંમતી લેવી પડે છે. સંસ્થાનિકોને બીજા રાજ્યોના દરબારમાં પોતાનો વકીલ મોકલવાનો હક્ક છે, પરંતુ પરસ્થળે રહેતા સર્વે કૉનસલ્સ ( વેપારી વકીલ ) ને સામ્રાજ્યના નોકર ગણવામાં આવે છે, અને તેમની નીમણુંક બાદશાહ કરે છે.

ફીડરલ કાઉન્સિલ અને રાઇશિટેગની વાર્ષિક બેઠકનો આરંભ બાદશાહ કરે છે. આ સભાની બેઠક મુલતવી રાખવાનો કે બરખાસ્ત કરવાનો તેને અધિકાર છે; પરંતુ સાઠ દિવસ કરતાં બહુ વખત તે મુલતવી રાખી શકતો નથી; અને સભા બરખાસ્ત થાય તો સાઠ દિવસની અંદર ફરી ચૂંટણી કરી ૯૦ દિવસમાં નવી સભા ભરવી પડે છે. કોઈ કાયદો મંજુર થતાં પહેલાં તે ફીડ-રલ કાઉન્સિલ અને રાઇશટેગ એ બે સભામાં વધુમતે પસાર થવો જોઇએ છે. પ્રત્યેક સંસ્થાનને ફીડરલ કાઉન્સિલમાં જેટલા મત હોય તેટલા સભાસદ મોકલવાનો હક્ક હોય છે. આ કાઉન્સિલમાં પ્રશિયાને ૧૭, બવેરિયાને ૬, સાકસેનને ૪, વટેમ્બર્ગને ૪, બેડન અને હેસી (Hesse) એ દરેકને ૩ અને મૅકલેનબર્ગ, શ્વેરિન તથા બ્રન્સવિક એ પ્રત્યેકને ૨ અને બાકીનાઓ દરેકને એકેક સભાસદ મોકલવાનો હક્ક છે.

સામ્રાજ્યનો ચૅન્સેલર ફીડરલ કાઉન્સિલનો અધ્યક્ષ હોય છે. આ કાઉન્સિલ અને રાઇશટેગે મંજુર કરેલા સામ્રાજ્ય વિષયક કાયદાને અમલમાં મુકતાં પહેલાં બાદશાહની સંમતી મેળવવી પડે છે; અને તે સંમતી મળીને આચારમાં આવતાં પહેલાં સામ્રાજ્યના ચન્સેલરને તેના પર સહી કરવી પડે છે. રાઇશિટેગમાં વાદવિવાદ ચાલે તે વખતે હાજર રહેવાનો ફીડરલ કાઉન્સિલના સર્વ સભાસદોને હક્ક છે. ફીડરલ કાઉન્સિલ એ ચેન્સેલરની દેખરેખ નીચે કાર્યકારી અને સલાહ આપનારૂં એક મંડળ છે; તેની એકંદર નવ સ્ટૅંડિંગ કમિટિ છે. ૧ સૈન્ય અને કિલ્લા માટે, ૨ લડાયક નૌકા માટે, ૩ જકાત અને કર માટે, ૪ વેપાર માટે, ૫ રેલ્વે, પોસ્ટ અને તાર માટે, ૬ દિવાની અને ફોજદારી કાયદા માટે, ૭ સામ્રાજ્યના વસુલ માટે, ૮ પરરાષ્ટ્રીય વ્યવહાર માટે અને ૯ આલ્સાસ-લૉરેનના કારોબાર માટે છે. પ્રત્યેક કમીટીમાં ઓછામાં ઓછા ચાર સંસ્થાનોના પ્રતિનિધિ તો હોય છે જ.

સાર્વભૌમ કામની વ્યવસ્થા માટે જુદી જુદી પુષ્કળ ઑફિસો સ્થાપન થયેલી છે. એ સર્વ ઑફિસો પર ચેન્સેલરની પ્રત્યક્ષ કે અપરોક્ષ દેખરેખ રહે છે. એ સર્વમાં મુખ્ય ઑફિસ (૧) ચૅન્સેલરી ઑફિસ, (૨) ફૉરેન ઑફિસ

**અને (૩) જનરલ પોસ્ટ અને ટેલીગ્રાફ્ ઑફિસ એ ત્રણ છે. પરંતુ આ ઑફિસોના મુખ્ય અધિકારીઓ ઇંગ્લાંડની પેઠે કેબિનેટના સભાસદ હોતા નથી.**

તા. ૩૧ મે ઈ. સ. ૧૮૬૯ ના ચુંટણીના કાયદા પ્રમાણે ૨૧ વર્ષની ઉંમરના દરેક જર્મનને મત આપવાનો અધિકાર છે; તેમજ ૨૫ વર્ષ પુરાં થયાં હોય અને જે એક વર્ષ સુધી સંયુક્ત સંસ્થાનો પૈકી કોઇ પણ એક સંસ્થાનમાં રહ્યો હોય, તેને પ્રતિનિધિ થવાનો હક્ક છે. પ્રતિનિધિઓને પગાર તરીકે કંઇ પણ મળતું નથી; પરંતુ સભાની બેઠક ચાલુ હોય ત્યારે તે રેલ્વેમાં મફત પ્રવાસ કરી શકે છે.

રાઈશટેગમાં જુદા જુદા મુખ્ય રાજકીય પક્ષો કયા છે અને ઇ. સ. ૧૮૭૧ થી ઇ. સ. ૧૯૧૨ સુધીમાં તેમના કેટલા કેટલા પ્રતિનિધિ ચુંટાઇ આવ્યા છે, તે નીચેના કૉષ્ટકમાં દર્શાવ્યું છે.

| સાલ | ૧૮૭૧ | -૭૪ | -૭૭ | -૭૮ | -૮૧ | -૮૪ | -૮૭ | -૯૦ | -૯૩ | -૯૮ | ૧૯૦૩ | -૦૭ | -૧૨ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| કાન્ઝર્વેટીવ | ૫૬ | ૨૧ | ૪૦ | ૫૯ | ૫૧ | ૭૬ | ૮૦ | ૭૨ | ૭૦ | ૫૭ | ૫૮ | ૬૨ | ૪૫ |
| લિબરલ | ૩૯ | ૩૬ | ૩૮ | ૫૭ | ૨૭ | ૨૮ | ૪૧ | ૨૧ | ૨૮ | ૨૨ | ૧૯ | ૨૨ | ૧૪ |
| નેશનલ લિબરલ્સ | ૧૨૦ | ૧૫૨ | ૧૨૭ | ૯૮ | ૪૫ / ૪૭ | ૫૧ | ૯૮ | ૪૧ | ૫૩ | ૪૮ | ૫૦ | ૫૪ | ૪૫ |
| રેડિકલ્સ | ૪૮ | ૫૦ | ૩૯ | ૨૮ | ૭૦ | ૭૪ | ૩૫ | ૭૯ | ૪૯ | ૫૩ | ૩૮ | ૫૩ | ૪૪ |
| સેંટર કિંવા કૅથલિકસ | ૬૩ | ૯૧ | ૯૨ | ૯૪ | ૧૦૦ | ૯૯ | ૯૮ | ૧૦૬ | ૯૬ | ૧૦૨ | ૧૦૦ | ૧૦૪ | ૮૧ |
| સોશીયલ ડેમોક્રૅટ્સ | ૨ | ૯ | ૧૨ | ૯ | ૧૨ | ૨૪ | ૧૧ | ૩૫ | ૪૪ | ૫૬ | ૮૧ | ૪૩ | ૧૧૦ |

એ સિવાય પોલ્સ, ડેન્સ વગેરે છે, પરંતુ તેમનું વિશેષ મહત્વ ન હોવાથી તે આંકડા આપ્યા નથી.

ઇ. સ. ૧૮૭૧ થી ઇ. સ. ૧૯૧૨ સુધીમાં એકંદર તેર સભાઓ ઠરેલી મુદતના અંતરે ભરાઇ. પ્રથમ પ્રતિનિધિની સંખ્યા ૩૪૭ હતી તે પાછળથી વધારી ૩૯૭ જેટલી કરવામાં આવી. આ પૈકી પ્રશિયા તરફથી ૨૩૬ અને બવેરિયા તરફથી ૪૮ સભાસદ હોય છે. એ સિવાયની જગ્યાઓ બીજાં સંસ્થાનોમાં ઓછાવત્તા પ્રમાણમાં વહેંચાઇ ગઇ છે. ઉપર આપેલા કોષ્ટક પરથી રાઇશટેગમાં જુદાં જુદાં ઘણાં મંડળો હોવાનું જણાઈ આવે છે. પાર્લામેંટરી

સત્તાના અભાવે આ પદ્ધતિથી બહુ ખરાબ અસર થાય છે. ઇંગ્લાંડમાં જેમ એક સત્તાધારી પક્ષ અને બીજો વિરોધી પક્ષ હોય છે, તેમ જર્મનીમાં નથી. જે તે પક્ષ પોતાના મત વધારવાના પ્રયત્ન કરે છે તેથી સરકાર એટલે બાદશાહ અને તેના મંત્રીઓ જ સારી પેઠે ફાવે છે. આજે એક પક્ષને હાથમાં લે તો કાલે બીજાને લે અને એ પ્રમાણે હમેશાં ચાલ્યાં કરે છે. ઇંગ્લાંડમાં જેવી દ્વિપક્ષીય રાજપદ્ધતિ છે તેવી જર્મનીમાં નથી, તેથી રાજ્યકારભારમાં લોકોના હાથમાં જેવી સત્તા હોવી જોઇએ તેવી બિલકુલ હોતી નથી. જર્મની-ની રાઇશટેગનું બાહ્યાંગ બ્રિટિશ પાર્લામેંટ જેવું છે, પણ પાર્લામેંટ જેટલી સત્તા તેને નથી. સભાસદોને બાદશાહ અને મંત્રીની ઇચ્છા જોઈ મત આપવા પડે છે. ઈ. સ. ૧૯૧૨ માં સોશીયાલિસ્ટોની સંખ્યા ઘણી વધી ગઈ હતી. સ્વતંત્રતાનું તેજ હોય તો માત્ર એ જ પક્ષમાં છે. તેમની આ પ્રગતિ એવી જ રીતે ચાલુ રહે તો કેટલાક સમય પછી જર્મનીમાં પાર્લામેંટરી ગવર્નમેન્ટ શરૂ થાય એવી આશા રાખવી એ અસ્થાને ગણાશે નહિ.

સામ્રાજ્યનાં સર્વ સંસ્થાનોમાં ( આલ્સાસ, લોરેન અને મેકલેમ્બર્ગની એ ગ્રાંડ ડચીઝ સિવાય ) સનંદને અનુસરીને પદ્ધતિપુરઃસર રાજ્યકારભાર ચાલે છે. ૬ મોટાં સંસ્થાનોમાં 'લોઅર હાઉસ' અને 'અપર હાઉસ' એવી બે સભા છે; બાકીનાં સંસ્થાનોમાં એક એક જ સભા છે. આ વિષયનો વિ-શેષ વિચાર ૨૧મા પ્રકરણમાં આવી ગયો છે તેથી અહીં જ પુરો કરી જર્મન સામ્રાજ્યમાં પ્રશિયાનું મહત્વ કેટલું અને શાથી છે, તેનું વર્ણન કરી આ પ્રકરણ સમાપ્ત કરીશું.

જર્મનીમાં પ્રશિયાનો દરજ્જો કેવો છે, એ સંબંધી ઘણા દેશના લોકો-માં ગેરસમજ છે. કેટલાક માને છે કે પ્રશિયા એ જ જર્મની અને બીજાં સંસ્થાનો તેનાં ઉપાંગ રૂપ છે. આ સમજ કે માન્યતા ભૂલભરેલી છે. જર્મન સામ્રાજ્ય ઇ. સ. ૧૮૭૧ માં જુદાં જુદાં સ્વતંત્ર સંસ્થાનોના ઐક્યથી સ્થા-પિત થયું છે. બીજાં સંસ્થાનો જેમ સામ્રાજ્યમાં મળી ગયાં છે, તેમ પ્રશિયા એ સંસ્થાન જો કે મોટું છે, તોપણ બીજાની સાથે તે સામ્રાજ્યમાં સામેલ થયું છે. સામ્રાજ્યનાં સંસ્થાનોમાં ને તદ્દન નાનાં સંસ્થાનોને જે હક્ક છે તેના કરતાં જરા પણ પ્રશિયાને વિશેષ હક્ક અપાયો નથી. અમેરિકન પ્રેસિ-ડેન્ટને જેમ કેટલાક વિશેષ અધિકાર આપવામાં આવ્યા છે, તેમ જર્મન બાદશાહ કયસરને પણ આપ્યા છે; પરંતુ તે અમેરિકન પ્રૅસિડેન્ટના પ્રમાણમાં ઘણા થોડા છે. તોપણ પ્રશિયાના રાજા તરીકે બીજાં સંસ્થાનોના રાજાના કરતાં કિંચિત્ પણ વિશેષ અધિકાર અપાયો નથી. સામ્રાજ્યની વ્યવસ્થા

સંબંધી જે નિયમો છે તેમાં વિશેષ એવું ઠરાવ્યું છે કે કયસરે બીજા રાજાઓના વહીવટમાં હાથ ઘાલવાનો પ્રયત્ન બિલકુલ કરવો નહિ. કયસર જેવા હીલચાલને જ ચાહનારને આ નિયમ ભારે પડે છે, પણ તે મુંગે મોઢે પાળ્યા સિવાય તેને ચાલતું નથી. આ નિયમ કઢાવી નાખવાનો તેણે અનેક વખત યત્ન કર્યો, પણ તે બીજાં સંસ્થાનિકોએ સિદ્ધ થવા દીધો નહિ.

પોતાના હક્કને માટે હમેશાં જાગ્રત રહેનારૂં સંસ્થાન બવેરિયા છે. તેના કામમાં ડખલ કરવાની કયસર હિંમત જ કરી શકતો નથી. એ સંસ્થાન વિસ્તારના પ્રમાણમાં બીજા નંબરે આવે છે, અને ત્યાંની પ્રજા સ્વાતંત્ર્યપ્રેમી છે. બવેરિયન્સ અને પ્રશિયન્સ એકબીજા પ્રતિ વિશેષ પ્રેમ રાખી શકતા નથી. એ સંસ્થાનને સામ્રાજ્યમાં મેળવતાં પ્રિન્સ બિસ્માર્કને બહુ મહેનત પડી હતી. છેવટે એ સંસ્થાનને રેલ્વે, પોસ્ટ અને તારના વિશેષ હક્ક આપવામાં આવ્યા ત્યારે તેણે બિસ્માર્કનું કહેણુ માન્ય કર્યું હતું. પ્રશિયા વિષે વટેમ્બર્ગ અને સાક્સેન સંસ્થાનનો પણ તેવો જ મત છે. રાઇશટેગમાં થતાં ભાષણોમાં એ સંસ્થાનોના પ્રતિનિધિ પ્રશિયા પર યથેચ્છ શાબ્દિક લ્હાવો લે છે. બીજાં સંસ્થાનો પણ પ્રશિયા પ્રત્યે થોડી ઘણી અપ્રીતિ ધરાવે છે. પ્રિન્સ બિસ્માર્ક આ સ્થિતિથી અજ્ઞાત નહતો; પરંતુ કાલાન્તરે પ્રશિયા વિષે સંસ્થાનિકોના મનમાં પ્રેમ ઉત્પન્ન થશે, એવી શ્રદ્ધાથી તેણે સામ્રાજ્યની સ્થાપના કરી. બિસ્માર્કનું આ અનુમાન સત્ય ઠરવાનાં ચિહ્ન ધીમે ધીમે જણાવા લાગ્યાં છે. હવે એક બીજા પ્રતિનું વૈમનસ્ય કંઇક નરમ પડતું જાય છે. બવેરિયામાં પણ એવી નરમાશ દૃગ્ગોચર થવા લાગી છે. આવી જ સ્થિતિ હજી કેટલાંક વર્ષ ચાલુ રહેશે તો સર્વ સંસ્થાનો એક બીજા સાથે જોડાઇ આત્મીય સંબંધી બની જશે. પરંતુ પ્રશિયન લોકોનો સ્વભાવ કેટલીક બાબતમાં અતિ વિલક્ષણ છે તેથી એ આનંદનો દિવસ કેટલો દૂર છે તે નિશ્ચિતપણે કરી શકાય તેમ નથી.

પ્રશિયાના લોકો શુદ્ધ જર્મન લોહીના નથી. તેમનામાં પ્રથમની સ્લાવ જાતિના રક્તનું મિશ્રણ થયેલું હોવાથી તે ખરા જર્મન નથી એમ પશ્ચિમ અને દક્ષિણ ભાગમાંના જર્મનો સમજે છે. પ્રશિયનોનું વર્તન બીજા લોકોની સાથે બહુ ઉદ્ધતાઇભરેલું હોય છે. રેલ્વેમાં, ટ્રામમાં, હોટેલમાં, રમત ગમતનાં સ્થાનોમાં અમુક મનુષ્ય પ્રશિયન છે કે કેમ તે તેના વર્તન પરથી તરત ઓળખી શકાય છે. કોઇ પણ મનુષ્ય તેની અસભ્યતા અને ઉદ્ધતાઇ પરથી સહેલાઇથી ઓળખી શકે છે. તેમનામાં સારા ગુણ પણ પુષ્કળ છે; પરંતુ તે સાથે દુર્ગુણ પણ ઘણા છે. તે હમેશ ગર્વથી ફુલાયલા રહે છે. તેમનો

સ્વભાવ દુરાગ્રહી હોય છે, અને તે કોઇની શરમ રાખતો નથી. ખર્ચમાં કંજુસાઇ ઘણી અને ઘેર આવેલાનો આદરસત્કાર કરવાનું તો તેને ભાન જ હોતું નથી ! નાક ફુલાવીને આત્મપ્રશંસા કરવામાં ને બીજાની નિંદા કરવામાં તેઓ હોંશીલા હોય છે. એકંદરે, તેઓ બીજા સાથે હળીમળી શકતા નથી, તેથી સર્વને લાગે છે કે તેની સાથે જેમ ઓછો પ્રસંગ પડે તેમ સારૂં. તેમના વિરુદ્ધ જે પૂર્વગ્રહ છે તે તેમની ઉદ્ધતાઈને લીધે જ છે.

આમ હોવા છતાં બીજા લોકો એટલું તો સ્વીકારે જ છે કે, રાષ્ટ્રના સુધારાનું કાર્ય પ્રશિયાની મદદ સિવાય પૂર્ણ થઇ શકે તેમ નથી. પ્રશિયાએ બીજાં સંસ્થાનોને પોતાનાં ઋણી બનાવ્યાં છે, અને જર્મનીની રાજકીય બાબતમાં પ્રશિયાને મુખ્ય સ્થાન આપવું જોઇએ એ માન્યતામાં કોઇનો પણ મતભેદ નથી. પ્રશિયાનું નેતૃત્વ પરાણે પણ સર્વને માન્ય છે. એટલું તો નક્કી છે કે, પ્રશિયાનું બીજાં સંસ્થાનો ઉપર વજન રહેશે, અને તેમ રહેવાની આવશ્યકતા છે એમ સર્વ માને છે.

૨૬ સંસ્થાન પૈકી પ્રશિયા એક સંસ્થાન છે એ ખરૂં; પરંતુ રાજ્યના વિસ્તારના ત્રણ પંચમાંસ જેટલો ( ૧,૩૪,૦૦૦ ચોરસ મૈલ ) વિસ્તાર તેનો છે, અને લોકસંખ્યા પણ એ જ પ્રમાણમાં છે. તે ઉપરાંત પ્રશિયાએ ગઇ સદીમાં જે નવીન પ્રદેશ મેળવ્યો છે તે ફળદ્રુપ હોઇ ત્યાંના લોકો ઉત્કર્ષાભિલાષિ છે. આ કારણથી સર્વ રાજ્યમાં પ્રશિયાને મુખ્ય સ્થાન મળે તો તે સ્વાભાવિક છે. જર્મનીના બાકી રહેલા બે પંચમાંશ ભાગને તેમના વિસ્તાર અને લોકસંખ્યાના પ્રમાણમાં રાજ્યવ્યવસ્થાના નિયમમાં વિશેષ મહત્વ આપ્યાનું બહારથી જણાય છે; પરંતુ વસ્તુતઃ "कर्तुमकर्तुमन्यथाकर्तुम्" એ સામર્થ્ય પ્રશિયામાં છે. પ્રશિયાનું આ સામર્થ્ય ઓછું કરવાની કોઇની સત્તા નથી. બવેરિયનો અને બીજી પ્રજા જે બડબડાટ કરે છે, તે આ વસ્તુસ્થિતિ તેમને સ્પષ્ટ જણાય છે તેથી જ.

સામાન્ય રીતે બુણ્ડેસરાટ્ પ્રશિયાની એટલે કયસરની ઇચ્છા વિરુદ્ધ સહસા જતી નથી. કોઇ રાજકીય પ્રકરણમાં પોતાની ઇચ્છા પ્રમાણે પરિણામ લાવવા માટે પ્રશિયાના સત્તર મત ઉપરાંત બીજા તેર મત તેને મેળવવા પડે છે, અને તે મેળવવામાં તેને બીલકુલ હરકત પડતી નથી. કારણ, રેલ્વે સંબંધી એક બીજા સાથે રહેલા સંબંધમાં, નદીઓ સંબંધીના નિયમમાં, પોસ્ટની સગવડ સંબંધમાં તેમજ એવા પ્રકારની બીજી અનેક બાબતોમાં પ્રશિયા સહજ વિરુદ્ધ ઉતરે તો નાનાં સંસ્થાનોને તરત તેને નમી જવું પડે છે. તેમજ આવી ભલમનસાઇ બતાવવામાં તેમને કંઇ નુકસાન થતું નથી. કારણ,

પ્રશિયાનો અને તેમને આધિભૌતિક હિતસંબંધ એક જ સ્વરૂપનો હોય છે. આ પ્રમાણે પ્રશિયા એકાદો કાયદો પસાર કરે છે તો તેનું અનુકરણ કરવાને બીજાં સંસ્થાનો પણ તૈયાર થાય છે. હાલના બાદશાહ કયસરની રાજનીતિથી બીજાં સંસ્થાનો ગોકળગાય જેવાં બની ગયાં છે; પરંતુ તેની પછી તખ્ત પર આવનારો પ્રશિયન બાદશાહ ઓછી યોગ્યતા ધરાવનારો હશે તો પ્રશિયાનું મહત્વ વધ્યા સિવાય રહેશે નહિ. હાલ તો સંસ્થાનિકો માને છે કે પ્રશિયાને ખીજવવામાં કાંઈ સાર નથી.

હાલની આ સ્થિતિ ચિરકાલ રહેશે એવો ભરોંસો રખાય નહિ. એક ગ્રંથકાર કહે છે કે, પ્રશિયા ધીમે ધીમે બીજાં સંસ્થાનોને ગળી જશે. પણ તે કહે છે કે, આવો પ્રસંગ થોડાજ વખતમાં આવશે કે કાલાન્તરે આવશે, તેની માત્ર હાલ કલ્પના જ કરવાની છે.

પ્રથમ કહ્યું છે કે પ્રશિયા વિષે રહેલી અપ્રીતિ ધીમે ધીમે ઓછી થતી જાય છે. જે નવી પેઢીની પ્રજા થશે એટલે જુની વાતોનું સ્મરણ ન રહેતાં પ્રેમ દૃઢ થશે, એવો હાલમાં રંગ જણાય છે. તેમજ જર્મન માત્ર એક જ આત્મા રૂપ છે ( Pan German movement ) એવો પવન ફુંકાયો છે, તેનો પણ કદાચ આ કાર્યમાં સારો ઉપયોગ થશે. આ ચળવળનો આદ્ય પ્રવર્તક પ્રૉ. હેન્રિચ વૉન ટ્રિશ્કી નામનો પ્રસિદ્ધ ઇતિહાસકાર છે. એ ઇતિહાસકારે કરેલા રાષ્ટ્રીય કાર્યનું વર્ણન કરનાર ડૅાસનનો એક લેખ જાનેવારી ૧૯૧૫ ના "16th Century and After', નામે માસિકમાં પ્રસિદ્ધ થયો છે, તે એ ભાષા જાણનાર વાચકે વાંચવા જેવો છે. રાજાની સત્તા છીનવી લેવી, તેને વાર્ષિક સાલયાણું બાંધી આપવું અને સર્વ પ્રજાએ સર્વ કારભાર પોતાના હસ્તક લેવો એવા વિચારનો જર્મનીમાં હમણાં વધારે પ્રચાર થયો છે; અને એ મત પ્રમાણે સુધારો કરવા માટે અનેક ઉપાયો સૂચવવામાં આવે છે. પરંતુ આ સુધારો અમલમાં આવે તેવી પરિસ્થિતિ હમણાં નથી; ત્યાં સુધી જર્મન બાદશાહને સ્થાનભ્રષ્ટ થવાનો ભય રાખવા જેવું નથી. તેમજ પ્રજાને સુખી કરવાના કાર્યમાં ઘણાખરા જર્મન રાજાઓ તત્પર હોવાથી તેમને માટે પ્રજામાં બેદિલી ઉત્પન્ન થવાનો સંભવ ઘણો ઓછો છે. જર્મન કલા, સાહિત્ય અને શાસ્ત્રોને રાજાઓ ઉદાર આશ્રય આપે છે, તેથી તેના પર કર્તવ્યશૂન્યતાનો આરોપ મુકી શકાતો નથી. ભવિષ્યમાં જર્મનીનો રાજ્યકારભાર પ્રજાના હસ્તક આવશે એમાં કંઇ શંકા નથી; પરંતુ તે કાળ હજુ કેટલો દૂર છે તે હાલ કહેવાનું કાર્ય કઠિન છે.

સમાપ્ત.

# કેટલાંક નવાં પુસ્તકોની યાદી.

**આપણો ધર્મ**—પ્રો૦ **આનંદશંકર બાપુભાઈ ધ્રુવ** એમ. એ., એલએલ. બી. કૃત તેમનાં હિન્દુ ધર્મ વિશેનાં જુદાં જુદાં વ્યાખ્યાનો–લેખો વગેરેનો ૫૦૦ પૃષ્ઠનો મોટો ગ્રન્થ. **કીં. રૂ. અઢી.**

**દીવાને સાગર** } **સાગર**નાં કાવ્યો, ગઝલો, તથા શઅરો, પ્રેમ-ભક્તિ અને **જ્ઞાન**વૈરાગ્યનાં ભજનોનો સંગ્રહ. 'કલાપીના કેકારવ'ના જેવડાં લગભગ ૫૫૦ પૃષ્ટનો દળદાર ગ્રન્થ. **નારદ 'ભક્તસૂત્ર'** નું ભાષાન્તર તથા સુફીની પરિભાષાના વિસ્તારી શબ્દકોષ સાથે. જાડા ગ્લેઝડ કાગળ અને સુંદર છપાઇ તથા પાકી બંધાઇ.

**કિંમત રૂપીઆ અઢી. ખાસ ઉંચી આવૃત્તિના રૂ. ૩–૮–૦.**

**સ્મરણ સંહિતા** } એક કરુણ પ્રશસ્તિ. કર્તા:—સાક્ષરશ્રી **નરસિંહરાવ ભોળાનાથ દ્વિવેટિયા,** બી. એ.

ઉપોદ્‌ઘાત તથા વિસ્તારી ટીકા લખનાર:—

**પ્રો. આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ,** એમ.એ., એલ્‌એલ્‌. બી.

કાવ્યપ્રસંગમાંનાં ખાસ તૈયાર કરાવેલાં અને એ શાહીથી છાપેલાં **દસ ચિત્રો;** ઉંચાં એન્ટિક પેપર અને **મુંબઈ**ના 'ગુજરાતી' પ્રેસની સુન્દર છપાઇ. ગુજરાતી સાહિત્યમાં સર્વ પ્રકારે તદ્દન નવીનતા. **કિંમત રૂ. સવા.**

**નૂપુરઝંકાર** } સા૦ **નરસિંહરાવ ભોળાનાથ** દ્વિવેટીઆનાં કાવ્યોનો વિસ્તારી ટીકા સાથેનો નવો ગ્રન્થ. કવિતદેવીના સુંદર ચિત્ર સાથે. **કિંમત રૂ. એક.**

**સંસારિકા** } કર્તા મર્હુમ **બી. એમ. મલબારી. કિં. રૂ. બે.** ( બહુજ થોડી નકલો સીલકે છે. )

## ગુરૂદત્ત વિદ્યાર્થીનું જીવનચરિત્ર.

મૂળ **લાલા લજપતરાયે** લખેલું તે ઉપરથી ભાષાન્તર. આ પંઝાબી એમ. એ. વિદ્વાન્ પંડિતજીના જીવનચરિત્રમાં ઘણા પ્રસંગો બહુ બોધક છે. તમામ લાઇબ્રેરીમાં આ ચરિત્રગ્રન્થ રહેવાની અગત્ય તેના મૂળ લેખકના તથા ચરિત્રનાયકના નામ માત્ર ઉપરથી જ જણાશે. **વડોદરા સ્ટેટમાં ઇનામ** તથા **લાઇબ્રેરી માટે મંજુર થયું છે.** રોયલ ૧૬ પેજી પૃષ્ઠ ૨૫૦નું ને સોનેરી નામનું પુઠું. **કિં. રૂ. સવા.**

**સમાજ** } **સર રવીન્દ્રનાથ ટાગોરે** લખેલા આપણા જનસમાજની હાલની સ્થિતિ વિશેના નિબંધોનું ભાષાન્તર. **કીં. છ આના.**

